# સ્વ. ગિજુભાઈની ટૂંક જીવનરેખા

**જન્મસ્થાન**

ગૂજરાતનું એક વખતનું જબરું બંદર ને મુખ્ય શહેર વલ્લભીપુર અથવા વળા એ ગિજુભાઈનું જન્મસ્થાન. સને ૧૮૮૫ની નવેમ્બરની ૫ દરમી ગિજુભાઈનો જન્મદિન ગિજુભાઈના પિતાશ્રી ભગવાનજી શંકર બધેકા વળામાં વકીલાત કરતા વળા ચાળીસ ગામના રાજ્યનું મુખ્ય શહેર છે. એટલે ગામડાને હિસાબે શોભા સુંદરતામાં ઘણું સારું ગણાય. ગિજુભાઈનાં માતુશ્રીનું નામ કાશીબેન ગિજુભાઈનું મોસાળ ભાવનગરમાં સ્વ હરગોવિન્દ અજરામર પંડ્યા ગિજુભાઈના મામા થાય સ્વ. હરગોવિન્દ પંડ્યા એટલે દક્ષિણામૂર્તિ સંસ્થાના મોટાભાઈ ને ટ્રસ્ટીઓ માહેના એક હાલના દક્ષિણામૂર્તિના ટ્રસ્ટીઓ માહેના એક શ્રી માણેકલાલ હ. પંડ્યા એટલે મસ્તરામભાઈ ને ગિજુભાઈ મામાફઈના દીકરા ભાઈઓ થાય ગિજુભાઈને બે ભાઈઓ દામુભાઈ ને વનમાળીભાઈ. બન્ને ભાઈઓ આજે વર્ષો થયા મુંબઈમાં ફોટોગ્રાફી ને બટન, મેડલ, ચાંદ વગેરે બનાવવાનું કામ કરે છે દામુકાકાને તો ઘણા ભાઈબહેનો ઓળખતા પણ હશે

ગિજુભાઈનાં લગ્ન બે વખત થયેલાં પહેલું લગ્ન નજીક વર્ષ ટક્યું. બીજાં લગ્નનાં પત્નીનું નામ શ્રી. જડીબેન હતું તેમના દીકરીના ત્રી.

નરેન્દ્રભાઈ, કુ સુશીલાબેન, કુ દિવ્યપ્રભા અને નલિની શ્રી નરેન્દ્રભા
ઉર્ફે શ્રી નસુભાઈ આજે જામનગર બાળમંદિરના આચાર્ય તરી
કામ કરે છે, કુ સુશીલાબેન વિનયકન્યા વિદ્યાલય, નડિયાદમા કા
કરે છે અને નાની બન્ને બહેનો કોલેજમા અભ્યાસ કરે છે

**વતન**

પિતાશ્રી સમજુ ને પ્રેમળ હતા બાળકો ઉપર બહુ જ હેત
રાખતા રોજ સવારસાજ મહિમ્ન ને શિવમાનસ ગાય માતુશ્રી પણ
ભગવતી હતા સવારસાજ દેવદર્શને જતા, ભજનકીર્તનો ને ધોળ
ગાતા આ બધાની અસર કુટુંબના બાળકો ઉપર પડ્યા વિના કેમ રહે

ગામડામા વકીલોનો માનમોભો સારો ગણાય વેપારી, ખેડૂત
તથા ગામલોકોને કેટલી યે વાર તેમનું કામ પડે ઘરકામ કરનાર
પણ બેત્રણ માણસો કાયમ હોય જ ૭ વર્ષ પૂરા થયે ગિજુભાઈને
વળાની પ્રાથમિક શાળામા વાજતેગાજતે ધામધૂમ સાથે ભણવા
બેસાડ્યા નિશાળે જતા પહેલા તેમને ઘેર રમવા આવનાર બ્રાહ્મ-
ણની ડોકરી ભૂધાએ ગિજુભાઈને એકડો શીખવેલો તેથી ગિજુ
ભાઈએ તેને ' આદિ ગુરુ ' કહેલી છે પ્રાથમિક શાળાના સ્મર-
ણોમા પોતાના મહેતાજીને, સાથીદારોને પરીક્ષકોને એમ સૌ
કોઈને યાદ કર્યા છે મહેતાજી કરતા તેમના ભલા પત્ની વિશેષ
યાદ રહ્યા ? કારણ કે તેઓ લાગણી રાખતા ને ખાવાનુ પણ આ
પતા આમ ભણતરના ત્રાસમાથી રાહત રહેતી, મજા આવતી ને
નાસ્તો મળતો બાકીનો યે ત્રાસ ઠીક ઠીક હતો તેમના બાળ-
બધોનુ કરુણ વર્ણન, મારની વિવિધ રીતો, માસ્તરના જમદૂત
જેવા તેડાગરો, અપ્રિય નિરુપયોગી ને ત્રાસજનક ભણતર વગે-
રેનો પ્રાથમિક શાળાના સ્મરણોમા ગિજુભાઈએ સારો ખ્યાલ
આપ્યો છે ઇતિહાસભૂગોળ કેમ યાદ કરી રાખ્યાં એ નવાઈની વાત

છે જો કે ગિજુભાઈ એક સ્થળે લખે છે કે આજે ચાળીસ વર્ષની ઉમરે ઇતિહાસભૂગોળ ફરી ભણવા પડે છે આ વસ્તુ બતાવે છે કે નાનપણમા નિરર્થક બોજો લાદવામાં આવે છે વળામા એ વખતે માત્ર સાત ગૂજરાતી ધોરણો જ હતા

## નિશાળે

સાત ગૂજરાતી પૂરી કરી ગિજુભાઈ અંગ્રેજી અભ્યાસ કરવા ભાવનગર આવ્યા અહીં મામાને ત્યાં રહી પોતાના જેવડા ભાઈબંધો સાથે ભણવાની તક બહુ મળી આવતી અંગ્રેજી ભણનારાઓને એ વખતે ઉનાળાની ને દિવાળીની લાંબી રજાઓને કારણે ફરવાહરવાની ભારે મોજ પડતી રજાઓને કારણે સાત ગૂજરાતીનો અભ્યાસ કરવાને બદલે ચોથા ધોરણથી અંગ્રેજી શરૂ કરી દેતા રજા ગાળવા ગિજુભાઈ વળા આવી પહોચતા

## વતનની મોજ

વળા એટલે વલભીપુર ઐતિહાસિક શહેર છે ત્યાં કેટલાં યે પુરાતન મંદિરો ને શિવલિંગો છે સિદ્ધેશ્વર, બથેશ્વર ને ભીડભંજનના વિશાળ શિવલિંગો ને ત્યાના જેવો મોટા કદનો નંદી કાઠિયાવાડગૂજરાતમા કયાં યે નથી ગામ બહાર વિશાળ તળાવ ને સુંદર બગીચો છે ગામને પાદર જાબુ ને પીલુડીના પુષ્કળ ઝાડો હોઈ જગલ બની ગયુ છે જાબુના ઝુંડ વચ્ચેજ સ્મશાન છે જ્યાં છોકરાઓ જાબુના ઝૂંડમા સવાર બપોર ને સાંજ ગાળે ને મોજ કરે. જાબુનું વૃક્ષ નીચું ને ઘટાદાર હોય છે તેની ઉપરનીચે રમવાનું મળે, વધારામા પીલુ ખાવા મળે 'મામાની જાબુ'મા નાનપણના આ બધા સભારણા તાજા થયાં છે ઘેલો નદી પણ ઐતિહાસિક છે નદીને સામે કાંઠે વૈજનાથ મહાદેવ છે પૂર નીચે ધૂનામાં નાહવું,

રખડતા રખડતાં બાર વાગ્યે ઘેર આવવુ, વોડાડમણમા ફરવુ, જૂના વલ્લભીમા જવુ એવા પારવિનાના ઇરાદાપૂર્વકના સાહસો ને કાર્યો જુવાનો કરતા, જે વડીલોને મન રખડવુ જ લાગતુ

## ઘર ને લત્તો

ગિજુભાઈનુ ઘર ભટોશેરીમા હતું એની પાછળના ભાગમાં પાણીવાડો છે જેમા કાળી લોકો રહે છે તેમને ઘેર કામ કરનારી કોળણ, દાતણ નાખવા ને ચીભડા વેચવા આવનારી વાઘરણ, દૂધ દેવા આવનાર ભરવાડણ, પાડોશી શિવરેન, નાતાવાળા કુભાર કાકાજેમને ત્યાં વરસમા ત્રણચાર વાર જમવાનુ આવતુ, તેમને તથા તેના ગધેડાઓને તેઓ છેવટ સુધી ભૂલ્યા નથી માનજી, રાકર, ગરમી, શેરીની કૂતરી ને ભટ્દાદાની ગાય આમ નાનપણમા પીધેલી પ્રેરણાઓ બાળપણના પ્રત્યક્ષ અનુભવો તેમના અનેક સાહિત્યને આભારી છે આજ સુધીમા કોઈએ નહિ લખેલુ જાતઅનુભવનુ સાહિત્ય, બાળકો, કુમાર ને કિશોરો માટે ગિજુભાઈએ લખ્યુ આમ દર વર્ષે બે રજાઓ વતનમા ગાળવાની ને બાકીનો અભ્યાસ ભાવનગરમાં ચાલતો આમ મેટ્રિક પાસ કરી પ્રિવીઅસના અભ્યાસ માટે કોલેજમા જોડાયા મામાના દીકરાઓ ભણવામા સમોવડિયા ને સાથી હોઈ શિક્ષણનુ વાતાવરણ જામેલુ રહેતુ. દરમિયાન વચ્ચે વચ્ચે રમતો, પ્રવાસો, નાટકો, સવાદો વગેરે ગોઠવાતા ને ભજવાતા.

## કામધંધે

પ્રિવીઅસનુ વર્ષ પૂરુ કર્યું પણ કુટુબના સજોગો વિચારી કોઈ લાઈને ચડવાનુ ઉચિત વાર્યું લગ્ન થયાં હોઈ એ જવાબદારી પણ વિચારવાની હતી. ત્રણ વર્ષ ભણવા જેવી પરિસ્થિતિ ન હતી, એટલે મુંબઈની કાઈ વ્યાપારી પેઢીમા જોડાયા. ભવિષ્ય માટે આમગ

વધવાની જોઈએ તેવી અનુકૂળતા અહીં ન જણાતા કોઈ સારું ને મનપસંદ કાર્ય શોધી રહ્યા હતા તેવામાં આફ્રિકા રહેતા પોતાના એક મિત્રનો પત્ર આવ્યો કે "અહીં જરૂર છે, તાકીદે આવો"

આફ્રિકા

મુંબઈથી સીધા ઘેર આવી ભાવનગર જઈ મામાની સલાહ લઈ આવ્યા મામાએ વાસો થાબડ્યો ને રજા આપી પિતાજીએ કચવાતે મને જવાની હા પાડી જરૂર પૂરતા કપડા કરાવી લઈ મુંબઈ ઊપડ્યા મુંબઈમાં જાણીતા મિત્રોને મળી અદ્યતન પોશાક ને જરૂરી માહિતી મેળવી લીધી પાસપોર્ટ વગેરેનું પતાવી આફ્રિકા જવા ઊપડ્યા ગિજુભાઈએ પોતે લખ્યું છે કે "આફ્રિકા જતી વખતે હું ઉત્સાહથી થનગનતો એકવીસવર્ષનો નવયુવાન હતો હૈયામાં હામ ને અનેક આશાઓ ભરી હતી નવો પ્રદેશ, ત્યાંના લોકો, રીતરિવાજ વગેરેની અનેક કલ્પનાઓ કરતો ને મનમાં ઉલ્લાસ ભરતો ડેકમાં ફરી રહ્યો હતો

આફ્રિકા તેડાવનાર તેમના મિત્ર હરિશંકર ત્રિવેદી સામા આવેલા 'આફ્રિકા સાંભર્યું' માં આફ્રિકાના બધા સંસ્મરણો– સ્ટીમરમાં બેસવાથી માંડીને ત્યાંના ભાઈબંધો, લોકો, આફિસના સાહેબ ને બોય, ત્યાંના દશ્યો નદીઓ સિનેમા, ટ્રેન મુસાફરી, રીતરિવાજ, ભાષા એમ બધું જ ઉતાર્યું છે આફ્રિકામાં ગિજુભાઈ અઢી વર્ષ રહી પાછા દેશમાં આવ્યા ખાસ ખાલી પડેલી જગા માટે ને ચાલી મુદત પૂરતા જ ત્યાં ગયેલા

પાછા દેશમાં

દેશમાં આવીને થયું કે હવે શું કરવું ? કોઈ કાયમી સારી લાઈન લેવાનો વિચાર કર્યો મામાની સલાહ લીધી નવું વર્ષ

અભ્યાસ કરવા જેટલો વખત ને અનુકૂળતા ન હતા તેથી ટૂંક મુદતમાં થઈ શકે તેવી ને ઉપયોગી લાઇન મામાએ બતાવી. એ લાઇન હતી વકીલાતની. જાણીતી ને માનમોભાવાળી તથા એક વર્ષમાં અભ્યાસ કરી પરીક્ષા આપી ધંધો કરી શકાય. વળી બાપાની જાણીતી લાઇન હોઈ બાપા પણ ખુશ થયા.

## વકીલાતનો અભ્યાસ

મુંબઈમાં પરેલના મગનભાગમાં રહી હાઇકોર્ટ પ્લીડરનો અભ્યાસ શરૂ કર્યો. પહેલાં ડિસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષા આપીને પછી હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા આપી. એ વખતે શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક ને શ્રી મહાદેવ દેસાઈ પણ વકીલાતનો—એલ એલ બી નો અભ્યાસ મગનભાગમાં સાથે રહીને જ કરી રહ્યા હતા.

## વકીલાત

પરીક્ષા આપીને બહુ જ થોડો વખત—ચાર છ મહિના અનુભવ માટે વઢવાણમાં વકીલાત કરીને પછી વઢવાણ કેમ્પ એજન્સીનું અગત્યનું મથક હોઈ ત્યાં ઑફિસ રાખીને ગિરિજાશંકર ભગવાનજી બધેકા, ડિસ્ટ્રીક્ટ એન્ડ હાઇકોર્ટ પ્લીડરના નામનું પાટિયું મારી દીધું. આ વખતે વઢવાણ કેમ્પમાં શ્રી અમૃતલાલ દ. શેઠ, શ્રી તનકશીભાઈ, શ્રી પોપટલાલ ચૂડગર વગેરે વકીલમિત્રોનું મંડળ સાથે કામ કરતું. શ્રી પોપટલાલ ચૂડગર તથા ગિજુભાઈ એક સાથે જ, એક ઑફિસમાં ભાગીદારીથી કામકાજ કરતા ને ત્યારથી તેઓ નિકટના પરિચયમાં આવ્યા ને મિત્ર તરીકે દિવસે દિવસે વધુ ને વધુ નજીક આવતા ગયા. ૧૯૧૩થી ૧૯૧૬ સુધી વઢવાણ કેમ્પમાં ત્રણ વર્ષ વકીલાત કરી વકીલ તરીકે પ્રતિષ્ઠા જમાવી હતી. વકીલાત ધમધોકાર ચાલતી હતી. કમાણી પણ સારી

હતી સુવાસ ફેલાઈ ચૂકી હતી મિલનસાર ને આનંદી સ્વભાવને લીધે સૌ કોઈ સાથે સુમેળ ને મૈત્રી જામ્યા હતા

## જીવનપથ ને નેમ

વકીલાત કરવી પણ ન્યાયપુરઃસર કરવી, વ્યાજબી ફી લેવી, સત્યનો જ પક્ષ કરવો ને આગ્રહ રાખવો, ખોટા કેસ હાથ ન ધરવો, અસત્યથી ગમે તેટલા પૈસા મળતા હોય તો પણ જતા કરવા વગેરે જાતના ગિજુભાઈના દૃઢ મતવ્યો હોઈ એકબે મિત્રોએ કહેલું કે "ગિજુભાઈ, વકીલાતમા બહુ ચાલે " પણ ગિજુભાઈને એ માન્ય ન હતુ ગિજુભાઈની ઈશ્વર ઉપરની આસ્થા અડગ હતી જે છેવટ લગી એકધારી ટકી રહી ને છેવટના વર્ષોમા બળવત્તર બનેલી

## બાળકેળવણીના વિચારોનો ઉગમ

વઢવાણ કેમ્પના નિવાસ દરમિયાન ગિજુભાઈને બાળકેળવણીના વિચારો આવવા માડ્યા પોતાને આગણે જ બચુભાઈ અઢી વર્ષના થવા આવ્યા હતા "અત્યારની શિક્ષણપ્રથા ખોટી છે એમા ડર, માર, ધમકી ને લાલચ ઉપર મડાણ છે બાળકો પ્રસન્ન નથી રહેતા હસતા, ખેલતા, ભણતા નથી પારવિનાના બિન જરૂરી ભણતરનો ત્રાસ બાળકોને વેઠવો પડે છે ને સરવાળે એ ભણતર જીવનમા બહુ ઉપયોગી નથી થતુ " આવા વિચારો રાતદિવસ ઘોળાવા લાગ્યા એક બે મિત્રો ને એક વકીલમિત્રના મહેમાન બોલી ગયેલા કે "ગિજુભાઈ, તમે અહીં ખોટી જગાએ મુબઈ ગયા છો ખરીરીતે તો તમે કેળવણીના જીવ છો " આ વખતે ગિજુભાઈને આ બોલવુ સાચુ નહિ લાગેલુ, પણ ભવિષ્યની કોને ખબર પડે ? ભાવિનો ક્યારે ને કેવો પગર આવશે તેની ભગભગાને પણ ખબર નથી પડતી

અભ્યાસ કરવા જેટલો વખત ને અનુકૂળતા ન હતા તેથી ટૂંક મુદતમા થઈ શકે તેવી ને ઉપયોગી લાઇન મામાએ બતાવી. એ લાઇન હતી વકીલાતની જાણીતી ને માનમોભાવાળી તથા એક વર્ષમા અભ્યાસ કરી પરીક્ષા આપી ધધો કરી શકાય. વળી બાપાની જાણીતી લાઇન હોઈ બાપા પણ ખુશ થયા

### વકીલાતનો અભ્યાસ

મુબઈમા પરેલના મગનબાગમા રહી હાઇકોર્ટ પ્લીડરનો અભ્યાસ શરૂ કર્યો પહેલા ડિસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષા આપીને પછી હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા આપી એ વખતે શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક ને શ્રી મહાદેવ દેસાઈ પણ વકીલાતનો—એલ એલ બી નો અભ્યાસ મગનબાગમા સાથે રહીને જ કરી રહ્યા હતા

### વકીલાત

પરીક્ષા આપીને બહુ જ થોડો વખત—ચાર છ મહિના અજમાયશ ને અનુભવ માટે વળામા વકીલાત કરીને પછી વઢવાણ કેમ્પ એજન્સીનુ અગત્યનુ મથક હોઈ ત્યા ઓફિસ રાખીને ગિરિજાશકર ભગવાનજી બધેકા, ડિસ્ટ્રીક્ટ ઍન્ડ હાઈકોર્ટ પ્લીડરના નામનુ પાટિયુ મારી દીધુ આ વખતે વઢવાણ કેમ્પમા શ્રી અમૃતલાલ દ શેઠ, શ્રી તનમનીભાઈ, શ્રી. પોપટલાલ ચૂડગર વગેરે વકીલમિત્રોનુ મડળ સાથે કામ કરતુ શ્રી. પોપટલાલ ચૂડગર તથા ગિજુભાઈ એક સાથે જ, એક ઓફિસમા ભાગીદારીથી કામકાજ કરતા ને ત્યા થી તેઓ નિકટના પરિચયમાં આવ્યા ને મિત્રો તરીકે દિવસે દિવસે વધુ ને વધુ નજીક આવતા ગયા. ૧૯૧૩થી ૧૯૧૬ સુધી વઢવાણ કેમ્પમા ત્રણ વર્ષ વકીલાત કરી વકીલ તરીકે પ્રતિષ્ઠા જામી હતી વકીલાત ધમધોકાર ચાલતી હતી કમાણી પણ સારી

હતી. સુવાસ ફેલાઈ ચૂકી હતી. મિલનસાર ને આનંદી સ્વભાવને લીધે સૌ કોઈ સાથે સુમેળ ને મૈત્રી જામ્યાં હતાં.

## જીવનપથ ને નેમ

વકીલાત કરવી પણ ન્યાયપુરઃસર કરવી, વ્યાજબી ફી લેવી, સત્યનો જ પક્ષ કરવો ને આગ્રહ રાખવો, ખોટા કેસ હાથ ન ધરવો, અસત્યથી ગમે તેટલા પૈસા મળતા હોય તો પણ જતા કરવા વગેરે જાતના ગિજુભાઈના દૃઢ મંતવ્યો હોઈ એકબે મિત્રોએ કહેલું કે "ગિજુભાઈ, વકીલાતમાં બધું ચાલે." પણ ગિજુભાઈને એ માન્ય ન હતું. ગિજુભાઈની ઈશ્વર ઉપરની આસ્થા અડગ હતી. જે છેવટ લગી એકધારી ટકી રહી ને છેવટનાં વર્ષોમાં બળવત્તર બનેલી.

## બાળકેળવણીના વિચારોનો ઉગમ

વઢવાણ કૅમ્પના નિવાસ દરમિયાન ગિજુભાઈને બાળકેળવણીના વિચારો આવવા માંડ્યા. પોતાને આંગણે જ બચુભાઈ અઢી વર્ષના થવા આવ્યા હતા. "અત્યારની શિક્ષણપ્રથા ખોટી છે. એમાં ડર, માર, ધમકી ને લાલચ ઉપર મંડાણ છે. બાળકો પ્રસન્ન નથી રહેતાં. હસતાં, ખેલતાં, ભણતાં નથી. પારવિનાના બિન-જરૂરી ભણતરનો ત્રાસ બાળકોને વેઠવો પડે છે ને સરવાળે એ ભણતર જીવનમાં બહુ ઉપયોગી નથી થતું." આવા વિચારો રાતદિવસ ઘોળાવા લાગ્યા. એક બે મિત્રો ને એક વકીલમિત્રના મહેમાન બોલી ગયેલા કે "ગિજુભાઈ, તમે અહીં ખોટી જગ્યાએ મુકાઈ ગયા છો. ખરીરીતે તો તમે કેળવણીના જીવ છો." આ વખતે ગિજુભાઈને આ બોલવું સાચું નહિ લાગેલું; પણ ભવિષ્યની કોને ખબર પડે ? ભાવિનો ક્યારે ને કેવો પલટો આવશે તેની ભલભલાને પણ ખબર નથી પડતી.

## લોલીઆણાનો કેસ

વળા પાસે ગરાસિયાનુ લોલીઆણા નામનુ ગામ છે ગામનો ગરાસિયો ગુજરી ગયો ગામના વાણિયાએ ગરાસિયાને અમુક રકમ ધીરેલી ધણી ગુજરી જતા વાણિયાએ મૂળ રકમ કરતા ઘણી વધારે રકમ માટે ગરાસણી ઉપર દાવો કર્યો વાણિયા પક્ષે સ્વ. ગિજુભાઇના પિતા ભગવાનજી વકીલ હતા ગરાસણીએ આવી શ્રી ગિજુભાઇને પોતાના વકીલ તરીકે ઊભવાની માગણી કરી આ રીતે આ કેસમા વાદી અને પ્રતિવાદીના વકીલો તરીકે પિતાપુત્ર ઊભા થયેલા

પિતાપુત્ર ખાનગીમા મળ્યા પિતાએ કહ્યુ " વાણિયાની માગણી ખોટી છે અને તે હારશે પણ ગરાસણી પાકી છે માટે વકીલાતની ફી યોગ્ય આગળથી લઇ લેજે નહિતર મળશે નહિ.

પિતાના આગ્રહથી સ્વ. ગિજુભાઈ ગરાસણી સાથે લોલીઆણે ગયા ત્યા જઇને પણ ફી આપવા જેટલા રૂપિયા તો ગરાસણી પાસે ન હતા તેણે પોતાના કસબી કપડાઓ ફી પેટે ગીરવી મૂકવા વિનતિ કરી.

સ્વ ગિજુભાઇનુ દિલ અતિશય દુભાયુ અસીલ અને વકીલની સ્થિતિ પર એમને દયા આવી. મનથી આ ધધા પરત્વે અપાર નફરત ઊભી થઇ

તેઓ ક્યુ ફ લીધા સિવાય પાછા ફર્યા ઘેર આવી પિતાના સવાલના જવાબમા ' ગરાસણી પાસેથી અર્ધી ફી મળી ' એટલુ ખોટુ પણ બોલ્યા. કેસ તો હાથમા લીધો જ અને ગરાસણી જીતી પણ ખરી પ ણ આ અને આવા કિસ્સાઓએ એમને આ ધધામાથી હમેશને માટે છુટવાની વૃત્તિ ઊભી કરી આપી.

## સુભગ મિલન

એક વખત દરબાર સાહેબ વઢવાણ કેમ્પમા આવેલા શ્રી અમૃતલાલ શેઠ પણ ત્યા અવારનવાર આવતા બધા મિત્રો હતા. ગિજુભાઈએ સ્વાભાવિક રીતે બચુભાઈની કેળવણી માટે શુ કરવુ ને ઘેર શુ કરી શકાય તેની વાત કરી દરબાર સાહેબે કહ્યુ કે વસોની લાયબ્રેરીમા ડૉ. મેરીઆ મોન્ટીસોરીની બાળકેળવણી વિશેની ચોપડીઓ છે એ બહુ સુદર છે ને તમને ઉપયોગી થઇ પડશે તમે જરૂર જોઇ જાઓ વસોમા નાના પાયા ઉપર એક બાળમદિર પણ ચાલી રહ્યુ હતુ ગિજુભાઈ વસો જઈ આ બધુ જોઇ આવ્યા ને પુસ્તકોનો અભ્યાસ શરૂ કરી દીધો ડૉ. મોન્ટીસોરીની ચોપડીઓ ગિજુભાઈને ખરેખર અદ્ભુત લાગી ગિજુભાઇને વેદવાણી જેવો દિવ્ય સદેશ એમાથી મળ્યો ફરીફરીને એ પુસ્તકો વાચ્યા, વિચાર્યા ને મનન કર્યું

## કેળવણીના ક્ષેત્રમાં ખેચાવાના સજોગો

વઢવાણ કેમ્પના નિવાસ દરમિયાન–ગિજુભાઇને અવારનવાર ભાવનગર આવવાનુ થતુ એ વખતે દક્ષિણામૂર્તિ સસ્થાની માત્ર બોર્ડિંગ ચાલતી વિદ્યાર્થીઓ ત્યા રહેતા, જમતા ને સ્ટેટ હાઇસ્કૂલમા ભણવા જતા દરમિયાન અહીં બ્રહ્મસમાજ ભરાયેલ શ્રીમન્નથુરામશર્મા હાજર હતા ને તેમના હાથે બીજા છાત્રાલયના મકાનની ઉદ્ઘાટનક્રિયા કરવાની હતી આ પ્રસગે વઢવાણથી ગિજુભાઇ આવેલા. અગાઉ ગિજુભાઈ સસ્થાના નિકટ પરિચયમા તો હતા જ સસ્થાના માનદ્ વકીલ તરીકે ગિજુભાઈ કામ કરતા સસ્થાનુ બધારણ પણ તેમણે જ ઘડેલુ ને વ્યવસ્થાપક સમિતિના મત્રી તરીક પણ ગિજુભાઈએ ઘણો વખત કામ કરેલુ કઈક વાત પ્રસગે મોટા-

ભાઈએ કહ્યું કે ગિજુભાઈ અહીં આવી જાય ને આપણું કામ સંભાળી લે તો કામ દીપે ને કોઈ જાતની ચિંતા ન રહે નાનાભાઈએ પણ વાતને સંમતિ આપી કેળવણીના ક્ષેત્રમાં પડવાની વાત ગિજુભાઈના મનમાં ઉંડા દોઢ બે વર્ષથી ઘોળાઈ જ રહી હતી એમાં મોટાભાઈનો આગ્રહ ને નાનાભાઈ જેવા સાથીની પડખે રહી કામ કરવાનું કોને ન ગમે?

### મન કેમ ખેંચાયું ?

મોટાભાઈ એટલે ગિજુભાઈના મામા ને દક્ષિણામૂર્તિ સંસ્થામાં પ્રાણસિંચન કરી જતનથી નાના છોડને ઉછેરનાર પ્રાણદાતા ને રક્ષક એમને ત્યાં રહીને ગિજુભાઈ કેટલાંયે વર્ષો ભણેલા તેમના સંસ્કારો ઝીલ્યા ને પ્રેમળ વાતાવરણમાં ઊછર્યા. મામા પોતાની સંસ્થા માટે આગ્રહ કરે પછી ના કેમ પડાય? પોતાના જીવનમાં મોટાભાઈના જીવનની છાપ, સુવાસ ને પ્રેરણાને અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓ પાસે અનેકવાર સંભારી અંજલિ આપી છે "અમને છોકરાઓને રમતા કરવા મોટાભાઈ એટલી ઉંમરે અમારી સાથે રમતમાં ભાગ લેતા આવી રીતે એક વાર રમતાં મોટાભાઈનો પગ ભાંગેલો ને થોડા દિવસ પીડા રહેલી તેમનો નિત્યપ્રસન્ન પ્રાણ ને પ્રસન્નતા જ અમને મહત્ત્વનું શિક્ષણ આપનાર." આમ મોટાભાઈ પ્રત્યેનો સદ્ભાવ, પૂજ્યભાવ ને ગુણબુદ્ધિ તથા કેળવણી તરફ ખેંચાતું મન ગિજુભાઈને ભાવનગર ખેંચી લાવ્યું ૧૯૧૬ માં ગિજુભાઈ ભાવનગર આવ્યા.

### દક્ષિણામૂર્તિમાં જોડાયા

ભાવનગર આવીને દોઢેક વર્ષ બોર્ડિંગમાં કામ કર્યું. તે વખતે શ્રી. લાભશંકર તેમના સાથીદાર હતા. આમ બોર્ડિંગ ચલાવવાથી જે નક્કર લાભ થતો નથી તેમ અનુભવે લાગ્યું વિદ્યાર્થીઓની દેખરેખ રાખવી

ને શિક્ષણમાં મદદ કરવી એટલા પૂરતું જ હજી તો કામ હતું. શિક્ષણમાં ધરમૂળથી ક્રાન્તિ ન થાય ત્યાં સુધી આ બધાં થીંગડાં છે એમ નાનાભાઈ-ગિજુભાઈને લાગવા માંડ્યું. એટલે થોડા જ વખતમાં વિનયમંદિર શરૂ કર્યું ને ગિજુભાઈએ વિનયમંદિરના આચાર્ય તરીકેની જવાબદારી માથે લીધી વઢવાણ કેમ્પથી જ ગિજુભાઈનો શિક્ષણવિષયક અભ્યાસ શરૂ થઈ ગયો હતો દરબાર સાહેબે શ્રી મોતીભાઈનો પરિચય કરાવેલો અને શ્રી મોતીભાઈ ઉત્સાહથી નવા નવા શિક્ષણના પુસ્તકો આકર્ષક પ્રસ્તાવના ને વખાણ કરી વાચવાની ભલામણ કરતા

## શિક્ષણની સાધના

૧૯૧૮માં વિનયમંદિર શરૂ કર્યું ગિજુભાઈ વિનયમંદિરના આચાર્ય બન્યા ને પછી થોડા જ વખતમાં આજીવનસભ્ય તરીકે જોડાયા શિક્ષણની પ્રણાલિકામાં ફેરફાર કર્યો વાતાવરણ પલટી ગયું શિક્ષક ને વિદ્યાર્થીઓ મિત્રોની જેમ વર્તવા લાગ્યા, પણ આ શિક્ષણમાં બાંધેલ ને નક્કી કરેલ ધોરણમાં કેટલીક છૂટ લઈ શકાય? એમાં આત્માને વિકસાવવાની તક ન લાગી એમાં પગ બાંધીને દોડવાની છૂટ જેવું લાગ્યું પાંખો બાંધીને આકાશમાં ઊડવાના સ્વાતંત્ર્ય જેવું લાગ્યું રોજનું વાચન, ચિંતન પ્રત્યક્ષ કામ ને વિચારણાથી લાગ્યું કે આ તો ઉપરનો દેખાવ છે આંતરિક સુધારણા સિવાય નવજીવન પ્રાપ્ત નહિ થાય હૃદયના વિકાસની કેળવણી મૂળથી જ એટલે બાળકોથી જ શરૂ કરવી જોઈએ આ દરમિયાન ગિજુભાઈ કેળવણીવિષયક જાતજાતના પુસ્તકોનો અભ્યાસ કરી રહ્યા હતા કાચા પાયા ઉપર વજનદાર ને દમામદાર મકાન કરવા એટલે મકાનનો ભૂકો કરવો, નાણાંનો અને સમયનો વ્યર્થ વ્યય કરવા સમાન છે સાચો રસ્તો બાળકેળવણી છે નવેસરથી

પાયો રચી સુદૃઢ કરી એના ઉપર ભાવિનું નક્કર ચણતર થવું જોઈએ. વાત સો ટકા સાચી હતી પણ આચરવાની ને તેમાં પડી ઝુંબેશ ઉઠાવવાની કોઈની હામ કે તૈયારી ન હતી.

### બાળશિક્ષણની તમન્ના

નાનાભાઈ અને મોટાભાઈને આ વિચાર જણાવ્યો. તેમણે સામો પ્રશ્ન કર્યો કે તમે તૈયાર હો તો ખુશીથી શરૂ કરીએ; આપણી ના નથી. વાત સાચી છે ને કામ કરવા જેવું છે. તમારે હામ હોય ને શ્રદ્ધા હોય તો અમે તમારી પાછળ જ છીએ, ઝુકાવો. ઈશ્વર જેવડો ધણી છે બધું થઈ પડશે. વિનયમંદિર માટે તો ગમે તે મળી રહેશે બાળકેળવણીનું નવું ને ક્રાન્તિકારી કામ કરનાર કોઈ નહિ મળે. માર્ચ એપ્રિલમાં તો હજી વિચારણા ચાલતી હતી ને જુલાઈમાં તો કાળાગરનાળા પાસે શ્રી. આર. કે. મોદીના બંગલામાં બાળમંદિર શરૂ પણ કરી દીધું. આ પ્રસંગે કાકાસાહેબ ને મશરૂવાળા ગુજરાત વિદ્યાપીઠને અંગે આવેલા, તેમનું રાષ્ટ્રીયશિક્ષણ વિશે વ્યાખ્યાન ગોઠવેલું. અહીં ત્રણચાર મહિના બાળમંદિર ચલાવી દક્ષિણામૂર્તિભવનના દવાખાનાવાળા મકાનમાં બાળમંદિર શરૂ કર્યું આ વખતના બાળમંદિરમાં શહેરમાંથી મળેલાં જાતજાતનાં રમકડાં હતાં. ને આ રમકડાંઓ ખરીદવા ગિજુભાઈ મોટાભાઈ, નાનાભાઈ વગેરે જાતે ગયેલા. એમાં ગેડીદડા, ફૂગા, ચકરડીઓ વગેરે હતાં ને પછી તો નીલમબાગથી ઘણાં ને કિંમતી રમકડાં ભેટ મળેલાં. પણ આ તો બધી શરૂઆત હોઈ જે મળ્યું તેનાથી કામ તે દૃષ્ટિથી ચલાવના. દવાખાનામાં બાળમંદિર ચાલતું એ અરસામાં જ બાળમંદિર માટે નાણાં મળી ચૂક્યા હતા.

બાળમંદિરના આ મકાન માટે શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થાને શાહ હીરાલાલ. અમૃતલાલની કું. એ સ્વ. શેઠ અમૃતલાલ



ગિજુભાઇના સ્વ. પિતાશ્રી
ભગવાનજી ગકર બધેમ



કુ. દિવ્યપ્રભા કુ. સુશીલા કુ. નતિની શ્રી જડીબેન નગેન્દ્ર તથા
સ્વ. ગિજુભાઈ



સ્વર્ગસ્થના
નાના ભાઈઓ

શ્રી વનુભાઈ

શ્રી દામુભાઈ



પુરુષોત્તમદાસના સ્મરણાર્થે તેમ જ મૉન્ટેસોરીપદ્ધતિને અનુસરી બાળશિક્ષણ આપવાની સુગમતા સારુ રૂા ૨૦૦૦૦) અર્પણ કર્યાં

સંવત ૧૯૭૭ ના ફાગણ સુદિ ૮ ને ગુરુવારે બાળમંદિરના બાળકોના સુભાગ્ય હાથે શ્રીમતી રમાબેન પટ્ટણીની હાજરીમાં આ મકાનનું ખાતમુહૂર્ત થયું અને સંવત ૧૯૭૮ના વૈ શુ ૮ ને ગુરુવારે ખુલ્લું મૂકવાની મંગળક્રિયા અ સૌ કસ્તુરબા ગાંધીના પવિત્ર હસ્તે થઈ

## શરૂઆતના સાથીઓ

હજી મૉન્ટીસોરી બાળમંદિર કાઠિયાવાડ, ગુજરાત ને હિન્દ માટે નવી વસ્તુ હતી હિન્દના પ્રવાસે નીકળેલા ઉત્તર હિન્દના કોઈ શિક્ષિત પતિપત્ની બાળમંદિર જોઈને ખુશ ખુશ થઈ ગયા ને બોલી ઊઠેલા કે આવા ખુશમિજાજી, આનંદી ને આટલાં સ્વચ્છ બાળકો હિન્દમાં હજુ કોઈ સ્થળે અમે જોયાં નથી " પાંચ વર્ષ તો ગિજુભાઈએ બાળમંદિરની મૂગી સાધના કરી પોતે જે વાંચેલુંવિચારેલું તે અહીં પ્રત્યક્ષ કરી જોયું પોતાને જ નવું નવું કરવાનું હતું અનેક અખતરા કરી જોયા નવાં નવાં સાધનો ઘડ્યાં સ્વાન ય ને સ્વયસ્ફૂર્તિના વાતાવરણમાં શાસ્ત્રીય સાધનો વાપરતાં જે સત્યના અનેક વાર દર્શન થયાં તે સત્યને ફરી ફરી અનેક વાર ચકાસી જોયું ને ખાતરી કરી જોઈ પોતાને લાંબા વખતના અનુભવે જે સત્ય દર્શન થયું તે કોઈને કહી દેવાની ઉતાવળ ન કરી, અધીરાઈ ન બતાવી દરમિયાન ૧૯૨૫ સુધીમાં ગોવિન્દભાઈ ઠાકર, વલ્લુભાઈ દવે, લક્ષ્મુભાઈ નાયક, ભોગીલાલ પારેખ વગેરે વ્યક્તિગત બાળઅધ્યાપનમંદિરમાં આવી મૉન્ટીસોરીપદ્ધતિનો અભ્યાસ કરી ગયા હતા બાળમંદિરની શરૂઆતથી જ શ્રી. મનુભાઈ મોતીરામ ભટ્ટને બાળમંદિરના કામમાં સાથી

તરીકે પસંદ કરેના શ્રી નર્મદાબેન ગવજે પણ મેવાભાવે કાર્યમા સાથ આપવાનુ તુરતમા શરૂ કરેલુ

**અધ્યાપનમંદિરની શરૂઆત**

૧૯૨૫–૨૬ મા પહેલવહેલુ રીતસરનુ મોન્ટીસોરી અધ્યાપનમંદિર શરૂ કરવામા આવ્યુ તે વખતે ૫૦ ભાઈઓ ને દસ જેટલા બહેનો હતા ત્યાર પછી દર વર્ષે ઓછી વધતી સખ્યામા અધ્યાપનમંદિર ચાલુ જ રહેલુ અભ્યાસ કરીને ગયેલા વિદ્યાર્થીઓ નવા નવા બાલમંદિરો ખોલી જનતાને નૂતન બાલશિક્ષણપદ્ધતિનુ દર્શન કરાવતા હતા લોકોને પણ મહત્ત્વ સમજાયુ ને દિવસે દિવસે તેનુ આકર્ષણ વધતુ ગયુ

**પ્રથમ મોન્ટીસોરી સમેલન**

૧૯૨૬મા બાલમંદિરને આગણે સૌ સન્નારી અબાલાલ સારાભાઈના પ્રમુખપણા નીચે પહેલવહેલુ મોન્ટીસોરી સમેલન ભરાયુ નૂતન બાલશિક્ષણસંઘની સ્થાપના પણ એ જ વખતે થઈ ત્યાર પછી 'શિક્ષણ પત્રિકા' ચાલુ કરવામા આવી પ્રકાશનમંદિર સ્થાપવામા આવેલુ હોઈ, શિક્ષણવિષયક પુસ્તકો, બાલસાહિત્યગુચ્છ, બાલસાહિત્યમાળા, ચોપાનિયા વગેરે પ્રકાશન ધમધોકાર ચાલતુ હતુ ૧૯૨૮મા અમદાવાદમા શારદામંદિર તરફથી બીજુ મોન્ટીસોરી સમેલન ભરવામા આવ્યુ, જેનુ પ્રમુખપદ પૂજ્ય ગિજુભાઈને આપવામા આવેલુ.

**રણાંગણમાં**

આજ સુધીમા દક્ષિણામૂર્તિનુ નામ કાઠિયાવાડ, ગૂજરાતમા ને હિન્દભરમા કેળવણીની સસ્થાઓમાં ઠીકઠીક જાણીતુ થઈ ચૂક્યુ હતુ આની પાછળ દક્ષિણામૂર્તિ બાલમંદિરની જેમજેની

પ્રવૃત્તિઓ હતી ને એના પ્રેરક હતા ગિજુભાઈ પણ ત્યા તો ૧૯૩૦ ની સાલ આવી ને દેશભરમા સત્યાગ્રહની રણહાક વાગી દક્ષિણામૂર્તિના નિયામક, ગૃહપતિ, શિક્ષકો, વિદ્યાર્થીઓ ને જઈ શકે તેવા સૌ કોઈ ગયેલા અધ્યાપનમદિરમા આવેલા ભાઈબહેનો અધવચ્ચેથી ચાલી નીકળ્યા હતા આવી સ્થિતિમા ગિજુભાઈથી શે બેસી રહેવાય? રણાગણમા પડોચ્યા અને બધુ જોયુ ને તારાબેનની સાથે ઠેર ઠેર ઘૂમ્યા, પરિણામે 'બેરસ'ની વીરાંગનાઓ લખ્યુ ઠેર ઠેર વાનરજૂથો ઊભા કર્યા, વાનર પત્રિકા ભરી ને બાળજગતમા જબરદસ્ત આંદોલન ઊભુ કરી સત્યાગ્રહની લડાઈમા પોતાના વિશાળ શિક્ષણવિષયક ધ્યેયને આગળ ધપાવ્યુ

## અક્ષરજ્ઞાન યોજનાનો ઉદ્ભવ

૧૯૩૧નુ વર્ષ સુલેહનુ હતુ એ વખતે ઠેકઠેકાણે રચનાત્મક કાર્ય ચાલતુ આ અરસામા ગિજુભાઈએ અક્ષરજ્ઞાન યોજના તૈયાર કરેલી, તે નિરક્ષરતા નિવારણ માટે ને પ્રૌઢશિક્ષણ માટે ભારે ઉપયોગી થઈ પડી ૧૯૩૨ થી ૩૪ સુધી નાના પાયા ઉપર સત્યાગ્રહ હરેક પ્રાતમા ચાલુ હતો સત્યાગ્રહની લડત દરમિયાન સત્યાગ્રહીઓ જેલમા ને બહાર ખૂબ પરિચયમા આવ્યા તથા દક્ષિણામૂર્તિનુ શિક્ષણ ને નામના બહુ સાંભળેલી હોઈ ૧૯૩૪–૩૫ ના નૂતન બાળશિક્ષણ અધ્યાપનમદિરમા અનેક ભાઈબહેનો ઊમટી પડેલા

## વિશાળ અધ્યાપનમદિરો

૧૯૩૪–૩૫ ને ૧૯૩૫–૩૬ ના બે વિશાળ અધ્યાપનમદિરોમા બસો જેટલા ભાઈઓ ને દોઢસો જેટલા બહેનો તાલીમ લેવા આવેલા ૧૯૩૮મા ગિજુભાઈના દક્ષિણામૂર્તિના વીસ વર્ષ પૂરા થયા એટલે તેઓ આજીવનસભ્ય તરીકે છૂટા થયા પછી

બાળશિક્ષણવિષયક પ્રવૃત્તિમાં રોકાઈ ગયા હતા. શિક્ષણપ્રવાસ કરી રહ્યા હતા. કચ્છની સંસ્થાઓ જોવા ગયેલા. વસોમાં એક માસ માટે તાલીમવર્ગ ખોલેલો. દક્ષિણામૂર્તિ તરફથી દસહજારની થેલી ગિજુભાઈને અર્પણ કરવાની હતી પણ ગિજુભાઈએ ના પાડી કે "છે તેવો મીઠો સબંધ રહેવા દેવો હોય ને મને કામ કરવા દેવું હોય તો હું ના પાડું છું. એ થેલી મારે ન જોઈએ." ગિજુભાઈના દઢ આગ્રહથી આ વાત પડતી મુકાયેલી. આ અરસામાં ગિજુભાઈને કાઠિયાવાડ, ગૂજરાત ને મુંબઈ તરફથી સન્માનથેલી અમદાવાદ મુકામે અર્પણ કરવામાં આવેલી જે રકમ બાળહિતાર્થે વાપરવાનું તુરત જાહેર કરી નાખેલું.

## છેલ્લું અધ્યાપનમંદિર

૧૯૩૮–૩૯ નું છેલ્લું અધ્યાપનમંદિર રાજકોટ મુકામે થયું. ગિજુભાઈના પરમમિત્ર બેરિસ્ટર શ્રી. પોપટલાલ ચુડગરના આગ્રહથી ગિજુભાઈએ રાજકોટમાં જગનાથપ્લોટમાં અધ્યાપનમંદિર શરૂ કર્યું. આ અધ્યાપનમંદિરમાં પોપટભાઈની મુખ્ય ને મહત્વની મદદ હતી. શ્રી. તલકશીભાઈ પણ ભારે લાગણી ને રસપૂર્વક ભાગ લેતા ને સાથ આપતા. પોતાના એક સાથી ને મિત્ર, સાચા ને મહાન આચાર્ય છે એમ તેઓ અભિમાનપૂર્વક કહેતા ને સંપૂર્ણ માનની દષ્ટિએ જોતા. રાજકોટ અધ્યાપનમંદિરમાં સાડા ત્રણસો અરજીમાંથી બસો અરજીઓ મંજૂર કરેલી.

## પરીક્ષણનિરીક્ષણ

ઠેઠ ૧૯૨૩–૨૪ ની સાલથી લીંમડીની કન્યાશાળાનું પરીક્ષણ નિરીક્ષણ તથા વઢવાણ સ્ટેટ બાળમંદિરનું નિરીક્ષણનું કાર્ય ગિજુભાઈને આગ્રહપૂર્વક સોંપવામાં આવેલું. છેલ્લાં પાંચેક વર્ષથી

તો તેમને હાથે અનેક બાળમંદિરોની ઉદ્ઘાટનક્રિયા થયેલી. રાજ્યપીપળા, લુણાવાડા, ખંભાત વગેરે રાજ્યના કેળવણી અધિકારીઓએ તેમની બાળશિક્ષણની સંસ્થાઓ જોવા તપાસવા આમંત્રણ આપેલું. પરીક્ષણનિરીક્ષણનું કાર્ય પૂ. ગિજુભાઈને સોંપેલું. છેલ્લે છેલ્લે સિંધ હૈદ્રાબાદમાં અખિલ હિન્દ બાળકસંમેલનના ગિજુભાઈ પ્રમુખ ચૂંટાયેલા. ત્યારપછીથી ઠેર ઠેર બાળકસંઘો પણ સ્થપાયેલા આ જ અરસામાં મુંબઈ ઇલાકામાં કોન્ગ્રેસ ગવર્નમેન્ટના હાથમાં સત્તા હોઈ કેળવણીના પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરે ગિજુભાઈને મુંબઈ ઇલાકા પૂરતું પ્રૌઢશિક્ષણનું કાર્ય સંભાળી લેવા આમંત્રણ આપેલું, પણ ગિજુભાઈએ રાજકોટમાં કાયમી અધ્યાપનમંદિર ચલાવવાનું નક્કી કરેલું હોઈ ના લખવી પડેલી

**કામનો વેગ ને આત્મબળ**

પૂજ્ય ગિજુભાઈએ પોતાનું ધ્યેય પાર પાડવા અધ્યાપનમંદિર શરૂ કરી આઠસો જેટલાં ભાઈબહેનોને તૈયાર કર્યા. બાળકો માટે અનેકવિધ સાહિત્ય સર્જ્યું નૂતન બાળશિક્ષકો ને માબાપોને માટે વીસ વર્ષના અનુભવના નિચોડરૂપે તદ્દન નવું જ જાતઅનુભવનું સાહિત્ય આપ્યું ગિજુભાઈ ત્વરાથી કામ કરવાવાળા ને અદ્યતન હતા. ઢીલા કે ચવતા કે તેમને બિલકુલ પસંદ ન હતું વ્યવસ્થિત ને ઝપાટાબંધ કામ કરતા ને તેવો જ સૌની પાસેથી આગ્રહ રાખતા બાળમંદિર ચલાવવું, સવારસાંજ ચાર કલાક અધ્યાપનમંદિર ચલાવવું, અનેક ભાઈબહેનોની ફરિયાદો સાંભળવી, વ્યવસ્થા જોવી–તપાસવી, ટપાલનું કામ, ચાલુકામ, મળવુંહળવું, વ્યાખ્યાનોની ગોઠવણ કરવી આમ દટાઈ મરાય તેટલું કામ છતાં ગિજુભાઈ થાક્યા ને કંટાળ્યા સિવાય ઘણીવાર રાતના અગિયારબાર સુધી ફરતા, કોઈને મળતા, સમજાવતા ને આશ્વાસન આપતા અધ્યાપનમંદિરના નિયમો

યથામતિ યથાશક્તિ અમૃતપાન કરી ગયા અધ્યાપનમંદિર માટે અનેક મિત્રો જાણકાર ને જુદા જુદા વિષયના જ્ઞાતાઓને વ્યાખ્યાન આપવા નોતરેના આદી ફરજિયાત હતી, કાતવાનુ ગણેનુ રાષ્ટ્રસપ્તાહ, રેડિયાનાગ્રમ, આદીફેરી, ગિરાર ધરતીકંપ આમ એક પણ પ્રવૃત્તિને ચૂકયા નથી અક્ષરજ્ઞાનયોજના માટે ભાઈબહેનોને પ્રવાસે મોકલેના ને સ્થાનિક ઉત્સવો ને પ્રવૃત્તિઓ તો ધમધોકાર ચાલુ જ હોય કેટલાએ વર્ગો ચાલતા, કેટનાએ દૈનિક, સાપ્તાહિક ને માસિક નીકળતા વરસમા પાચ૭ તો પ્રદર્શનો ભરાતા બાળકોના ચિત્રો, લેખન, ગણિત તથા અધ્યાપનમંદિરની પ્રવૃત્તિ ને થીસીજના ઉપયોગી હસ્તલિખિત સાહિત્યના કબાટો ભર્યા છે

અભ્યાસી જીવન

ગિજુભાઈમા અભ્યાસની દૃષ્ટિ પહેલેથી જ હતી થોડાનખતના અનુભવ પછી આકડાનુ મહત્ત્વ તેમને સમજાયેલુ તેમણે સઘ ગવેના બાળકોના ચિત્રો છેક ૧૯૨૩ ની આનના આજે પણ મળે છે જે વખતે એ જ માના કે પિતાના બાળકો—એટને બીજી પેઢી બાળમંદિરમા આવે છે ત્યા સુધી આ બાબત નાનીસૂની નથી ગિજુભાઈએ પક્ષીઓનો ને વનસ્પતિનો, જીવજતુનો ને વંદકનો અભ્યાસ કરીને જ તે વિશે લખેનુ 'ટેકરીની વનસ્પતિ વિશે તો લખતાં પહેલા તેમણે અનેકવાર બધી વનસ્પતિ જોઈ જોઈ રાખી, પૂછપરછ કરીને પછી લખેનુ હમેશા ગતે બાર સુધી એમના બેઠા બેઠા વાચ્યા જ કરતા હોય આમ તેમનુ અભ્યાસી જીવન છેવટ સુધી ચાલુ જ હતુ નાજકોટ અધ્યાપનમંદિર વખતે આઇ લિનો માઠીમમ, ઢગોળી, મગળમમ ને દાનગમમ શીખતા ત્યારે ગતના બાર, એક કે બે વાગ્યા સુધી ગિજુભાઈ આયોજાય ગમના તેમના મનમા હતુ કે અધ્યાપનમંદિરમા આવનારને ત્યુ

શીખવાનું બાકી ન રહેવું જોઇએ કોઇની આવડતનો લાભ લેવાની તો તેમનામાં ખાસ કળા હતી

સદ્‌ગુણપૂજન

ઠેઠ પહેલેથી જ ગિજુભાઈને ગાંધીજી પ્રત્યે પૂજ્યભાવ, આદર ને હાર્દિકમાન હતા ભાગ્યે જ એવો દિવસ ખાલી ગયો હશે કે જ્યારે વ્યાખ્યાન વખતે ગાંધીજી ને તેમના કાર્યને સભાર્યા ન હોય। આની પાછળ ગિજુભાઈનો પોતાનો રાષ્ટ્રપ્રેમ, ગુણગ્રાહીપણું ને આધ્યાત્મિક રસ કારણભૂત હતા છેલ્લા બે વર્ષથી તો ગિજુભાઈ નિયમિત રામકૃષ્ણ પરમહંસનું જીવન ને તેમનો સદ્દુપદેશ વાચતા ઇશ્વર વિશેની તેમની શ્રદ્ધા પહેલેથી જ હતી. ગિજુભાઇમા જ્ઞાન વિશેની વિશાળ દૃષ્ટિ હતી એટલે જ તેઓ કશા પૂર્વગ્રહ વિના જાતજાતના સ્વભાવના માણસો સાથે કામ કરી શક્યા ને શિક્ષણ આપી શક્યા

જાત માટે બેપરવાઇ

પોતાની જાત માટે તો ગિજુભાઇ સદાય બેપરવા જ હતા પોતાની જાતને કદી મહત્ત્વ આપ્યુ નથી, સભાળ રાખી નથી સદાય ચિંતા કરી હોય તો તે પોતાના બાળશિક્ષણના ધ્યેયની, અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓની, બાળમંદિરોની ને બાળસાહિત્યની ઘર-પ્રત્યે પણ એટલી જ ઉદાસીનતા ઘેર શુ થાય છે, કોણ સાજુ-માદું થયુ વગેરેની કશી જ ખબર ન રાખે બસ પોતાના કામમા મસ્ત બચુભાઇ ને સુશીલાબેનને શાંતિનિકેતનની સગવડ કરી એટલે પત્યુ દેવાને તો સભારે જ કોણ ! ગિજુભાઈએ બહાર આવવા ને આગળ પડવા પ્રયત્ન જ નહિ કરેલો કોઈ જાહેરપ્રવૃત્તિ કે મેળા વડામા તેઓ હાજર ન હોય તેમનુ મૂગુ ને નક્કર કામ જ તેમને

આગળ લાવ્યુ. પોતાનો કયો વિદ્યાર્થી કામધંધે નથી તેની ચિંતા ગિજુભાઇ કરતા અનેક સમિતિઓ અને શિક્ષકના તથા વિદ્યાર્થીઓના કામની ને જીવનની તેઓ ચિંતા કરતા.

### લેખક તરીકે

ગિજુભાઇને લેખક તરીકે કાકાસાહેબે બાળસાહિત્યના બ્રહ્મા ગણ્યા છે બ્રહ્મા એટલે સર્જન કરનાર ગિજુભાઇએ બાળસાહિત્ય લખ્યુ છે એ ખરેખર નવી જ ભાત પાડનાર છે બાળસાહિત્યને, બાળજીવનને, બાળશિક્ષણને તથા બાળસન્માનને ખરો વેગ આપી ગિજુભાઇએ ગૂજરાતની સિકલ બદલી નાખી એટલુ જ નહિ પણ બાળશિક્ષણ ને બાળસાહિત્યની બાબતમા ગૂજરાતને હિન્દના બીજા પ્રાન્તોને મુખમા મોખરે લાવી મૂકયુ ગૂજરાત ગૌરવથી કહી શકે એમ છે કે અમારુ બાળજીવન, બાળશિક્ષણ ને બાળસાહિત્ય નૂતન છે, અદ્યતન છે ને પહેલી હરોળમા પહેલે નબરે છે આ બધુ માન ગિજુભાઇને છે ગિજુભાઇને આપણે જાણ્યા ને સન્માન્યા એથી યે વિશેષ ભાવી પેઢી સન્માનશે કારણ બાળજગતના એ ફિરસ્તાને ને તારણહારને બાળકો જ વધારે પિછાની ને પૂજી શકે

ગિજુભાઇએ વાર્તા સાહિત્ય, બાળપાઠો શિક્ષણના નવા નવા પુસ્તકો વગેરે પુષ્કળ લખ્યુ છે શિક્ષણના આદર્શ સ્વપ્નો પણ 'દિવા-સ્વપ્ન'મા આલેખ્યા છે ગિજુભાઇને આપણે લેખક તરીકે પિછાન્યા એ પહેલાના ગિજુભાઇ લેખક ને કવિ હતા 'વિનોદી' ઉપનામથી તેઓ વસત માસિકમા લખો લખતા, પણ અત્યારે એ હાથવગા નથી આફ્રિકાના પ્રાણી ને પક્ષીઓ વિષે પણ ૧૯૧૩ મા લખેલુ ૧૯૨૪ માં મૉન્ટીસોરીપદ્ધતિ સ્વતત્ર રીતે લખ્યુ ને વાર્તાશાસ્ત્ર પણ લખ્યુ તે પછી તો તેમનો લેખનનો અવિરત ધોધમાર પ્રવાહ ચાલુ જ રહ્યો છે ગિજુભાઇએ મગીભાથી "વાસમાનસ સરોવર"

પણ ઉતારેલું ને ધર્માત્માઓના ચરિત્રો પણ લખેલાં છે આમ ગિજુભાઈમાં લેખનશક્તિ અગાઉથી જ હતી પણ પાછળથી અનુકૂળતા મળતાં વિશેષ વિકાસીને જોર પકડ્યું

**જાગ્રત મનોદશા**

ગિજુભાઈ કહેતા કે આ બધા કામનો જશ નાનાભાઈને છે નાનાભાઈ હોઈને હું આ બધું કામ કરી શકું છું નાનાભાઈ પૈસા ન આપે તો હું કશું કરી ન શકું ને હું તો તે જ ઘડીએ સલામ કરી અહીંથી ચાલી નીકળું હું તો કામ કરી જાણું પૈસા લાવવા એ મારું કામ નહિ નાનાભાઈને દક્ષિણામૂર્તિના દાદા તરીકે અનેક વાર ઓળખાવેલા

**દેવલાલી તરફ છેલ્લી વિદાય**

રાજકોટ ગાંધીજી આવેલા તે વખતે ગિજુભાઈ ઘણીવાર અધ્યાપનમંદિરના ભાઈબહેનો સાથે સવારની ચાર વાગ્યાની પ્રાર્થનામાં જતા રાજકોટથી બે ચુડગર શ્રી પી ડી ને શાનાબેન સાથે મુંબઈ ગયા મુંબઈથી ૨૫ મી મેએ દેવલાલી ગયા દેવલાલી ન ફાવવાથી પંચગની ગયા પંચગનીમાં પક્ષઘાત જણાતાં ૧૫મી જૂને મુંબઈમાં હરકીશનદાસ હોસ્પીટલમાં લાવ્યા જ્યાં ૨૩ મી જૂન ૧૯૩૯ના રોજ સાંજના સાડા ચાર વાગે આ નાશવંત ખોળિયામાંથી આત્મહંસ ઊડી નીકળ્યો મામાસાહેબે કહેલ બાળસાહિત્યના બ્રહ્મા સહજ ને આજન્મશિક્ષક બાળકેળવણીનો ફિરસ્તો ને બાળકોનો ધુરંધર વકીલ જેના પરિચયે બીડેલ કળીઓ જેવાં અનેક હૃદયો ખીલી ઊઠી મહેકતાં થયેલાં એવા તેજસ્વી ઉપાસક ગિજુભાઈનો દેહ આજે આપણા વચ્ચે નથી તેમનો આત્મા આપણને પ્રેરણા આપો

હેમુભાઈ

# પ્રાસ્તાવિક

આભમાંથી વજ્ર તૂટ્યું ને મેરુઓનાં હૈયાં ઘવાયાં.

તે વિયોગજન્ય લાગણીથી સહેજે ઊનાં આંસુ સરી પડે છે, હૃદયોદ્ગાર નીકળી જાય છે, જૂના જૂના સ્મરણો તાજાં થઈ આંખ આગળથી પસાર થાય છે, ફરી ફરીથી તે ને તે જ વાત કરવાનું મન થાય છે, જાણે આમ કરી ગયેલાને પાછા આપણી વચ્ચે સજીવન લાવીશું એમ મન ફાંફાં મારે છે.

તે જ બધું આ ગ્રંથરૂપે આજે બે વર્ષે બહાર પડે છે.

આ પૂ. ગિજુભાઈનું જીવનચરિત્ર નથી. તેમાં અભ્યાસીનું શાંત, સમતોલ, ન્યાયનિપુણ મગજ નથી. બુદ્ધિથી કરેલી ગિજુભાઈના કામની પરીક્ષા કે તેનું આંકેલું ગૌરવ નથી.

આ તો છે હૃદયના ઉદ્ગારો! રૂંધાઈ ગયેલું દિલ પથ્થર ફાડીને આજ જોરથી વહે છે તેનો આ છે ધોધ. આ તો છે સ્નેહનિર્ઝર.

ગિજુભાઈનાં સગાંઓ, ગિજુભાઈના વિદ્યાર્થીઓ, ગિજુભાઈના સહકાર્યકર્તાઓ, તેમના સ્નેહસંબંધીઓ, બધાં ગિજુભાઈ સાથે મિત્રતાના સ્નેહથી જ બંધાયેલા હતા. તે જ સ્નેહની લાગણી આ પાનામાં શબ્દોનું રૂપ પકડી વહેતી થયેલી વાચક જોશે. દરેક દરેક

લેખકને ગિજુભાઈ જાણે પોતાના જ નિકટના મિત્ર હતા એમ લાગતું હોય એમ તેમના લેખમાં દેખાય છે.

સાચે જ! આ આખું વાંચતાં એમ થઈ જાય છે કે ગિજુભાઈની કયી કામગીરી વધારે મોટી ? તેમણે બાળકોને માટે આખા જીવન સુધી કરેલું કામ ? કે તેમણે સ્નેહ આપી આટલો બહોળો મિત્રવર્ગ મેળવ્યો તે ?

આ સ્મરણાંજલિ ગ્રંથના સંપાદકો તરીકે અમારાં બન્નેનાં નામો મૂકાયાં છે તે તો ખરું જોતાં નાનાંઓનો માત્ર વિવેક છે. આવો ગ્રંથ રચવાનો મૂળ વિચાર તો ગિજુભાઈના કેટલાએક વિદ્યાર્થીઓને આવેલો. મહેનત પણ બધી તેમની જ છે. ખરો વેગ આપનાર અને પાર પાડનારા પણ તેઓ જ છે. બે સંપાદકોએ તો તેમનાં નામ મૂકી કામ ઉકેલી દીધા માટે તેમનો ઉપકાર માનવાનું કામ કરીને બેસવું જોઈએ. પણ મુરબ્બીપણું સ્વીકાર્યું એટલે ઉપકાર માનવાની ભાષા ન શોભે માટે આશીર્વાદની ભાષા વાપરી કહીએ છીએ કે આજે સ્વ. ગિજુભાઈના જે અનેક વિદ્યાર્થીઓએ આમાં પોતાનું હૃદય ઠાલવ્યું છે ને જે અનેકાનેકોને સ્થલાભાવને લીધે અથવા લાગણી કલમમાં ન ઊતરી શકી માટે હૃદયમાં જ સમાવી રાખવી પડી તે બધાં પાસે ગિજુભાઈનો પ્રેમ કામ માગે છે. ગિજુભાઈએ સૌને પ્રેમ આપ્યો તે શાંત નિષ્ક્રિય બેસીને નહિ. કોઈની પાસે પરોઢિયે ચાર વાગે લખાવ્યું તો કોઈની પાસે રાતે બાર વાગ્યા સુધી કામો કરાવ્યાં; અનેકોને અનેક જાતના કસરકા કરાવીને ગિજુભાઈએ આ સ્નેહ સંપાદન કર્યો, એટલે ગિજુભાઈ માટેની સ્નેહની ભાવના પણ નિષ્ક્રિય અથવા શબ્દમાં સમાઈ જાય તેવી ન જ હોય.

બાળસન્માનનો, બાળવિકાસનો, બાળપ્રેમનો તેમનો સંદેશો ઘેર ઘેર પહોંચાડવાનું કામ આ બહોળા શિષ્યવર્ગ ઉપર મૂકીને ગિજુભાઈએ આરામ લીધો છે.

મિત્રવર્ગ અને શિષ્યવર્ગ જાગ્રત રહે.

ગિજુભાઈની હાકલ જ્યાં જ્યાં પહોંચી છે તે બધાં જાગ્રત રહે.

ગિજુભાઈએ આપણે માટે મૂકેલું કામ સતત સંભારીએ ને જોસથી ઉપાડીએ એ જ ગિજુભાઈને ખરી સ્નેહાંજલિ છે.

ઉપર કહ્યું તેમ આ ગિજુભાઈનું ચરિત્ર નથી. છતાં આની અંદર તેમના જીવનના અનેક બનાવોનું વર્ણન આવે છે. તેમની કામ લેવાની રીત, કામ કરવાની રીત, આદર્શ પાછળ મંડી પડવાનો સ્વભાવ, આધ્યાત્મ દૃષ્ટિએ વિચારવાની ટેવ, તેમની અનન્ય સાધના, તેમનું એક જ લક્ષ્ય વગેરે તેમના જીવનની અનેક બાજુઓ અને સ્વભાવના અનેક પાસા આપણને જોવા મળે છે. ખરા. આગળ ઉપર તેમનું જીવનચરિત્ર લખવા જે કોઈ નીકળે તેને માટે આ ઉત્તમ પૂર્વતૈયારી તો છે જ. ને જેમને તેમના તપસ્વી જીવનમાંથી પ્રેરણા કે સ્ફૂર્તિ મેળવવી હોય તેમને માટે તો આમાં ઘણું જ છે.

આ સ્મરણાંજલિ ગિજુભાઈનાં મીઠાં ને બહુમોલાં સ્મરણો તાજાં રાખી તેમના પ્રેમીઓમાં પ્રાણપૂર્તિ કરતી રહેશે.

અમારા મિત્રની દ્વિતીય સંવત્સરીને દિવસે તેમનું પુણ્ય-સ્મરણ કરી આ અમે જનતા આગળ મૂકીએ છીએ.

•

નાનાભાઈ
તારાબેન

# નિવેદન

સ્વર્ગસ્થ આત્માઓની શ્રાદ્ધતિથિ પાળવાનો આપણો રિવાજ અત્યારના નવા જમાનામાં કંઈક નવાં સ્વરૂપો લેતો દેખાય છે. શાસ્ત્રોક્ત શ્રાદ્ધમાં થતા વૈયક્તિક ધાર્મિક આચારો ધીમે ધીમે લુપ્ત થાય છે અને તેને બદલે સ્વર્ગસ્થ વ્યક્તિને જે પ્રેય ને શ્રેય લાગતું હોય તેનો વિચાર તથા પ્રચાર કરવાની પ્રથા નવા શ્રાદ્ધ-વિધિમાં શરૂ થતી જાય છે, કે જેથી સ્વર્ગસ્થની અતૃપ્ત રહેલી કર્મમય વાસનાઓને શાંતિ મળે છે અને તેણે યોજેલા સામાજિક સેવાના કાર્યપ્રવાહો અસ્ખલિત વહેતા રહે છે.

સંસ્મરણોની આ ગાથા સ્વ. ગિજુભાઈને તેમની પુણ્યતિથિના અવસરે અર્પીને કંઈ સમાજસેવા થાય છે ખરી? એ પ્રશ્ન મનમાં થાય છે. સંસ્મરણો કોઈ અધિકારી મન સંગ્રહિત કરે તો જ તેની સામાજિક કે સાહિત્યિક કિંમત હોઈ શકે એમ કોઈએ કહેલું. આનંદની વાત છે કે આ સંસ્મરણોના સંગ્રહમાં તે ધોરણ અના-યાસે જળવાયું છે. સ્વ. ગિજુભાઈના સમકાલીન અને ગૂજરાતી સાહિત્યિકોમાં સારું સ્થાન ધરાવતા વિદ્વાનોનો પણ આમાં ફાળો છે. તેમણે સ્વર્ગસ્થને અર્પેલ અંજલિઓ ઘણી ઉદ્બોધક છે.

સ્વર્ગસ્થના વિદ્યાર્થીવર્ગે મોકલેલાં સંસ્મરણો પણ જો એક વિષય તરીકે તપાસીએ તો તેમાંથી ઘણું જાણવા મળે એમ છે. સ્વ. ગિજુભાઈ એક અસામાન્ય શિક્ષક હતા. વિદ્યાર્થીઓનાં શાલેય

જીવનમાં સારા શિક્ષકોનો ફાળો ઘણો મોટો હોય છે. પણ આ માંહેલાં ઘણાં સંસ્મરણો પરથી તો એ પણ જણાશે કે આ અસામાન્ય પ્રતિભાશાલી ગુરુદેવ શિષ્યોનાં માત્ર શાલેય જીવન સાથે જ નહિ પણ સાથે સાથે તેમનાં જીવનનાં અનેક ક્ષેત્રોને સ્પર્શતા અને પ્રેરણા આપતા. સ્વ. ગિજુભાઈના બે વિદ્યાર્થીઓ જ્યારે ભેગા થાય છે ત્યારે તેઓ કલાકો સુધી આવાં સ્મરણો વાગોળી સંભારી પુલકિત થાય છે તથા પ્રેરણા પામે છે.

સ્વ. ગિજુભાઇના વિદ્યાર્થીઓનો મોટો ભાગ ભલે સમાજે કનિષ્ઠ પંક્તિમાં ગણેલા શિક્ષકોનો હોય તેઓના લખાણોમાં વિદ્વાનોને કદાચ આત્મસંભાવના વધારે પડતી દેખાતી હોય. કદાચ વાસ્તવિકતા કે સમતોલપણું પણ ચુકાયું દેખાય. છતાં અમે માનીએ છીએ કે તેમાં શાસ્ત્રીય માનસના વિચારકોને ય સ્વર્ગસ્થના ભવ્ય વ્યક્તિત્વ વિશે વિચારતા કરી મૂકવાની શક્તિ તો છે. સ્વર્ગસ્થનું એવું તે કઈ જાતનું વ્યક્તિત્વ હશે કે જે આટલા બધાં વિવિધ ક્ષેત્રોમાં વિદ્યાર્થીઓનાં જીવનને પ્રેરક થઇ પડે છે? કોઈ સાહિત્યના સંશોધક મહાનુભાવને આ પરથી સ્વર્ગસ્થના જીવનવિકાસમાં ઊંડે જઇ અવગાહન કરવાની ઇચ્છા થાય ને તે રીતે મહાગૂજરાતના ચરિત્રગ્રંથોમાં આ બાળશિક્ષણના આદ્ય પ્રવર્તકના તલસ્પર્શી જીવનચરિત્રનો ઉમેરો કરવાનું મન થાય તો તે બહુ બનવાજોગ છે.

આ ગ્રંથની કલ્પના ગઈ પુણ્યતિથિ અગાઉ ચારેક માસ પહેલાં સ્વર્ગસ્થના વિદ્યાર્થીઓમા સર્જન પામી ને તરત જ મુબઇના બાળશિક્ષક સંઘ દ્વારા તેની વ્યવસ્થિત યોજના વિચારાઇ અને શિક્ષણ પત્રિકાદ્વારા પ્રકટ થઇ. તેને માટે ગ્રાહકો પણ નોંધાયા અને ઠીક ઠીક લેખો પણ મળવા લાગ્યા.

દરમિયાનમાં ગ્રંથને વધુમાં વધુ કઈ રીતે સમૃદ્ધ કરીએ એ જાતની વિચારણા ચાલી હતી. વિચારણાને પરિણામે પહેલી પુણ્યતિથિએ અમો ગ્રંથ પ્રગટ ન જ કરી શક્યાં.

અને પછી તો એક વર્ષનો ગાળો ગયો. શાસ્ત્રોક્ત શ્રાદ્ધથી જુદી રીતે પણ સ્મરણાંજલિ સ્વર્ગસ્થની પુણ્યતિથિએ જ સ્વર્ગસ્થને સમર્પિત થાય એવો આગ્રહ પણ રહ્યો જ એટલે આજે આ બીજી પુણ્યતિથિએ આ એમનો સ્મરણ ગ્રંથ એમનાં ચરણોમાં સમર્પિત કરી, જનતા આગળ આ ગાથા મૂકીએ છીએ.

જે વ્યક્તિઓએ, જે જે માસિકના તંત્રીઓએ તથા લેખકોએ પોતાની મહેનતથી, લેખોથી, ફોટાઓથી તથા બીજી અન્ય રીતે અમોને આ ગ્રંથ સમૃદ્ધ કરવામાં મદદ કરી છે તે સૌનો અમો ખૂબ આભાર માનીએ છીએ.

ગ્રંથને પ્રગટ કરવામાં "વસન્ત બાળશિક્ષણ પ્રચાર માળા" તરફથી જે રકમ અમોને વાપરવા દેવાની ઉદારતા શ્રી. શેઠ હીરાલાલ અમૃતલાલ શાહે દાખવી છે તે બદલ અમો તેમના ખાસ ઋણી છીએ.

અંતમાં ગ્રંથનું સંપાદન કાર્ય સ્વીકારી, શ્રી. તારાબેન તથા શ્રી. નાનાભાઈએ અમારા આ પ્રયાસને પાર પાડવામાં મદદ અને પ્રેરણા આપી એ માટે એમનો પણ ઉપકાર માન્યા સિવાય રહી શકતા નથી.

આપનાં

| | |
|---|---|
| ચંદુલાલ વ. ભટ્ટ | શેષ નામલે |
| જમુભાઈ દાણી | પ્રભુભાઇ ઉપાધ્યાય |
| મોંઘીબેન બધેકા | પ્રતાપરાય યાજ્ઞિક |

# તેમનું સ્થાન ચિરંજીવ રહો!



I never knew him I wish I had, for he was a great lover of the child. No obstacle stopped him in his endeavour to bring them freedom and happiness. I admire all those who strive for the child along my lines . and if one has done so to the detriment of his interest to the sacrifice of his life, that one is worthy of being remembered. May he live long in the hearts of the "soldiers of the child '

Maria Montessori

મને તેમનો પરિચય ન હતો. થયો હોત તો ઘણું સારૂં થાત. કારણ, ગિજુભાઈ મહા બાળ-પ્રેમી હતા બાળકોને સ્વાતંત્ર્ય ને સુખ મળે એ માટે કોઈ મુસીબતને તેમણે ગણકારી ન હતી. મારાં ધોરણે બાળકોને માટે યત્ન કરનારની હું પ્રશંસક છું. એમણે જો પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને, પોતાના જીવનનો ભોગ આપીને એવો યત્ન કર્યો છે તો તે સ્મરણને યોગ્ય ઠરે છે. બાળકોનું હિત જેમને હૈયે છે એવાં સૌનાં હૃદયમાં તેમનું સ્થાન ચિરંજીવ રહો!

# ગિજુભાઈ

જૂનું વલભીપુર અને અત્યારનું વળા એ આપણા ગિજુભાઇનું મૂળ ગામ. વળાના એક બ્રાહ્મણકુટુંબના ભગવાનજી બધેકા એમના પિતા, અને કાશીબા એમનાં માતા. સ્થિતિએ સાવ સામાન્ય છતાં ગરીબ નહિ.

જેમનું નામ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન (ભાવનગર) સાથે શરૂથી જોડાયેલું એવા સ્વ. મોટાભાઈ (હરગોવિંદ પંડ્યા) ગિજુભાઈના મામા થાય. "મોટાભાઈ" ઘણાં લાંબા વખતથી કાઠિયાવાડ રેલ્વેમાં સ્ટેશન માસ્તર હતા, અને એમની પ્રમાણિકતા, સત્યપ્રિયતા અને અડગ ન્યાયશીલતા માટે ખૂબ જાણીતા થયેલા. પિતાનું વહાલસોયાપણું, માતાની ધાર્મિકતા અને મામાના આદર્શ ચારિત્ર્યથી ગિજુભાઈ ઘડાયેલા.

કૉલેજમાં પહેલા વર્ષ સુધીનો અભ્યાસ કરી ગિજુભાઇ સંસારમાં પડ્યા. પહેલવહેલા રળવા માટે મુંબઈ અને પછી આફ્રિકા ગયેલા. ત્રણેક વર્ષ આમ કાઢ્યા પછી પાછા મુંબઇ રહ્યા ને ત્યાં રહી કાયદાનું ભણતર ભણ્યા. આ દિવસોમાં ગિજુભાઇ આજીવિકા માટે કોઇ નિશાળમાં મહેતાજી બનેલા.

ડાયરો ભણી વકીલ બન્યા અને વઢવાણમાં વકીલાત આદરી. અને નિશાળ છોડ્યા પછી પણ બીજાં કામો કરતાં કરતાં પણ

ગિજુભાઈમા છૂપી રીતે પણ સમાયેલા મહેતાજીપણાએ, પોતાનુ ભણવાનુ કામ ચાલુ રાખેલુ એટલે કે ગિજુભાઈ શેરીના છોકરાને ભણાવે મિત્ર કે ઓળખીતાના છોકરાને તેના નિશાળના પાઠોમા મદદ કરે, નોકર કે આધેડ અભણને "ક, ખ, ગ, ઘ," ઘુટાવે

વકીલાતનો ધંધો જામવા લાગ્યો હતો અને વકીલ તરીકે ગિજુભાઈનુ નામ પણ પંકાવા લાગ્યું. ત્યા જ એમના જીવન-વહેણે એક જબરો મરોડ લીધો આખી દિશા બદલાઈ ગઈ, અને તે પ્રસંગમાથી જ આપણને અત્યારના ગિજુભાઈ સાપડ્યા

એ દિવસોમા જ ગિજુભાઈના પુત્ર નટુભાઈ (નરેન્દ્ર)નો જન્મ થયો બાળક જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ ગિજુભાઈની સૂતેલી શિક્ષક-મહેતાજીવૃત્તિ જાગવા લાગી અને એ જાગૃતિ અને મનની મથામણમાથી ગિજુભાઈ પસાર થતા હતા તે દરમિયાન "મોટાભાઈ" એ એમને દક્ષિણામૂર્તિમા આવવા સાદ પાડ્યો.

એ સન ૧૯૨૬ ની સાલ જ્યારે ગિજુભાઈ વકીલાત છોડી ભાવનગરના દક્ષિણામૂર્તિમાં પલાંઠી વાળી બેસી ગયા

ગૂજરાતભરમા પ્રસિદ્ધ પામેલી "દક્ષિણામૂર્તિ સંસ્થા" તે વેળા ખૂબ જ નાની હતી ફક્ત તેમા વિદ્યાર્થીઓ રહેતા નાનાભાઈ જેવા ગૃહપતિના સહવાસમા રહી સંસ્કાર પામતા અને શહેરની નિશાળે ભણવા જતા

ગિજુભાઈ આવ્યા અને સંસ્થાએ પોતાને જ ઘોરણે પોતાનુ એક વિદ્યાલય શરુ કર્યું અને ગિજુભાઈ તેના આચાર્ય બન્યા

બસ ત્યારથી ગિજુભાઈમા સાચા શિક્ષક તરીકેના જે છૂપાં બીજ હતા તેને ફણગા ફૂટ્યા કેળવણીના પુસ્તકો વાચવા, વાચેલ વસ્તુને ક્રિયામા મૂકવી, તેના પરિણામ બારીકીથી જોવા, તેના

વિશે સાથે કામ કરનાર શિક્ષકમિત્રો સાથે ચર્ચાઓ કરવી—બસ એ જ કામ કામ શુ કરવા ! ધૂન જ કહીએ એમા ગિજુભાઈ રચ્યાપચ્યા રહેવા લાગ્યા એ દિવસોમા ગિજુભાઈ શહેરમા રહેતા એથી નિશાળમાથી નીકળી જતા પાસરા વેર-વેર પણ એ જ ધૂન

લગભગ ત્રણેક વર્ષ વિદ્યાલયમા આચાર્ય રહ્યા હશે તે દરમિયાન તેમને ચોકખુ ફૂલ જેવુ જણાયુ કે નાના બાળકોની કેળવણી વિના આ વિદ્યાલય (માધ્યમિકશાળા)ની કેળવણી અધૂરી છે અને એક દિવસ તુક્કો સૂઝ્યો ને તેમાથી ગિજુભાઈના કર્મક્ષેત્ર દક્ષિણામૂર્તિ બાળમદિરનો જન્મ થયો. ગિજુભાઇ બાળકોના બેની બન્યા

આ દિવસોમા, અને આ પહેલા પણ ઉત્ક્ર્લાં પાચેક વર્ષથી દરબાર સાહેબ ગોપાળદાસ દેસાઈ અને તેમની દ્વારા સ્વ. મોતીભાઈ અમીન (વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિવાળા)ની સાથે ગિજુભાઈની દોસ્તી બધાયેલી અને ચાલુ રહેલી અને આ દોસ્તીના પરિણામે તેમને મેડમ મોન્ટીસોરી અને તેની પ્રવૃત્તિ તથા તેના શાસ્ત્રીય સાહિત્યનો પરિચય થયેલો મોન્ટીસોરીપદ્ધતિ વાચતા વાચતા શિક્ષણશાસ્ત્રનો એમને તુલનાત્મક અભ્યાસ પણ કરવો પડેલો અને એથી વખત જતા જગતના શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રીઓના વિચારપરિચયથી ગિજુભાઇનુ શિક્ષણવિષયક જ્ઞાન ખૂબ જ પુષ્ટ બન્યુ

આ શબ્દો લખુ છુ તે જ દિવસે અને લગભગ તે જ સમયે, આજથી ૧૯ વર્ષ પહેલા ગિજુભાઇએ ભાવનગરમા દક્ષિણામૂર્તિ બાળમદિરના ગણેશ બેસાર્યા ક્યા તે દિવસનુ નાનકડુ સાધનહીન અને એક રાતમા ઊભુ કરેલુ બાળમદિર અને મ્યા પાછલા ૧૫–૧૭ વર્ષોમાં ફાલેલુફૂલેલુ અને મોન્ટીસોરીપદ્ધતિ માટે ગૂજરાતના તીર્થધામ જેવુ બની રહેલુ બાળમદિર !

પણ પેલા નવીન શરૂ થયેલા બાળમંદિરના ગિજુભાઈ તો એવાને એવા જ રહ્યા છે. ઊલટા શરૂઆતના દિવસોનાં ઉત્સાહ અને ધગશ તો અનેરાં હતાં.

બાળમંદિરના નાનકડા રથનું પૈડું એકવાર ચસક્યું એટલે એ રથે તો આગેકૂચ કરવા માંડી અને ગિજુભાઈ બાળમંદિરમાં રહ્યાં ત્યાં સુધી એ આગેકૂચ એવી ને એવી ચાલુ રહી. અને એ પછીના બે વર્ષમાં પણ મોન્ટીસોરીના સિદ્ધાન્તમાંથી આપણા દેશને અનુકૂળ એવી નવીન બાળકેળવણીની જ્યોત જલતી રહી છે.

એ પછી લખવા બેસીએ તો આવે બાળમંદિરનો લાંબો લાંબો ઈતિહાસ, પણ તે માટે અહીં અવકાશે નથી અને જરૂર પણ નથી.

આ ઓગણીસ વર્ષના ગાળામાં ગિજુભાઈએ જે કંઇ કર્યું છે તે અજબ છે, જાદુભર્યું છે, ગુજરાતને ગૌરવ લેવા જેવું છે. અને "બાળકો પ્રભુના પયગમ્બરો છે" એ કવિવાક્ય યથાર્થ સમજાવ્યું છે.

બાળમંદિરમાં રહીને એમણે બાળકોને ભણાવ્યાં નથી, પણ પોતે બાળકો પાસેથી ભણ્યા છે અને એનો નિષ્કર્ષ પોતાનાં લખાણોની સતત વહેતી ગંગા દ્વારા અને પાછલાં પાંચ સાત વર્ષમાં અને ત્યાં ત્યાં બધે પરિભ્રમણ કરીને અને પ્રવચનો દ્વારા ગુજ-રાતને અને ગુજરાતીઓને આપ્યો છે.

ગિજુભાઈ આવડા વિરાટ બન્યા છતાં બાળમંદિરમાં તો એક આર્ય શિક્ષકની પેઠે વખતસર હાજરી આપીને અને નાનામાં નાનું કામ કરીને, સિદ્ધાન્ત અને તેની ચર્ચામાં જ પડ્યા રહી મૂળ કામને વિસરી જનાર કેટલાએ લેભાગુ મોન્ટીસોરી શિક્ષકોને માટે આદર્શરૂપ બન્યા છે.

એમણે બાળમંદિરમા ઝાડુ વાળ્યુ છે પૂર્વતૈયારીનુ સમુ-નમુ કરવાનુ કાર્ય કર્યું છે નાસ્તાની અડાળીઓ ભરી છે ઢોલક બજાવ્યુ છે ગીતો ગાયા છે નાચ્યા છે નાટકોમા ઊતર્યા છે નાના મોટા પ્રવાસોમા ગયા છે બાળકોની આગળ વાચ્યુ છે, વચાવ્યુ છે અને કેટનુક ગણાનીએ ?

આ નતે બાળમંદિરે જો કોઈ એમની પાસે ગયુ હોય તો ગિજુભાઇ તેની સામુ પણ ન જુવે, એટલા બધા એ પોતાના કામમા મશગૂલ હોય, કદાચ બીજાઓને એક જુદી જ અતડી યક્તિ લાગે

આની જ દેખાતી બેદરકારીને કારણે વર્ષો પહેના એકવાર એક શ્રીમંત બાળમંદિરને બે હજાર રૂપિયા ભેટ આપવા માટે ખિસ્સામાં નોટનો થોકડો રાખીને આવેલા, તે પોતે જે જાતના "આવોપધારોના" માનને ટેવાઈ ગયેના તે ન ભાળતા પૈસા પાછા લઇ ચાલ્યા ગયેલા !

ગિજુભાઇ બારે ઉત્પાતિયા બાળમંદિર પદ્ધતિસર ચાલના લાગ્યુ એને સ્વતંત્ર ને સાધનસંપન્ન મકાન સાપડયુ અને બહાર પણ એની સુવાસ પ્રસરવા માડી એટલે ગિજુભાઇએ બીજી બે મહાપ્રવૃત્તિઓ ઉપાડી અને એણે ગિજુભાઈની કીર્તિને ઊંચે ચડાવી

એક પ્રવૃત્તિ પ્રકાશનમંદિરની દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર તો તેના સ્વતંત્ર ઇતિહાસ માટે એક જુદુ અને લાબુ પ્રકરણ માગે છે એ પ્રવૃત્તિના મૂળમા જો ગિજુભાઇ ન હોય તો તે આટલી વિકસી તે ન વિકસત. અલબત્ત, ભાઈ ગોપાળજીની વફાદાર સિપાઇગીરી વિના એ જેવી ને જેટલી જાગી તેટલી જાગત કે કેમ તે એક સવાલ છે ! આ પ્રવૃત્તિમા ગિજુભાઈની બધી લેખન પ્રવૃત્તિ આવી જાય છે

પ્રકાશનમંદિરના એકલા ગિજુભાઈના જ કોડીબંધ પ્રકાશનો ઉપરાંત શિક્ષણ પત્રિકા, વસંત બાળશિક્ષણમાળા, અક્ષરજ્ઞાન યોજના અને વણપૂરી રહેલી બાળજ્ઞાનકોષની વિચારણા ને યોજના એ બધાં જ ગિજુભાઈના લેખન-વ્યવસાયના પરિણામો છે

અને બીજી પ્રવૃત્તિ બાળઅધ્યાપન મંદિરની આ પ્રવૃત્તિ જો ન થઈ હોત તો થોડાક પ્રત્યક્ષ—જાણીતાઓ સિવાય ગિજુભાઈ નામથી જ બીજાઓ જાણીતા હોત ? બાળઅધ્યાપન મંદિર મારફત ગિજુભાઈ ગુજરાતના શિક્ષણરસિક યુવાનો અને યુવતીઓના સીધા સંપર્કમાં આવ્યા પોતાનો સંદેશો તેમને આપ્યો અને ગુજરાતભરમાં 'બ્રોડ કાસ્ટ' કરાવ્યો આ અધ્યાપન મંદિર બે ચાર વિદ્યાર્થીઓથી શરૂ થઈ ૧૫૦—૧૭૫ વિદ્યાર્થીઓની સંખ્યાએ પહોંચ્યું અને વખત જતાં એ એમનું બાળઅધ્યાપન મંદિર ન રહેતાં 'જીવનમંદિર' બની ગયું

આ અધ્યાપન મંદિરના દિવસોમાં વગમેલો ગિજુભાઈનો લેખન પ્રકાશન, પ્રવચન અને પ્રત્યક્ષ જીવનનો સ્વાતિમેઘ જે કોઈ સુપાત્ર કાળુ છીપોમાં ઝીલાયો હશે તેની પાસેથી ભવિષ્યમાં હવે તો આપણે સાચા મોતીની આશા રાખવી રહી

આ બે પ્રવૃત્તિના ઉત્સાહભર્યા દિવસો સંભારતાં સાચા ગિજુભાઈના દર્શન સાંપડે છે

સવારથી સાંજ સુધીનો કાર્યક્રમ બસ કામકાજથી ભરચક જ હોય—અને એ એટલો બધો વધ્યો કે છેક પાછલા વખતમાં તો ગિજુભાઈને કામમાજ માટે એક અસાયદો ને ખાસ "સેક્રેટરી જ રાખવો પડ્યો હતો

ગિજુભાઈની સાથે સતત વીસ વર્ષની નિકટતાને કારણે

બીજી કેટલી બધી વાતો લખવાની રહે છે. છતાં સમય અને સ્થળના સંકોચને કારણે તે લખવાની ઇચ્છાને દબાવવી પડે છે.

ફક્ત થોડીક વધુ વાતો.

આવડા મોટા દેખાતા ગિજુભાઈ અતિશય નમ્ર હતા એ નમ્રતા જીવનની પ્રત્યેક ક્રિયામા વ્યક્ત થતી ફક્ત એક જ દાખલો બસ થશે.

એમનાં ગૂજરાતવ્યાપી કામ ને કીર્તિનાં જ્યારે કોઈ વખાણ કરતું ત્યારે એ કહેતા "આ બધું દક્ષિણામૂર્તિ દેવની જ પ્રેરણાનુ ફળ છે. હું તો નિમિત્તરૂપે મને સૂઝે છે તેમ કર્યે જાઉં છું. બાકી જશ આપવો હોય તો નાનાભાઈને જઈને આપો, એ જો સંસ્થાના દોરડા ન ખેંચે તો આ મારો બાદશાહી ઠાઠ ક્યાથી ચાલે?" અને રાજકોટ અધ્યાપન મંદિરના ઉદ્ઘાટન વેળાનુ એમનું પ્રવચન પણ આ જ વિચાર બોલે છે અને ખાનગીમા પણ એ આ જ વસ્તુ અમને કહ્યા કરતા

શુષ્ક જેવા દેખાતા ગિજુભાઈ ભારે કળાપ્રિય હતા ચિત્રકળા, સંગીત, નૃત્ય અને એવી લલિત કળાઓના એ પ્રત્યક્ષ જ્ઞાતા નહોતા પણ સાચા પિછાણનાર હતા. દક્ષિણામૂર્તિનુ રમકડા જેવુ સુંદર કળામંદિર અને તેનો કળાસગ્રહ આ વાતના સાક્ષીભૂત છે.

ગિજુભાઈનો કુદરતશોખ ગજબ! બાળકો સાથે હાલતા ને ચાલતાં ગોઠવેલાં એમના પરિભ્રમણો, ફૂલ, વનસ્પતિ અને પંખીઓ વિશેનુ એમનું સચોટ જ્ઞાન, મધમાખી, પતંગિયા, સસના ને હરણના બચ્ચા પાળવાની એમની વૃત્તિ એ બધા એમના કુદરતશોખમાંથી જન્મેલા

એક શાન્ત,* શીતા સૂર્યાસ્ત વેળા, બાલમંદિરની દક્ષિણ બાજુની ઓસરીના પશ્ચિમ છેડે કઠેડા પર બેસી ગિજુભાઈ અને

છુ વાતો કરતા હતા વરસાદ થોડીવાર પહેલા જ વરસી ગયેલો, પણ હજી વાદળા વીખર્યા ન હતા પશ્ચિમાકાશમા વાદળા પાછળ છુપાયેલો સૂરજ વાદળાને સોનારૂપાની ઝાલરોથી મઢતો હતો દૃશ્ય ખૂબ જ ભવ્ય હતુ

પણ વાતો ચાલતી હતી સાહિત્યની ગિજુભાઇ મારી પાસેથી ગૂજરાતમા ચાલી રહેલી સાહિત્યપ્રવૃત્તિઓનો 'રિપોર્ટ' લેતા હતા કવિતાની વાત નીકળી ગિજુભાઈ મારા કાન ખેચી કહે છે "જુઓ, જુઓ આ આધળા કવિઓ! કવિતા તો પગે આકાશમા ઉભરાય છે!

આમા કઇ ગૂજરાતી કવિતાપ્રવૃત્તિ પ્રત્યે ઉપેક્ષાબુદ્ધિ નહોતી હતો માત્ર મીઠો ઉપાલભ અને તે પાછળની ગિજુભાઇની કુદરત પ્રીતિ! ગિજુભાઇએ પોતાની જુવાનીમા વિનાયક ઉપનામે સુદર કવિતાઓ લખેલી અને પાછળના લખાણોમા પણ કેટલાય સ્થળે ગદ્યકાવ્યો વેરાયેલા પડ્યા છે એમના મિત્રોમા પણ કેટલાય કવિઓ હતા

ગિજુભાઈ મર્મજ્ઞ વક્તા હતા એ મોટા ભાષણખોર ન હતા, પણ એમનુ બોલવુ મીઠુ મર્મવાળુ, વિનોદી અને સચોટ અર્થ પૂર્ણ હતુ

ગિજુભાઇના લખાણો વિશે કઇ કહેવુ નથી એ એટલુ વિસ્તૃત છે કે એ માટે કોઈ મેઘાણી કે કોઈ વિશ્વનાથ કે વિજય રાય કલમે તે શોભાભર્યુ છે હુ તો ગિજુભાઇના લેખનનો ભક્ત હતો અને છુ અને તેથી તેના ઉપર મુગ્ધ હતો હુ તો ઘણી વાર કહેતો 'ગિજુભાઈ, તમારી પર સરસ્વતી માતા પ્રસન્ન છે મને તો લાગે છે, કે તમે લખતા હશો ત્યારે સરસ્વતી ખુદ તમારી

લેખણ પર સવાર થઈ એને વેગ આપતા હશે " અને ગિજુભાઈ પોતાની બહુ પકાયેલ મૂછોમાં હસતા કહે "માળુ લાગે છે એવુ હો!"

ગિજુભાઇ ખૂબ જ વિનોદી હતા પ્રત્યક્ષ પરિચય વિના એમના વિનોદીપણાનો ખ્યાલ ન આવે

ગિજુભાઈ કદી નિરાશ ન થતા ઊલટું બીજા નિરાશ થયેલા માણસોના પ્રેરણામૂર્તિ હતા

ગિજુભાઈ વત્સલ હતા આતિથ્યપ્રિય હતા, સબધ સાચવી જાણતા

બહારથી ખુશમિજાજી લાગતા ગિજુભાઈ અદરથી ખૂબ વિચારી અને આધ્યાત્મિક હતા એમની "શાત પળોમા' લખાયેલાં મનનો ગિજુભાઈના વ્યક્તિત્વના આધ્યાત્મિક પાસાના પ્રતીક જેવા છે અને ઘણીક વાર અને ખાસ કરીને છેલ્લા ત્રણેક વર્ષોમા તે વારવાર કહેતા કે, હું Mystic type નો આદમી છુ " છેલ્લે છેલ્લે એમનું વાચન પણ ખૂબ આધ્યાત્મિકતા ભરેના પુસ્તકોનુ હતું.

ટૂકુ કરવા ધારેલુ પણ લાબુ થતુ જતુ આ લખાણુ વાચી કોઈ ટીખળીખોર કહેશે " તમારા ગિજુભાઈ શુ ન હતા એમ જ કહોને એટલે પત્યુ અથવા એમ જ કહો તે એ દેવ હતા "

ના ભાઇ, ના ગિજુભાઇ આપણી જેવા માણસ હતા પૂર્વજન્મના શુભસસ્કારો, સયોગો અને શકિતથી એ આપણને મુગ્ધ કરે તેવા બન્યા આપણે પણ પ્રમાણમા એવા થઈ શકીએ

આવા ગિજુભાઈ ચાલ્યા ગયા ગૂજરાતના બાળકોની 'મૂછાળી મા' ચાલી જતાં ગૂજરાતનું બાળજગત માસ્રનુ બન્યુ છે

ગિરીશભાઈ ભટ્ટ

## સ્વ. ગિજુભાઈને*

મળ્યા સમવયસ્ક, સંસ્મરણ ભૂતનાં ઠાલવ્યાં;
વિષાદમય શ્યામ વાદળ મુખે બધે વીંટળ્યાં.
સભામહીં અનેક સાથી, શિશુ શૂન્ય શા બ્હાવરા
બની જડ ઊભા રહ્યા, કરુણ વાણી બ્હે ના શકી.
બજ્યું દિલરુબા, ડુબ્યા કરુણ નાદમાં સૌ જનો;
રહ્યા નયન સ્થિર, ને ગભીર સૂર ગુંજી રહ્યા:

"દયામય મંગલ મંદિર ખોલો"

દીઠું નભ વિરાટ શ્યામલ પહોળું પડેરી ઊભું,
સમીર સૂસવાટતો ઘનઘન, ચડી આભમાં;
નમાવી શિર ત્યાં દીઠા નયનતીર છૂપાવતા
અયે તવ સખા!

---

* ભાવનગરના બાળમંદિરમાં સ્વ. ગિજુભાઈના દેહાન્ત પછી એક શોકસભા મળેલી તે સમયે તેમના સાથી શ્રી. નાનાભાઈ અહમદ બનેલા. તે પ્રસંગે વિષાદમય બનેલ વાતાવરણમાંથી ઉપજેલું આ કાવ્ય છે.

તમે નૂતન બાલમાનસ જગાવ્યું આ આંગણે,
તમે શિશુ-ઉરે વસી પ્રણયપાન કીધું-દીધું.
અને અહીં જ આ સ્થળે અરપવા વધુ અંજલિ
મળ્યા સહુ: તમે અહીં હૃદય ઠાલવ્યું, પ્રાણુ યે
સચેત કરિયા, હજુ મૂક ઊભા રહી ત્યાં રહ્યાં;
ફરીથી ધ્વનિની કદાપિ મનીષા થશે સુણવા
પરંતુ પડઘા વિના શબ્દ અન્ય ના આવશે.
અહીં અહીં તમે હસી કિલકિલાટ ઘેલા બન્યા,
અહીં અહીં જ ભવ્ય શા સ્વપનદુર્ગ ઊંચા ઘડયા.
વિરાટ ભરી ફાળ આગળ ગયા. મહા સ્વપ્નને
પહોંચી વળવા: અમે દૂર રહ્યા: વિખૂટા જલી,
અશબ્દ ઉર આંસુડાં સભર નેનથી ઠાલવી,
અનંત કલિકાલની કૂચ દિસે પ્રભુ, કાં નવી ?

ભાનુ લ. શુકલ

# પ્રિય મિત્ર ગિજુભાઈ

ગૂજરાત વિદ્યાપીઠની શરૂઆતમા કાકાસાહેબ સાથે હું ભાવનગર ગયો, ત્યારે ગિજુભાઇને ઘેર ઊતર્યો હતો, અને ત્યારથી અમારી વચ્ચે મિત્રતા બંધાઈ

મારામા આજુબાજુના લોકો સાથે તદ્દન એકરૂપ થઇ ભળી જવાની શક્તિ બહુ નથી ઊલટુ, એમ કહી શકાય કે ઘણીવાર હું અનેકની વચ્ચે પણ એકલાપણુ ભોગવુ છુ અમુક જ પ્રકારના સમુદાયમા એકાત્મતા કે સહાનુભવ ભોગવી શકુ છું શિક્ષક તેમ જ સમાજસેવક માટે આ સ્વભાવ ખામીવાળો ગણાય. આથી, જ્યારે હું એવા સ્વભાવના માણસો જોઉં છુ કે જે મોટા સાથે મોટા, બાળક સાથે બાળક, શહેરીઓમાં નાગર, અને ગામડીઆઓમાં ગામડી બનીને બરાબર ભળી જઈ શકે, ત્યારે મને તેમના સ્વભાવની અદેખાઇ આવે છે

સદ્‌ગત શ્રી ગોપાળકૃષ્ણ દેવધરમા મને સૌથી પહેલો એવા પ્રકારના પુરુષનો અનુભવ થયો હતો એમની પોતાની આજુબાજુના લોકો સાથે તેમના જેવા થઇ જવાની શક્તિથી હું આશ્ચર્ય પામતો

ગિજુભાઈ બધા જ પ્રકારના સમાજોમા એમ એકરૂપ થઇ શકતા કે કે મને હું બરાબર જાણતો નથી. પણ ગિજુભાઈ એક

બીજી શક્તિથી બધી યે જાતના લોકોના મનને વેધી લઇ શકતા. જેમ નાનુ બાળક પોતાની આજુબાજુના સમવયસ્ક બાળકોથી માંડી એંશી વર્ષના વૃદ્ધો સુધી સર્વેના મન પોતા પ્રત્યે ખેચી લઇ, બધાને રમાડે છે, તેમ ગિજુભાઇમા બાળક બનવાની અદ્ભુત શક્તિ હતી

આનો અર્થ એ નથી કે ગિજુભાઇ મૂછાળા બાળક હતા કે વિદૂષક હતા પણ ગિજુભાઈ ગભીર તત્ત્વજ્ઞાનની કે બાળશિક્ષણની શાસ્ત્રીય વાતો કરે કે ગુડાગુડીની વાતો કરે, તમારો વિરોધ કરે કે તમારુ સમર્થન કરે, કે પ્રસન્નતા અનુભવતા બાળકની જેમ એ આજુબાજુના સૌ મોટા નાના પર પોતાની પ્રસન્નતાનો લેપ ફેલાવતા કદાચ, કલેશ અનુભવતા બાળકની જેમ ગમગીની યે કયારેક ફેલાવતા હશે પણ મને તેનો અનુભવ નથી

ગિજુભાઇ તથા મારી વચ્ચેનો સબધ હમેશા મૈત્રીનો અને વિનોદભરી મીઠાશનો હતો એ પચગની ગયા તે પહેલા મારે અણધાર્યું રાજકોટ જવાનુ થયુ, અને ત્યારે સહેજે મેળાપ થઇ ગયો તે વખતે એક મદવાડમાથી તે ઊઠેલા હતા, અને મે ધાર્યું કે હવે તો તે સારા જ થશે એટલે એકબીજાની તબિયત પર શોક પ્રગટ કરવાને બદલે ઠેકડી કરી ગિજુભાઇનો અવાજ બહુ નબળો પડી ગયો હતો ખરો, પણ એમની વિનોદ કરવા અને ખમવાની શક્તિ ઘટી નહોતી, અને તેને મે મારી સમજ પ્રમાણે તબિયત સુધરવામાં એક સારુ ચિહ્ન ગણી સંતોષ માન્યો એમના પચગની ગયાની ખબર તો મને લગભગ પચગનીથી મુબઇમાં ખસવાની સાથે જ મળી, અને ત્યાર પછી બેએક દિવસમા જ અવસાનની

એ દોષો જે મહીં હશે તે એમની જોડે ગયા. આપણા દોષ બીજા કરતાં આપણને પોતાને જ અશાંતિ ઉપજાવનારા અને આપણા માર્ગમાં બાધા નાખનારા થાય છે, એટલો જ એનો સાર છે. પણ એમના અનેક ગુણો તો જ્યાં સુધી ગુજરાતમાં બાલમંદિરો ચાલશે ત્યાં સુધી પોતાની ફોરમ ફેલાવતા રહેશે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

---

હું માનું છું કે સ્વ. ગિજુભાઈ માટે આપણે કશું જ કર્યું નથી. એમના કમનસીબે કદાચ એ ગુજરાતમાં જન્મ્યા. ગુજરાત બહાર જન્મ્યા હોત તો આજે જેમ આપણે ડૉ. માન્ટીસોરીની પૂજા કરીએ છીએ તેમ અને તેટલા જ ઉત્સાહથી એમની પૂજા કરત. બાલશિક્ષણપદ્ધતિ, તેય ગુજરાતને તેમ જ આપણા દેશને સૌથી વધારે માફક આવે એવી એમની હતી, એ સત્ય એમના જીવતાં તો આપણે નથી શીખ્યા, હવે શીખીએ તો યે ગનીમત.

ચંદ્રવદન ચી. મહેતા

# ગિજુભાઈ

આફ્રિકામાં વકીલાત કરતા અને સ્વાહિલી ભાષા શીખવાનો પ્રયત્ન કરતા ગિજુભાઈનો ખ્યાલ કોઈને આવી શકશે? તે વખતે તેઓ ગિરિજાશંકર ભગવાનજી બધેકા હતા. એ જ નામ સાથે પાછા આવી દક્ષિણામૂર્તિમાં જોડાયા. એક વાર તેઓ પ્રોફેસર નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ સાથે અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમમાં મને મળ્યા હશે. પણ તેમનો પરિચય થયો દક્ષિણામૂર્તિના એક કમિશનના સભ્ય તરીકે હું ભાવનગર ગયો ત્યારે. ત્યાં જઈને મેં પહેલું કામ કર્યું હોય તો તે આ ગૂજરાતના સમર્થ કેળવણીકારોનાં ભારેખમ નામો છીનવી લેવાનું. કેળવણીકાર માતા જેવા હોય. મોટાં મોટાં નામો લઈને તેઓ બાળકોનાં જીવનમાં શી રીતે પ્રવેશ કરી શકે? અને સમાજનાં અસંખ્ય કુટુંબીઓ એમને પોતીકા શી રીતે ગણી શકે? જ્યારે નાનાભાઈ 'ભટ' મટી ગયા અને ગિજુભાઈ 'બધેકા' મટી ગયા, ત્યારે તેઓ આખા ગૂજરાતના થયા. કમિશનના રિપોર્ટમાં મે લખ્યું કે ગિજુભાઈ એક સ્વયંભૂ કેળવણીકાર છે. કેળવણીના પાયામાં તેઓ ઘણું કરી શકશે. ને તેમણે પણ પોતાનું જીવનકાર્ય શોધ્યું અને બાળકેળવણીને તેઓ વર્યા. મારા મિત્ર શ્રી. હીરાલાલ શાહે ગિજુભાઈની યોગ્યતાની કદર કરી અને એમને પક્ષીના માળા

જેવું એક સુંદર બાલમંદિર તખ્તેશ્વર પાસેની એક ટેકરી ઉપર બાંધી આપ્યું.

ગિજુભાઈનો અને મારો સંબંધ તરત વધ્યો. એનું કારણ આજે લોકોને વિચિત્ર લાગશે. બુદ્ધ ભગવાનના જીવન અને એમની શિખામણ પ્રત્યે મારામાં જે પક્ષપાત છે તે જ મેં એમનામાં જોયો. નાનાભાઈ કરતાં તેઓ ઓછા સનાતની લાગ્યા એટલે અમે એકબીજાના નિકટ આવ્યા.

બીજું એક કારણ થયું. બાળવાર્તાઓ દ્વારા કેળવણીનું કામ ઘણું કરી શકાય એમ હું માનતો હતો. લોકવાર્તા રાષ્ટ્રીય કેળવણીનું એક મહત્ત્વનું અંગ છે એમ હું પ્રચાર કરતો હતો. એ જ સૂર ગિજુભાઈમાંથી નીકળતો જોઈ મને ઘણો આનંદ થયો. કઈ કઈ જાતની લોકવાર્તાઓ ભેગી કરવી જોઈએ એની અમે એક યોજના કરી. પછી તો ગિજુભાઈ વાર્તાની એક ચોપડી તૈયાર કરે અને હું એની પ્રસ્તાવના લખું, એવો ક્રમ લાંબા વખત સુધી ચાલ્યો. અંતે ગિજુભાઈએ વાર્તાનું એક શાસ્ત્ર રચી કાઢ્યું જેની ગુજરાત આગળ ભલામણ કરવાનું કામ મેં ઉત્સાહપૂર્વક કર્યું.

ગિજુભાઈની પ્રતિભા જોઈ નાનાભાઈએ એમના કોડ કરવાની મણા ન રાખી. બધી જાતની સ્વતંત્રતા અને બધી જાતની સગવડો આપી ગિજુભાઈનો અને એમના બાલમંદિરનો ઝપાટાભેર વિકાસ થાય એને માટે નાનાભાઈ દિવસરાત મથતા હતા અને ગિજુભાઈ પણ કોઈ શાહજાદાની પેઠે એ બધી સગવડો અત્યંત સ્વાભાવિકપણે ભોગવી આગળ વધતા ચાલ્યા.

ગિજુભાઈની પ્રવૃત્તિ દ્વિવિધ હતી. બાળકોની કેળવણી અને બાલસાહિત્ય ખીલવવું. બન્નેમાં એમનો એકાગ્ર યોગ અસાધારણ



શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા ઈ. સ. ૧૯૨૧માં શ્રી કસ્તુરબાના હસ્તે થએલી એ વખતની એક તસ્વીર

Lakshmi A., Bombay 8

હતો. આવડા ઊંચા અને મૂછાળા ગિજુભાઈને બાળકો કેમ વળગે છે એ દશ્ય જોવાલાયક હતું. ગિજુભાઈ પણ બાળકો વચ્ચે સાવ બાળક થઈ જતા હતા. આખો દિવસ છોકરાઓ જોડે શિક્ષકને છાજે એવી છોકરવાદી કરે અને રાત્રે ઉજાગરા કરી, જાત જાતનું સાહિત્ય વાંચી, એમાં પોતાનો અનુભવ ઉમેરી બાળસાહિત્ય ઉપજાવી કાઢે. બાળકોનો સ્વભાવ ઓળખવો અને એને ખીલવવો એ ગિજુભાઈનું કામ. બાળમાનસ ઉપર એમણે ગમે તેટલી ચોપડીઓ વાંચી હશે પણ ગિજુભાઈની કળા એમની પોતાની સ્વયંભૂ હતી.

અંતે ગિજુભાઈના જીવનમાં એક મોટી ક્રાંતિ થઈ. એમને એક ગુરુ અને અધ્યાપન કાર્યમાં સાથી મળ્યા. મૅડમ મૉન્ટીસોરીનાં લખાણો વાંચી ગિજુભાઈ દ્વિજ બન્યા અને શ્રીમતી તારાબેન મોડકની મદદ મેળવી તેઓ સમર્થ બન્યા.

ગિજુભાઈ મૉન્ટીસોરીને શરણે ગયા અને અમારી વચ્ચે સહેજસાજ અંતરાય આવ્યો. હું એમને કહેતો કે તમામ દુનિયાના કેળવણીકારો આપણા પૂર્વાચાર્યો છે, આપણે એમનું ઋણ જરૂર સ્વીકારીએ. પણ તમે મૉન્ટીસોરીના અનુયાયી બની એમનો સંદેશો હિંદુસ્તાનને પહોંચાડવાનું કામ કરો એ હું સમજી શકતો નથી. તમે સ્વતંત્ર પ્રયોગો કરો, પોતાની પદ્ધતિઓ ખીલવો, અને કેળવણીના ઋષિ બનો. તમારી પાસે પોતાનું જ દર્શન હોવું જોઈએ. ગિજુભાઈ કહેતા કે મને પ્રેરણા મળી છે તેનો એકરાર ન કરું તો હું નગુણો કહેવાઉં.

સૌ. સરલાદેવી અંબાલાલે ગિજુભાઈની મૉન્ટીસોરી સોસાયટીને આશીર્વાદ આપ્યા અને ગિજુભાઈનું કામ ધમધોકાર ચાલ્યું. તે વખતના અમારા પત્રવ્યવહારમાં એક જ વાતની ચર્ચા ચાલતી.

હું કહેતો: 'મોન્ટીસોરી પદ્ધતિમાં પણ રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરવાનો અવકાશ છે. રાષ્ટ્રીયતા એટલે અમુક જાતની સંકુચિતતા એમ માનવાનું કશું કારણ નથી.' ગિજુભાઈની દૃષ્ટિ હવે રાષ્ટ્રીયતા કરતાં શાસ્ત્રીયતા તરફ વધારે વળી હતી. એ જમાનામાં ગિજુભાઇએ અને તારાબેને જે કામ કર્યું છે તે કોઈ પણ સમાજને મગરૂર બનાવે એવું હતું. બાળકોના ઉદ્ધારકર્તા ગિજુભાઈએ અસંખ્ય માબાપોને બાળસ્વાતંત્ર્યની, બાળભક્તિની અને બાળપૂજાની દીક્ષા આપી. ગૂજરાતને બાળભક્તિનું ગાંડપણ લગાડનાર આ બન્ને મિશનરીઓએ પ્રથમ વર્ગનું આખું સ્વરૂપ ફેરવી નાખ્યું છે, અને ગૂજરાતભરમાં અસંખ્ય બાળમંદિરો વાવી ઉગાડ્યાં છે. ગિજુભાઈને હું છેલ્લે મળ્યો તે ઐતિહાસિક પ્રસંગ હતો.

તારાબેને પ્રથમ દક્ષિણામૂર્તિ છોડયું. ગિજુભાઈ પણ દક્ષિણામૂર્તિમાંથી નિવૃત્ત થઈ રાજકોટ જઈને રહ્યા. એવે વખતે બાળકોના સિંધી દાદા જેઠુરામ ભોજરાજે, મુંબઈમાં એક અખિલ ભારતીય બાળપરિષદ ગોઠવી હતી. હું એનો અધ્યક્ષ હતો. સિંધ અને મુંબઈ, મહારાષ્ટ્ર અને દિલ્લી, પંજાબ અને બંગાલ, મ્હૈસૂર અને ગૂજરાત, અનેક પ્રાંતનાં વાછરડાં અને કુરકુરિયાં, પંખીઓ અને ફૂલો, રત્નો અને આશાઓ ભેગાં થયાં હતાં. એ પરિષદ માટે ગિજુભાઈ pied piper જેવા દેખાતા હતા. દિવસરાત પ્રવૃત્તિમાં પડ્યા છતાં અમે બન્ને નિવૃત્તિ લીધેલા સાથીઓ, અમે પ્રેમથી ભેટયા, જિગરની વાતો કરી, ઘણી ગેરસમજૂતીઓ દૂર કરી અને હૃદયથી પાસે પાસે આવ્યા.

ગિજુભાઈના મોઢા પરનું તે વખતનું સમાધાન મને અત્યંત પ્રિય લાગ્યું. લાંબા કાળ સુધી અમે મળ્યા ન હતા. અમારો પત્ર-

વ્યવહાર પણ અટકી પડ્યો હતો એટલે આજુબાજુના લોકો પાસેથી સાંભળેલી અનેક વાતોને લીધે અમે કેટલીક ગેરસમજૂતીઓ સેવતા હતા. અમે જિગરથી મળ્યા. બધી વાતો એકબીજાને સાફ કહી દીધી, એકરારઇન્કાર થયા. અને અમે પહેલાં જેવા દોસ્ત બની ગયા. પણ એમાંથી કંઈ પણ શુભ પરિણામ દોહી કાઢીએ તે પહેલાં જ ગિજુભાઇ અચાનક ચાલ્યા ગયા.

વેદાંતની દૃષ્ટિએ નહિ પણ પ્રત્યક્ષ વહેવારની દૃષ્ટિએ કહું છું કે ગિજુભાઈ ગૂજરાતનાં અસંખ્ય કુટુંબોમાં અને એથી ય વધારે બાળહૃદયોમાં જીવે છે અને જીવશે. અને પોતાના સાહિત્યદ્વારા ગૂજરાત બહાર પણ ફેલાશે.

કાકા કાલેલકર

# ગિજુભાઈનાં સંસ્મરણો

મારો અને ગિજુભાઈનો સંબંધ ઘણાં વરસો પહેલાંથી શરૂ થયેલો. મારા પિતા સદ્ગત વિશ્વનાથ મહારામ પાઠક અને ગિજુભાઈના મામા સદ્ગત હરગોવિન્દ અંબારામ પંડ્યા બન્ને ગુરુભાઈઓ અને તેથી પણ વિશેષ ગાઢ મિત્રો. એ બન્નેની એક જ ઇષ્ટની શ્રદ્ધા, પરસ્પરની મમતા, એકબીજાની હિતચિન્તા, એનો વિચાર કરું છું ત્યારે જાણે એમ લાગે છે કે એ આખો જમાનો બદલાઈ ગયો, અને એ જાતની મિત્રતા જ અત્યારે શક્ય નથી.

મારા પિતા જેતપુરમાં તાલુકામાસ્તર હતા અને હરગોવિંદભાઈ ભાવનગરના સ્ટેશન માસ્તર હતા. જેતપુરમાં અંગ્રેજી પાંચ જ ધોરણ હતાં, જે પૂરાં કર્યા પછી મને ભાવનગર રાખવાની મારા પિતાની ઇચ્છા હતી. એટલે ઘરમેળે રહેતાં શીખું અને ભાવનગરથી કંઈક પરિચિત થાઉં એટલા માટે હું અંગ્રેજી ચોથું ધોરણ ભણી રહ્યો ત્યારે, બન્ને મુરબ્બીઓએ નક્કી કર્યા પ્રમાણે, મારા પિતાએ મને ભાવનગર હરગોવિન્દભાઈને ત્યાં દિવાળીની રજાઓ ઉપર થોડા દિવસ રહેવા મોકલ્યો. હરગોવિન્દભાઈ સ્ટેશન માસ્તરના બંગલામાં રહેતા. ત્યાં હું મહેમાન તરીકે રહ્યો. હરગોવિન્દભાઈના મોટા પુત્ર દીગવાર (પોપટભાઈ) અને ગિજુભાઈ અને મારો સૌથી પહેલો પરિચય થયો.

પોપટભાઈ મારાથી થોડા મહિને નાના, અને ગિજુભાઈ કંઈક અગિયારેક મહિને મોટા એ રીતે અમે ત્રણે ય લગભગ સરખી ઉંમરના! અને સરખા તરીકે જ અમે પ્રથમથી મળેલા હતા, અને પછીથી ગ્હેલા હતા છતાં અમારામા એક વિલક્ષણ તફાવત હતો. હુ ઉમરમા નાનો છતા ગિજુભાઈથી એક ધોરણ આગળ હતો. વળામાં ભણવાની પૂરી સગવડ નહિ હોવાથી, અથવા મોડા નિશાળે બેઠેલા હોવાથી એમ થયુ હશે પણ તેમ છતા હુ તેમને મારા કરતા યે ઘણા મોટા હોય એ રીતે જોતો એનુ કારણ, એ વખતે પણ તેમને ભરાવદાર મૂછ હતી, શરીરે મારાથી કંઈક ઊંચા હતા એ તો ખરુ જ પણ તે ઉપરાંત, મારી કલ્પનાને પરણેલા માણસ મારા કરતા મોટા લાગતા હતા એ પણ હશે! વળી ભાવનગર મારે માટે પહેલુ જ શહેર હતુ, અને મારો સ્વભાવ કંઈક વધારે પડતો માબિંગ કુતૂહલવાળો હતો આ સર્વથી મને ગિજુભાઈ તે વખતે મારા કરતા વધારે પીઢ લાગેલા અત્યારે ગિજુભાઈની જુવાન વિદ્યાર્થીઓ સાથે તેમ જ નાના બાળકો સાથે ભળી જવાની વૃત્તિથી કોઈને ગિજુભાઈ ઠેઠ સુધી બાળક જેવા જણાયા હશે, પણ તે વખતે પણ તેમનામા મને એટલીક પીઢ જેવી વૃત્તિ જણાઈ હતી તે એટલી નાની ઉમરમા પણ તેમણે પોતાના મનમા એટલો નિશ્ચય કરી દીધેલો કે હરકોઈ માણસ ઉદ્યોગથી અને ખંતથી મહાન કાર્ય કરી શકે છે, અને મહાન થઈ શકે પોતે મોટા થઈ શુ કાર્ય કરવુ તેનો તેમને તે વખતે ખાસ ખ્યાલ નહોતો પોતાનામા શુ શક્તિ છે તે પણ તેનો ત વખતે જાણતા નહોતા પણ ઉદ્યોગથી મહાન થવુ જોઈએ એ પણ તે વખતે પણ તેમનામા ભાનપૂર્વક નો હતો એ વૃત્તિ તેમનામા બેન્જા-મિન ફ્રાંકલીનના પુસ્તક વાચવાથી જાગી હતી બેન્જામિન ફ્રાંક-

લિનનું જીવનચરિત્ર (ઘણું કરીને કડિયાવાડીકૃત) એ તેમનું પ્રિય પુસ્તક હતું એ જ અંગ્રેજી પુસ્તકમાંથી પણ ટ્રૅંકલિનના Poor Richard's sayings 'ગરીબ રિચર્ડના વચનો' વાળી તેઓ વારંવાર બોલતા The used key is always bright 'વપરાતી કૂંચી હમેશાં ઊજળી રહે છે.' Dost thou love life? Then do not squander time for that is the stuff, life is made of 'તને જીવન વહાલું છે? તો સમય વેડફી નાખીશ મા, કારણ કે જીવન સમયનું બનેલું છે' Sleep not for there will be enough time to sleep in the grave 'ઊંઘ મા, કારણ કે કબરમાં ઊંઘવાને પુષ્કળ વખત મળશે.' આ વાક્યો તેઓ વારંવાર બોલતા તેમના બોલવાથી જ તે મને યાદ થઈ ગયેલાં. ગિજુભાઈ ઠેઠ સુધી રમતિયાળ દેખાતા, નાના સાથે રમતા, પણ ઉદ્યોગપરાયણતા તેમના જીવનની મહત્તાનું મોટામાં મોટું કારણ છે, તે આપણે ભૂલવું નહિ જોઈએ. મોટી ઉંમરે ભાવનગરમાં તેઓ બાલમંદિર ચલાવતા, ત્યારે રાતે જાગીને ઉજાગરો કરીને પણ ટપાલના જવાબો આપતા, અને લેખો કે પત્રો લખતા મેં તેમને જોયેલા છે.

ઉપર જણાવ્યા પ્રમાણે હું સૌથી પહેલો ભાવનગર ગયો ને પોપટભાઈ તથા ગિજુભાઈની સાથે આઠ દિવસ રહ્યો ત્યારે ત્યાં મને બરાબર ગમ્યું નહોતું તેનું કારણ જરા વિચિત્ર હતું માટે લખું છું બપોરે પોપટભાઈ અને ગિજુભાઈ [illegible] ઊંઘતા, અને હું બપોરે ઊંઘી શકતો નહિ તેથી નહોતું ગમ્યું એમ યાદ છે

એક વરસ પછી પાંચમી અંગ્રેજી પૂરી કરી હું આગ

ભણવા ભાવનગર ગયો. ભાવનગરમાં હું હરગોવિન્દભાઈને ઘેર તેમ જ મારાં ત્યાં સગાં હતાં તેમને ઘેર રહેતો. વાચવા કરવાનુ બધુ હરગોવિંદભાઇને ઘેર જ રાખતો પણ એકાદ વરસમા જ હરગોવિન્દભાઈની બદલી ધોળા જકશન થઇ ગિજુભાઇ તથા હું શ્રી ચુનીભાઈ ભટ્ટ, જેઓ ભાવનગરમા સારી પ્રતિષ્ઠાવાળા શિક્ષક હતા, મારા પિતાના તથા હરગોવિન્દભાઈના સ્નેહી હતા તેમને ઘેર ડબગરવાળી શેરીમા રહેવા ગયા શ્રી ચુનીભાઈએ અમને એક ઓરડી સ્વતત્ર કાઢી આપેલી હતી ઓરડી અમે જ વારાફરતી વાળતા, નજીકને કૂવે નાહતા અને અમારા કપડા પણ ત્યાં હાથે ધોતા હુ મારા સગાને ત્યા જમતો, અને ગિજુભાઈ હરગોવિન્દભાઇનુ ઘરનુ ઘર નજીકમા હતુ ત્યા જમતા

ગિજુભાઇ વાચવામા ઘણા નિયમિત અને મહેનતુ હતા સાહિત્યનો શોખ અમને બન્નેને સારો હતો શ્રી ચુનીભાઇ પણ સાહિત્યના શોખીન હતા તે અમારી સાથે કલાપી વારવાર વાચતા પ્રેમાનન્દ, કલાપી, શ્રી અબાલાલ યાજ્ઞિકનુ કાવ્યમાધુર્ય વગેરે અમે અહીં ખૂબ વાચેલુ અમને આવડે એવા રાગડા તાણી અમે લાબે રાગે સસ્કૃત શ્લોકો, ગૂજરાતી વૃત્તબધ કવિતાઓ અને ગઝલો પણ ખૂબ આરડતા, અને અમારી ઓરડીમા રાગડા તાણી ન ધરાયા હોઇએ ત્યારે ગમે ત્યા અને ખાસ કરીને શ્રી ચુનીભાઈના પાણિયારાની નાની ઓરડીમા લાબે રાગે ગાતા અમે બે ભેગા રહેતા તેનો એક લાભ તે હતો કે એકની ચોપડી બીજો વાચતો, અને તે પ્રમાણે વાચ્યુ ન હોય ત્યારે પણ એકના વચાનો લાભ બીજાને મળતો.

એ વખતે પણ ગિજુભાઈ ગણિત અને અક્ષરગણિત બન્નેમા

કાચા હતા. મને આ બન્ને વિષયોનો ઘણો શોખ હતો, જે ઇન્ટર આર્ટસમાં લૉજિક અને ફીઝિક્સના વિષયોમાં પ્રવેશ મળતાં તદ્દન ઘટી ગયો. ગિજુભાઈ ગણિતના દાખલા ઘણીવાર મારી પાસેથી શીખતા અને સંસ્કૃત પણ ઘણીવાર પૂછતા. પૂછવાની એમની પદ્ધતિ વિચિત્ર હતી. હું નાની ઉંમરથી કંઈક ધ્યાન બહેરો છું. હું કંઈક વાંચતો હોઉં, અને એ પૂછે, ત્યારે હું તેમના પ્રશ્ન તરફ ધ્યાન આપ્યા વિના મોઢું બંધ રાખીને 'હુંઅ' 'હુંઅ' કર્યા કરું. એ વખતે પોતાના પ્રશ્ન તરફ પૂરતું ધ્યાન ખેંચવા તે મારા કાન પર આંગળીથી ટકોરો મારતા. 'ગલીવર્સ ટ્રાવેલ્સ' માં ગલીવર કોઇ એક તરતા બેટ પર જઈ ચડે છે. ત્યાં બધા ગણિતશાસ્ત્રીઓ જ રહેતા. અને એ બધા પોતાના કોયડામાં એટલા બધા ધ્યાનમગ્ન રહેતા કે જમાડવા માટે પણ તેમના નોકરોને તેમને ટકોરો મારી ઉડાડવા પડતા, તે ઉપરથી એ મશ્કરીમાં મને ટકોરો મારતા, પણ એ ટકોરો ઘણીવાર તો ઠીક ઠીક જોરવાળો વાગતો. એ ગણિતનો અણગમો તેમને ઠેઠ સુધી રહ્યો. એ પોતે એ જાણતા પણ ખરા. ભાવનગરમાં મૉન્ટીસોરી વર્ગો એમણે શરૂ કર્યા ત્યારે પોતાના ગણિતના અણગમાને લીધે એની અપૂર્ણતા શિક્ષણમાં ન રહી જાય માટે તેમણે ખાસ કરીને ગણિત માટે શ્રી. હરિહર પ્રા. ભટ્ટની મદદ લીધેલી.

શ્રી. મુનીભાઇને ઘેર રહ્યા તે દરમિયાન રજાઓમાં અમે ધોળા જંકશન હરગોવિન્દભાઇને ઘેર થોડું રહેતા. ત્યાં ગાતા, કોઇ વાર નાટક ભજવતા, ખેતરોમાં ફરી ચીભડાં, કાકડીં વગેરે લઈને ખાતા. સાંઝે ઓઝતના પૂલ સુધી ફરવા જતા, કોઇ વાર નીચે ઊતરી નદીમાં નાહતા, અને વગડામાં ફરતા. યાદ છે કે એક વાર પૂલ પર ફરતાં ગિજુભાઈ એમના પ્રિય આદર્શ પુરુષ

બેન્જામિન ફ્રાંકલિનના વીજળીના પ્રયોગોનુ અનુકરણ કરી ત્યાના તારના થાભ્યા પરના વીજળીના તારને પોતે અડેલા અને અમે પણ તેમના વાદે અડેના આ સમયમા અમે ગૂજરાતી કાવ્યો, વાર્તાઓ, સસ્કૃતમા મેઘદૂત વગેરે, કર્ઠક વેદાન્ત અને થિયોસોફી જેવુ ધર્મસાહિત્ય અને અગ્રેજી વાચતા

મૅટ્રિકનો અભ્યાસ મે શ્રી ચુનીભાઇને ઘેર પૂરો કર્યો એટલે કે ગિજુભાઇએ છટ્ઠુ અગ્રેજી ધોરણ ત્યા પૂરૂ કર્યું તે પછીના વરસમા હરગોવિન્દભાઇની બદલી પાછી ભાવનગર થઇ, અને ફરી સ્ટેશનને બગને રહેવા ગયા

હું માનુ છુ આ અરસામા ગિજુભાઇના પ્રથમ પત્ની ગુજરી ગયા મે તેમને જોયેલા પણ નહિ પણ મારા મન પર એવી છાપ છે કે ગિજુભાઇને તેમની સાથે સારો સ્નેહ હતો એમના મૃત્યના આઘાતની ગિજુભાઇના જીવનમા ઊડી અસર રહેલી છે

સ્ટેશનના આ બગલાની પાસે જ સ્ટેટની ધર્મશાળા આવેલી છે પાલીતાણાના દરબાર ગુજરી ગયા અને સ્ટેટ ઉપર એજન્સીની જપ્તી બેઠી, તેથી તે સ્ટેટના આશ્રયે રહેલી ગાયમ બાઈ ચન્દ્રપ્રભાએ ભાવનગરનો આશ્રય લીધો તે બાઇને એ સ્ટેશનના બગના સામેની ધર્મશાળાનો ઉપરનો ભાગ રહેવા આપેલો એ બાઈનો અવાજ સાધારણ મોટો હતો બહુ સુદર ગાતી એ ગાતી ત્યારે અમે બન્ને બહાર રવેશમા બેસી બહુ ધ્યાનપૂર્વક સાભળતા. એ બાઇ ભજનો બહુ સારા ગાતી અને આચરણની પણ એટલી શુદ્ધ હતી કે પ્રતિદિન અને ધાર્મિક માણસો પણ તેને ઘેર જઈ સાભળવામાં સંકોચ ન રાખતા અમો બન્ને પર એ બાઇના સગીતના સસ્કારો ઘ [illegible] ઊડા પડેલા

અમે ભણવામાં દુર્લક્ષ કરનારા તો ન ગણાઈએ, પણ છતાં અમને બન્નેને બધુ જોવાનો ઘણો શોખ હતો ભાવનગરમાં જે કાંઈ જોવાનુ હતુ તે બધુ અમે ફરીફરીને જોયુ છે ખાસ તો મને એ યાદ છે કે અમે નવરાત્રમા બધી ગરબીઓએ ફરતા, બધા વેશો જોતા, ગરબી ગરબા બધે સાંભળતા અમારા વખતમા યુનિવર્સિટીની પરીક્ષાઓ નવરાત્રની નજીક થતી, છતાં નોરતામા રાતના એક બે સુધી અમે બહાર ફરતા શહેરમા બધા ભાષણો સાંભળતા તેની બહુ જ સખત રીતે ટીકા કરતા ચર્ચામા અમારી વચ્ચે વારવાર મતભેદ થતો અને લાંબાં વાગ્યુદ્ધો અમે ચલાવતા. અમારી વચ્ચે વારવાર અંગત ટપાટપી પણ થતી હુ તેમને ‘વગાના ટીંબા’[1]નુ મહેણુ મારતો અને તેઓ વારવાર પ્રશ્નોરા નાતનો ઉપહાસ કરી મને ખીજવતા એકવાર મને કહે કે પ્રશ્નોરા તો વાઘરી જેવા છો, ત્યારે મે મારા સસ્કૃત જ્ઞાનનુ પ્રદર્શન કરીને કહેલુ કે હા અમે વાગ્વરિ, એટલે વાણીના સિંહો છીએ ‘વાણીના સિંહ’ એ કાંઈ સાચી પ્રશસ્તિ નથી પણ એ દોષ તે વખતે અમે કોઈ જોઈ શક્યા નહોતા

પ્રીવિયસની પરીક્ષા પૂરી કર્યાં પછી મને મુબઈમા ગોકળ-દાસ તેજપાળ બોર્ડિંગમા જગા મળી, એટલે હુ મુબઈ આવ્યો અને અમે બે છૂટા પડ્યા અમારી વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યા કરતો મને યાદ છે તેમા ઘણા લાગણીવેડા, અને કવિત્વ પ્રદર્શનો થતા જો કે કાવ્યો લખવાનો ગુનો મારો વધારે હતો એ વરસ

---

૧ વગા વિશે એવી દંતકથા છે કે એ ગામ હાલ જ્યા છે તે ટીંબા પરથી પસાર થતા શ્રવણ પોતાના માબાપને કાવડમા લઈ જતો હતો તેણે પણ માબાપ પાસેથી મહેનતનો બદલો માગેલો. તેના માબાપ સમજી ગયા એટલે તેમણે કહ્યુ કે આ જગા પસાર કર્યા પછી આપીશુ

દરમિયાન જ હું ધારું છું તેમના બીજા લગ્ન થયાં તેમના સસરા શ્રી ભાઇશંકરભાઈ પણ હરગોવિન્દભાઇ અને મારા પિતાના ગુરુભાઇ એ સબંધનુ કારણ પણ એમનો ગુરુભાઇઓનો સબધ હુ તેમના લગ્નમા ગયો નહોતો અને પરણીને થોડા જ માસમા, તેઓ આફ્રિકા કમાવા ગયા તેમના પિતા વૃદ્ધ થતા જતા હતા, અને તેમને માથે કમાવાની ફરજ આવી હું ધારું છુ કે પ્રીવિય સમા પાસ થવા પણ તે રોકાયા નહોતા આફ્રિકામા પહેલા કયા નોકરી લીધી તે ખબર નથી પણ થોડા માસ પછી એક સોલી સીટરને ત્યા તેઓ કનાર્ક તરીકે રહ્યા અમારી વચ્ચે પત્ર વ્ય હાર ચાલતો પણ બહુ નહિ એ વળી અંગ્રેજીમા પત્રો લખતા તેમના પત્રોમા આફ્રિકાની જગલી જાતો, ત્યાના રળિયામણા પ્રદેશો, તેમની લાબી સાઈકલ ઉપરની મુસાફરીઓ વગેરેની વાતો આવતી તેઓ પાછા આવ્યા ત્યારે હુ ફર્સ્ટ એલ એલ બી નો અભ્યાસ કરતો હતો એટલે તેઓ ચારેક વર્ષ આફ્રિકામા રહ્યા તે વખતે હુ મુબઈમા કુટુબ સાથે રહેતો હતો ગિજુભાઈ તેમના એક બે મિત્રો સાથે એક આખો દિવસ મારે ઘેર રહ્યા હતા આખો દિવસ અમે વાતો કરી હતી મને આફ્રિકાની જગલી જાતોના રીતરિવાજો સાભળવામા બહુ રસ પડતો મારા 'કાવ્યની શક્તિ' ના લેખમા મે 'વાનૂબી ફૂલા માઅના નુ ગીત ઉતાર્યુ છે તે તે વખતે તેમની પાસેથી સાભળેલુ તેઓ પોતાની સાથે આફ્રિકાની કેટલીક નવાઈની ચીજો પણ લાવેલા ત્યાના દાણાના નમૂના, શાહમૃગનુ ઇંડુ, હિપ્પોપોટેમસની ચામડીની સોટી જેને તેઓ ક્બિોકો કહેતા, અને એક અજગરનુ ચામડુ એનુ યાદ છે અજગરનુ ચામડુ સુદર હતુ, ઉપર ચગાપગા નુ [illegible] હતા, અને વધારે આશ્ચર્યકારક તેના ઉપર [illegible] [illegible] તે

ચામડું આવતા તેમણે મને સોંપેલું, તે હું મુંબઈના જી આઈ પીના દૂરના કોઈ સ્ટેશને કોઈ અંગ્રેજ પેઢી ( ઘણે ભાગે સુરે બ્રધર્સ ) ને ત્યાં લઈ ગયો હતો ત્યાંના અંગ્રેજ સાથે અજગરની વાતો નીકળતા તેણે મને આણુમાંથી મારેના એક અજગરના ચામડાનું લગભગ ચાળીસ ફૂટનું ફીંડલું ઉખેલી બતાવ્યું હતું!

ગિજુભાઈ મિત્રો એકદમ કરી શકતા તેમનું મિત્રમંડળ મોટું હતું આફ્રિકામાં પણ તેમણે પુષ્કળ મિત્રો કરેલા વળાના નાનપણના સાથીઓ જોડે પણ તેમણે ઠેઠ સુધી સંબંધ રાખેલો પોતાથી હલકી ગણાતી સ્થિતિના મિત્રો સાથે વ્યવહાર રાખતા તે કદી શરમાતા નહિ તેમ જ વધારે ઊંચી સ્થિતિના માણસોથી તેઓ દી ડઘાતા નહિ. પોતાની વાત કરતા સંકોચ ન રાખવો, કોઈનાથી ડરાવું નહિ, મુશ્કેલીમાં મૂઝાવું નહિ, 'આપના ભાર શા છે' એ મનોવૃત્તિ તેમને સ્વાભાવિક હતી તેમના જીવનની સફળતામાં આ વૃત્તિનો મોટો ફાળો છે આ વૃત્તિને લીધે તેઓ સહેલાઈથી નેતા થઈ શકતા

આફ્રિકામાં તેમને પગાર કેટલો મળતો તે તો હું જાણતો નથી—અથવા અત્યારે યાદ નથી પણ તેઓ દોઢ બે હજારથી વધારે બચત કરી લાવ્યા નહિ હોય. તેમના સ્વભાવને, કમાવા કરતા બચાવવું કદાચ વધારે અઘરું હતું આટલી નાની રકમ કુટુંબના વરામાં તરત ખરચાઈ ગઈ હશે એમ માનું છું ગિજુભાઈને તરત શો ધંધો કરવો તેની મુશ્કેલી ઊભી થઈ આફ્રિકામાં સોલીસીટરને ત્યાં રહેલા અને મટ્રિક થયા હતા એટલે તેમણે હાઈ કોર્ટ પ્લીડર થવાનું નક્કી કર્યું અને મુંબઈમાં રહી ધારપૂરેના ખાનગી મધ્યશિક્ષણના વર્ગોમાં તેમણે હાજરી આપવા માંડી.

હું પણ તે વખતે એલ એલ બી એટલે કાયદાનો જ અભ્યાસ કરતો હતો અમે બન્નેએ લોઅર પરેલમા નવી જ બંધાયેલી મગનબાગની લાંબી ચાલોમા પાસે પાસે ઓરડીઓ લીધી ગિજુભાઇના પત્ની જડીબહેન, જેમને હુ તે વખતે જયાબહેન કહેતો, તે મારા પિતાના ગુરુભાઇ ભાઇશંકરભાઇના પુત્રી, અને મારી પત્નીનુ પિયર પઠેગામ જે ગિજુભાઇના ગામ વળાની તદ્દન નજીક, અને અમારો જમાનો હજી આવા સબધોને સ્વીકારનારો, એટલે અમે અત્યત ગાઢ સબધથી સાથે રહેવાનુ શરૂ કર્યું થોડા વરસો ઉપર અમે બે સાથે અભ્યાસ કરતા, ત્યારે આદર્શ મૈત્રી તો માત્ર પુરુષોના સબંધની નહિ, પણ બે દંપતીઓની ગણાય એવી ચર્ચા ઘણી વાર કરતા, તે આચુ પાડવાનો વખત આવ્યો જણાયો અને છતા એક બનાવ બની ગયો અમારી વચ્ચે અણુમનાવ થયો અમે સહકુટુબ પરસ્પર અબોલા લીધા એકબીજાની હાજરીમા પણ અમે સકોચ અનુભવવા લાગ્યા અમે એકબીજાને ટાળીને ચાલવા લાગ્યા અમારા જ પડોશમા, મગનબાગમા રહેતા મહાદેવભાઈ, તથા રાજકોટના જેમનપુત્રા જેમની આશાસ્પદ કાર કીર્દિ અકાલ મૃત્યુથી કદી પાગરવા ન પામી, તે બન્ને અમારા સમાન મિત્રો, છતા અમે પાછા ભેગા થઇ શકયા નહિ ! એવુ વૈમનસ્ય ઠીક ઠીક ચાલ્યુ એમાથી અમારો મેળ કરાવી આપનાર અમારા મુરબ્બી હરગોવિન્દભાઇ ! હુ અમદાવાદમા વકીલાત કરવા નવો નવો ગયેલો હરગોવિન્દભાઇ ગાડીમા પસાર થતા હતા ત્યા હુ તેમને મળવા ગયો ગિજુભાઇ તે વખતે તેમની સાથે હતા અમે અમારા અણબનાવની વાત બધા મુરબ્બીઓથી છાની રાખેલી છતાં તેમણે ક્યાંકથી એ જાણેલી તેમણે અમને બન્નેને ભેગા કર્યા અને 'બન્ને ભેટો એમ કહીને અમને પરસ્પર ખરે-

વધારતાં વધારતા છેવટે એને જ જીવનનુ મુખ્ય ધ્યેય કરી મૂક્યું. એ આખુ માનસપરિવર્તન મને પરોક્ષ જ ગ્યુ છે. ગિજુભાઈના આ મહત્ત્વના માનસિક ફેરફારનો હું સાક્ષી થઈ શક્યો નથી

કેટલેક વરસે હુ મારી પત્ની સાથે ભાવનગર ગયો ત્યારે તેમને ઘેર તેમને મળવા ગયો હતો. અમે ચારે ય જણા જૂના સ્નેહથી મળ્યાં હતા એ પછી હુ વિધુર થયો, વિદ્યાપીઠમા જોડાયો અને જ્યારે જ્યારે ભાવનગર ગયો છુ ત્યારે ત્યારે તેમને ઘેર જ ઊતર્યો છું આ ઊતરવાની બાબતમા પણ એક નાની વાત નોંધું. મને ગિજુભાઈ એકવાર કહે કે હુ તેમને ઘેર ઊતરતો તેનું કારણ મારા પરિણીત જીવનના સસ્મરણો મને એમને ઘેર મળે છે એ ખરુ કે નહિ? મે હા કહેલી

સાધારણ રીતે સસ્મરણોમા કોઈ પોતાનો અણુમનાવ ભાગ્યેજ લખે મે લખ્યો છે તેનું કારણ એ નિમિત્તે મારે એક બે બાબત કહેવી છે એ છે મારે કહેવાનુ છે કે મૈત્રી તૂટી હોય તોપણ પાછી સાધી શકાય છે એમ અમારા સબધમા ન બન્યું હોત તો કદાચ એ બાબત મે કહી પણ ન હોત અને બીજુ એ કે અમારી વચ્ચે જે અણુમનાવ થયો હતો તેનુ નિમિત્ત તો હું ભૂલી ગયો છુ, પણ તેનુ તાત્ત્વિક કારણ અત્યારે મને મૈત્રીનો અતિ ઉત્સાહ જણાય છે મૈત્રીના અતિ ઉત્સાહમા અમે જોઈએ તે કરતા એકબીજાની વધારે નિકટ ગયા, અને એ નિકટતાથી જ અમે કટાળ્યા, તેના પ્રત્યાઘાતથી જ અણુમનાવ થયો ખાસ ભીડ કે કોઈ મહાન ભાવનાથી આવશ્યક થયેલી જરૂરતને લીધે ભેગા રહેવુ પડે એ જુદો સવાલ છે, નહિતર મિત્રોએ પણ ધીમે ધીમે જ નિકટ જવુ જોઈએ મૈત્રી વિશે બીજુ ગમે તે કહીએ,

પણ તે કાલસાધ્ય છે. આગ્રહથી તેનો વેગ કે ઘનતા વધારી શકાતી નથી.

ભાવનગરમાં હું તેમને ઘેર ઊતરતો ત્યારે મેં જોયેલું કે અમુક પ્રકારના વિષયોની તેમને ખૂબ ધૂન લાગેલી. અલબત્ત બાળ-કેળવણી—મોન્ટીસોરીપદ્ધતિના તો તેઓ ખરા ભક્ત અને ગૂજ-રાતમાં તેને મૂર્તરૂપ આપવાનું સંપૂર્ણ માન તેમને જ છે. પણ આ કેળવણીના પ્રશ્નોને અંગે તેમણે અનેક બીજા વિષયોમાં પણ રસ લીધો જેમાંનો મુખ્ય માનસપૃથક્કરણ છે. અત્યારે એ વિષય ગૂજરાત આખામાં વધારે વધારે લોકપ્રિય થતો જાય છે, જોકે હું માનું છું કે તેનો શાસ્ત્રીય અભ્યાસ તેની લોકપ્રિયતાના પ્રમા-ણમાં નહિ જેવો જ થાય છે. ગિજુભાઈએ એ વિષય ઉપર પુષ્કળ વાંચેલું અને અમુક વરસો તો મેં તેમને તેનો પુષ્કળ ઉપયોગ કરતા જોયેલા. બાળકોની ચેષ્ટા, માણસોનાં સ્વપ્નો, તેમનાં આક-સ્મિક નીકળી ગયેલાં વાક્યો અને આકસ્મિક થઈ ગયેલાં વર્તનો એ સર્વનો અર્થ કર્યા કરવામાં તેમને બહુ આનંદ આવતો. મને કશા ઉપર એમ એકદમ સો ટકા આસ્થા બેસે જ નહિ એવો મારો સ્વભાવ એટલે અમે વારંવાર અનેક બાબત ઉપર ચર્ચા કરતા. આ સાથે અમુક વખત તેમને સામુદ્રિક કે હાથ જોવાની વિદ્યા, ફલજ્યોતિષ, સંખ્યા વિદ્યા (numerology) એ સર્વ ઉપર પણ શ્રદ્ધા ખરી. તેઓ રોગિષ્ટ માનસવાળાના કેસો ઉપર પણ વિચાર કરતા અને એવા માણસોને કંઈક સલાહ પણ આપતા. એક વિચિત્ર કેસ તેમણે ખાસ કહેલો યાદ છે. એક જુવાન માણસે તેમને કહેલું કે તેને કોઈ કોઈ વાર કોઈનું ખૂન કરવાની ઈચ્છા થઈ આવે છે. ગિજુભાઈએ તેનો હાથ જોયો, તેની જન્મોત્રી જોવરાવી અને તેના માનસનું પૃથક્કરણ કરી તેને

કોદાળીથી જમીન ખોદવી પડે તેવુ કંઇક ઝાડ ઉછેરવુ કે બગીચાનુ કામ કરવાની સલાહ આપી હતી ! હાથ જોવાનો તો તેમને ઘણા વખતથી શોખ હતો મને યાદ છે કે આફ્રિકાથી આવ્યા ત્યારે તેઓ હાથ જોતા પણ પાછળના ભાગમા તેમણે હાથ જોવા છોડી દીધા હતા જોકે તેના ઉપરની શ્રદ્ધા તો તેમને ઠેઠ સુધી હતી એમ માનુ છુ

ગિજુભાઈમા પ્રચારશક્તિ સારી હતી એમ કહી શકાય પણ એમ કહેતા એક વિવેક કરવાની જરૂર છે કેટલાક માણસો માત્ર પોતાની મોટાઇ કે કીર્તિ અર્થે પ્રચારશક્તિનો ઉપયોગ કરે છે તે હલકી પ્રચારશક્તિ છે–છેવટ પ્રચારશક્તિનો દુષ્પ્રયોગ, તેનો ખોટો વિનિયોગ તો છે જ પણ જ્યારે કોઇ માણસ પોતાની શ્રદ્ધાનુ ધ્યેય લોકગમ્ય કરવા પ્રચારશક્તિનો ઉપયોગ કરે ત્યારે તેમા કશો દોષ નથી તેમા પણ ગિજુભાઇના ધ્યેયની સફળતા લોકસ્વીકાર ઉપર જ આધાર રાખતી હતી બાળકો ઉપરનો કેળવણીને નામે થતો અત્યાચાર ત્યારે જ બંધ થાય કે જ્યારે માબાપો તે તત્ત્વ સમજે અને ગિજુભાઇએ એમ કરવામા પ્રયત્નની ક્યાઈ પણ ખામી રહેવા દીધી નથી તેમણે બાળકેળવણી હાથમા લીધી ત્યા સુધી એ પ્રશ્ન ઉપર થોડા કેળવણીકારો સિવાય કોઇ વિચાર નહોતુ કરતુ અને તેમણે એ વિષયમા પ્રવેશ કર્યો પછી ગુજરાતનો લગભગ દરેક વિચાર કરી શકે તેવો માણસ તેને વિશે વિચાર કરતો થઇ ગયો છે એ સફળતાની પાછળ ગિજુભાઇની અથાગ અને અથાક ( જો કહી શકાય તો ) મહેનત રહેલી છે મે તેમને જાગૃતિના બધા કલાકો કામ–તેમના ધ્યેય પાછળ કામ કરતા જ જોયા છે તેમણે નવરાશને ઓળખી નથી બે ઘડી ખાટે બેઠા હોય, પાસે તેમનુ એકાદુ બાળક હોય તેને પપાળતા

જતા હોય, તેનું મન રાખતા જતા હોય ( તેમનાં બાળકો તેમને વધારે હળેલાં હતાં ) અને આસપાસના સહાયક શિક્ષકો, વિદ્યાર્થીઓ, કાર્યકર્તાઓ સાથે વાતો કર્યા કરતા હોય, કે કાગળોના જવાબો આપતા હોય. આ જ ધગશથી તેઓ મારા જેવા આવી ચડેલા મહેમાનો પાસે પણ વિદ્યાર્થીઓને ભાષણો અપાવતા અને નહિ રસ લેતા આગન્તુકોને પોતાની બાબતમાં રસ લેવડાવતા.

ગિજુભાઈને મહાત્માજી ઉપર ઘણી જ શ્રદ્ધા હતી—એ કે મહાત્માજીના કેળવણી સંબંધી વિચારોથી તેઓ ઘણા જ વિરુદ્ધ હતા. મહાત્માજીની દેખરેખ નીચે તૈયાર થયેલી પહેલી ચોપડીને તેમણે સખત શબ્દોમાં વખોડી કાઢી હતી. ૧૯૩૦ની સત્યાગ્રહની લડતમાં તેઓ નવસારી થાણામાં રહેતા હતા. મારે ત્યાં જવાનું થયું ત્યારે તેમણે મને બધે ગામેગામ ફેરવ્યો હતો. ખેડૂતોની સાથે તેઓ બહુ સહેલાઈથી ભળી જતા હતા, અને અનેક ખેડૂતો, પુરુષો સ્ત્રીઓ, બાળકો, ડોસીડોસાઓ સાથે તેમણે અંગત પરિચય કેળવ્યો હતો. એ લોકો લડત વિશે શું માને છે, તે બાબત મારી રૂબરૂ ઘણાંની સાથે વાતચીત કરી તેમણે બતાવી હતી.

આ સાથે એક બાબત યાદ આવે છે તે લખું છું. તેઓ રહેતા હતા તેનો રસોડાનો ઉપાડ અમુક માણસની મારફત થતો હતો. તે માણસે કેટલોય ગોળ ગિજુભાઈના રસોડાને હિસાબે ચડાવી દીધો હતો. હું જાણું છું કે ગિજુભાઈ જમવામાં ઘણા સાદા હતા. હું એક બે દિવસ તેમને રસોડે જમ્યો પણ હતો. છતાં આવા રાષ્ટ્રીય પ્રસંગોનો ઉપયોગ કેટલાક હીન માણસો કેવા હલકા સ્વાર્થમાં કરે છે તેનો આ દાખલો હતો. મને યાદ છે કે એ માણસને તરત એ જગાએથી ખસેડ્યો હતો, પણ હું વારં-

વાર ગિજુભાઇની મશ્કરી કરતો કે તેમણે હમેશનો દોઢ ગેર બરોર ગોળ એ વખત દરમિયાન ખાધો હતો!

ગિજુભાઈમા પૈસાની હિસાબી બુદ્ધિ ઘણી થોડી હતી તેમને પગાર તો કઈ ઓછો મળતો હતો એમ ન કહેવાય પણ મળતો હતો તેના પ્રમાણમા તેમને વારવાર ઘણી ભીડ ભોગવવી પડતી હતી કુટુબમા એ મોટા એટલે કદાચ તેમને માથે આર્થિક જવાબદારી પણ વધારે હશે પણ મુખ્ય મુશ્કેલી તો એ કે પોતાના ધ્યેય માટે ખરચ કરતા તેમને ગણતરી આડી આવી શક્તી નહિ એથી કુટુબને માટે તેઓ કશુ જ મૂકી ગયા નહિ હોય એમ હુ માનુ છુ અહીં એક પ્રસગ યાદ આવે છે તે નોધુ છુ અમદાવાદમા મોન્ટીસોરી સમેલન કે એવો કોઈ પ્રસગ હતો તેમા તેમને નિમન્ત્રેલા હતા ઘણે ભાગે ૧૯૨૮ મા ત્યારે પહેલી જ વાર તેમણે પોતાના કુટુમ્બને સાથે લઇ જવાનો વિચાર કર્યો પણ તે વખતે તેમની પાસે પૈસા નહોતા એટલે ઘરનો એક દાગીનો વેચી તેમણે પૈસા ભેળા કર્યા હતા આ વૃત્તિ પણ તેમના સ્વભાવનો મુખ્ય અશ હતી અને તેમની સફળતા જેટલે અશે તેમની ખત, ઉદ્યોગ અથાગ મહેનત ધૂન, ધ્યેયનિષ્ઠાને આભારી છે તેટલે જ અશે આ ત્યાગ અથવા બિનગણતરીપણાને આભારી છે એ સ્વભાવથી માણસને ઘણુ સોસવુ પડે છે, પણ એના વિના જગતનુ કોઇ પણ મોટુ કામ થઈ શકતુ નથી

મે તેમને છેલ્લા તેમની છેલ્લી માદગીમા જોયા મે સાભળ્યુ હતુ કે ખરાબ તબિયતને લીધે તેઓ દેવલાલી ગયા છે હુ ત્યા જઈ આવવાનો વિચાર કરતો હતો ત્યા સાભળ્યુ કે તેઓ હરકિસનદાસ હોસ્પિટાલમા આવ્યા છે હુ તેમને જોવા

ગયો. તેઓ સૂતેલા હતા. મને જોઈને પહેલાં તો તેઓ ચોધાર-આંસુએ રડી પડ્યા. તેઓ બોલી શકતા નહોતા. મને લખીને કહ્યું: "હવે વધારે ટકી શકવાનો નથી." મેં કહ્યું: "હજી તો ઘણું કરવાનું છે. આટલાં વરસ જંપ્યા વિના કામ કર્યું છે એટલે થોડો ફરજિયાત આરામ લેવાનો આવ્યો. એ આરામનો વખત શાન્તિથી પસાર કરો." તેમની પાસે જ માળા પડેલી હતી. તે તેમણે થોડી વાર ફેરવી. ગિજુભાઈ આસ્તિક હતા. નવસારીમાં અમે ભેગા થયા ત્યારે વહેલાં ઊઠી તેમણે ગીત સાથે પ્રાર્થના કરી હતી.

ઊઠીને તેમના ઉપર દેખરેખ રાખનાર ડૉક્ટરને મેં ખાનગીમાં પૂછ્યું કે આ કેસના સુધરવા વિશે તમે શું માનો છો? ડૉક્ટરે તે વખતે નિરાશા બતાવી હતી.

તે પછી મારે મુંબઈ તરત છોડવું પડ્યું. ફરી વાર હું મળી શક્યો નહિ અને મારી એ મુલાકાત છેલ્લી જ નીવડી. અલબત્ત તેમણે ઘણું નવું કામ કરવાનું શરૂ કર્યું હતું તે અધૂરું રહી ગયું. છતાં હું માનું છું કે દુનિયામાં કરવા ધારેલું કામ કરીને ગયાનો—અને તે નહિ તો તેને માટે પોતાની સર્વ શક્તિ-ઓથી કામ કર્યાનો પૂરો સંતોષ લઈ તેમણે આ દુનિયા છોડી છે. માણસ માટે એ ધન્યતા ઓછી નથી.

રામનારાયણ વિ. પાઠક

# ગિજુભાઈ વિષે થોડુંએક

'ગિજુભાઈ,' મે પૂછ્યુ, 'દરબાર સાહેબ જેવા ગજવીએ તમને વસો બોલા વ્યા છતા તમે ત્યા ન ગયા અને અહીં આવ્યા તેનુ શુ કારણ?'

અમે બન્ને તખ્તેશ્વર મહાદેવની સડક પર ટેનતા હતા. ગિજુભાઇને દક્ષિણામૂર્તિમા જોડાયા દસેક મહિના થયા હશે. દક્ષિણામૂર્તિની ઉમર આ વખતે છસાત વર્ષની હતી

'ક્યો, એમા પૂછો છો શુ?' ગિજુભાઇએ મારી સામે વળીને કહ્યુ 'દક્ષિણામૂર્તિમા તમે છો એ જ મોટુ કારણ'

'ના, ના, એમ નહિ' મે કહ્યુ, 'મારે તો તમારા દિલની વાત જાણવી છે।'

'આ હુ દિલની જ વાત કરુ છુ, વકીલની વાત નથી કરતો દક્ષિણામૂર્તિમા નાનાભાઇ છે એ મોટુ કારણ પણ એથી યે વધારે મોટુ કારણ જોઈતુ હોય તો મુરબ્બી મોટા-ભાઈની આ સસ્થા છે તે મારે મન દક્ષિણામૂર્તિ એ મોસાળ સસ્થા છે હુ મોટાભાઇનો ભાણેજ મોટાભાઇના મગલાની છાયા-મા હુ મોટો થયો, ભણ્યો, ગણ્યો, રમ્યો, કૂદ્યો આજે હુ છુ તે બધુ મોટાભાઈને લઈને એટલે જ્યારે દુનિયામા કઈક કરવા નીકળ્યો છુ ત્યારે મારા મામાની સસ્થામા જ આવુ ના?'

અનુભવ કહે છે કે આપણે ઠેઠ પાયાથી કેળવણી લેવી જોઇએ. એટલે આપણે આજે બાળમંદિરનો વિચાર કરવા બેઠા છીએ.'

'પણ પૈસા ક્યાંથી લાવશો, પૈસા!' ઓધવજીભાઇએ પોતાની લાક્ષણિક રીતે જણાવ્યું.

'દક્ષિણામૂર્તિ શરૂ કરી ત્યારે ક્યાંથી લાવ્યા હતા!'

'પણ નાનાભાઇ, પૈસાની વાત આપણે બાજુ પર મૂકીએઃ આ બાળમંદિર ગિજુભાઈ ચલાવી શકશે? તમે બાળમંદિર ચલાવવાના હોત તો મને વાંધો ન હતો, પણ ગિજુભાઈ બાળમંદિર ચલાવી શકશે? અને પછી વિનયમંદિરનું શું?'

'મોટાભાઇ,' મે જણાવ્યું, 'આપની વાત યથાર્થ છે. આપણું વિનયમંદિર જે રીતે ચાલ્યું છે તે પરથી આપને ગિજુભાઇની શક્તિનો તો પરિચય થઇ ગયો છે. આપ ગિજુભાઇના મામા છો એટલે આ પ્રમાણે પૂછો તે પણ હું સમજી શકું છું. પણ મોટાભાઇ, હું તો માત્ર આ સંસ્થાનો સ્થૂલ સ્થાપક છું એમ સમજો. મારો ફાળો તો આ સંસ્થાનો સ્થૂળ દેહ ઘડવામાં છે. આ સંસ્થાનો સૂક્ષ્મ દેહ ઘડવામાં સૌથી મોટો ફાળો ગિજુભાઇનો આવવાનો છે એની ખાતરી રાખજો. એક વાક્ય કહુંઃ 'I baptize with water, he will baptize with life.' મેં સંસ્થાનું ખોખું ઊભું કરવામાં ભાગ ભજવ્યો, ગિજુભાઇ સંસ્થામાં પ્રાણપ્રતિષ્ઠા કરશે.'

'તો પછી મારે બીજું કશું કહેવાનું નથી. ઓધવજીભાઇના કહેવાનો પણ એ જ અર્થ હતો. હવે તમે જો આ રીતે વિચારતા હો તો આપણે બાળમંદિર કાઢવું એ ચોક્કસ. હવે એની વિગતો તમે વિચારી જોજો. હરભાઈ ગિજુભાઈ પાસેથી વિનયમંદિર ચલાવ-



ઈ. સ. ૧૯૨૦ માં દક્ષિણામૂર્તિ વિનયમંદિરના આચાર્યપદેથી નિવૃત્ત થઈ બાલમંદિરની શરૂઆત કરી તે વખતના સંસ્થાના કાર્યવાહકો અને વિનયમંદિરના થોડાએક વિદ્યાર્થીઓ

Lakshmi Art, Bombay 8

વાની કૂંચીઓ જાણી લે.' મોટાભાઈએ પોતાના આશીર્વાદ આપ્યા અને અમે સૌ સભા પૂરી કરી ઊભા થયા.



રાતના આઠેક વાગ્યા હશે. અમે ત્રણ જણા હું, ગિજુભાઈ ને હરભાઇ, દાદર પરથી નીચે ઊતર્યા. શિહોરમાં ભાઇચંદ મહેતા કરીને પ્રસિદ્ધ શેઠ હતા એ ગુજરી ગયા હતા, એટલે તેનો ખરખરો કરવા અમે ત્રણે ય જણા મોટાભાઇની સાથે શિહોર આવ્યા હતા. ખરખરો કરી રહ્યા પછી અમે સૌ વાળુ કરવા માટે નીચે ઊતરતા હતા.

'પણ ગિજુભાઇ, તમે ભલે democracyની વાતો કરો પણ તમારા જેવો કોઇ autocrat મેં જોયો નહિ.' હરભાઇએ ચલાવ્યું.

'હરભાઈ, હું આચાર્ય છું ને તમને હુકમો કરું છું માટે આવું બોલો છો ના?'

'ના, ના.' હરભાઇએ આગળ ચલાવ્યું, 'એમ તો કાંઇ નહિ. પણ એવો નકામો રોફ શા કામનો?'

'તમને લોકોને સાદો શિષ્ટાચાર પણ ન આવડે ને વળી મારા ઉપરી હો એવી સલાહ શા માટે આપવા આવતા હશો? જુઓ, તમે ઘણી વાર મારા ટેબલ પરથી હોલ્ડર લખવા માટે લ્યો છો પણ તમને તે પાછું બરાબર મૂકતાં નથી આવડતું, એટલે મેં જણાવ્યું કે કોઇએ મારા ટેબલ પરથી હોલ્ડર લેવું નહિ.'

'પણ એમાં ઓફિસ ઓર્ડર શા માટે?' હરભાઈ બોલ્યા.

'ઓફિસ ઓર્ડર વિના તમે કોઇ સમજતા નથી માટે.' ગિજુભાઇએ ચીડાઇને કહ્યું.

'નાનાભાઈ, સાંભળજો હો,' હરભાઇ બોલ્યા, 'એમને હું કહું છું કે તમે મોટા autocrat છો.'

વાની કૂંચીઓ જાણી લે.' મોટાભાઈએ પોતાના આશીર્વાદ આપ્યા અને અમે સૌ સભા પૂરી કરી ઊભા થયા.



રાતના આઠેક વાગ્યા હશે. અમે ત્રણ જણા હું, ગિજુભાઈ ને હરભાઇ, મેદર પરથી નીચે ઊતર્યાં. શિહોરમાં ભાઇચંદ મહેતા કરીને પ્રસિદ્ધ શેઠ હતા એ ગુજરી ગયા હતા, એટલે તેનો ખરખરો કરવા અમે ત્રણે ય જણા મોટાભાઇની સાથે શિહોર આવ્યા હતા. ખરખરો કરી રહ્યા પછી અમે સૌ વાળુ કરવા માટે નીચે ઊતરતા હતા.

'પણ ગિજુભાઇ, તમે ભલે democracyની વાતો કરો પણ તમારા જેવો કોઇ autocrat મેં જોયો નહિ.' હરભાઇએ ચલાવ્યું.

'હરભાઈ, હું આચાર્ય છું ને તમને હુકમો કરું છું માટે આવું બોલો છો ના?'

'ના, ના.' હરભાઇએ આગળ ચલાવ્યું, 'એમ તો કાંઇ નહિ. પણ એવો નકામો રોફ શા કામનો?'

'તમને લોકોને સાદો શિષ્ટાચાર પણ ન આવડે ને વળી મારા ઉપરી હો એવી સલાહ શા માટે આપવા આવતા હશો? જુઓ, તમે ઘણી વાર મારા ટેબલ પરથી હોલ્ડર લખવા માટે લ્યો છો. પણ તમને તે પાછું બરાબર મૂકતાં નથી આવડતું, એટલે મેં જણાવ્યું કે કોઇએ મારા ટેબલ પરથી હોલ્ડર લેવું નહિ.'

'પણ એમાં ઑફિસ ઑર્ડર શા માટે?' હરભાઈ બોલ્યા.

'ઑફિસ ઑર્ડર વિના તમે કોઇ સમજતા નથી માટે.' ગિજુભાઇએ ચીડાઇને કહ્યું.

'નાનાભાઈ, સાંભળજો હો,' હરભાઇ બોલ્યા, 'એમને હું કહું છું કે તમે મોટા autocrat છો.'

'તે તમે કેવા democrat છો તે હું જોઈશ કામ ન કરવુ હોય તેને democracyની વાતો કરવી વધારે ફાવે છે' ગિજુભાઈએ પગ ધોવા માંડ્યા

'હવે ભલા માણસો, આપણે કોઈકને ઘેર ખરખરો કરવા આવ્યા છીએ એટલી વાર તો મૂગા રહો ગાડીમાં બેસશુ ત્યારે પછી લડી લેશુ' મે જણાવ્યુ.

'આ નાનાભાઈ, બડા પક્કા ઉં એ નથી democrat કે નથી autocrat એની પાસે એની પોતાની જ સ્વતંત્ર cracy છે'

'પણ તમે તો autocrat છો જ.' હરભાઈ બોલ્યા

'હા, હુ તો autocrat, autocrat, autocrat, સાડી સીત્તેર વાર autocrat. તમારે મને જેટલો ફજેત કરવો હોય તેટલો કરજો હુ કહુ છુ કે હુ નથી autocrat, નથી democrat પણ હું તો work-crat છુ જે cracy મને કામમા આવે તેનો હું ઉપયોગ કરું તમે તમારે democracyનો દાંડો લઈને ફરજો ને બીજાને autocrat કહીને ભાંડજો, એટલે બહુ રૂપાળા દેખાશો!' આ પ્રમાણે ચાલતુ હતું એવામા મોટાભાઈએ રોક્યા એટલે વાતો બંધ કરી અમે પાગલા પર બે'!



'ગિજુભાઈ,' હુ પહેલો બોલ્યો, 'તમે કોઈ દિવસ ન રડો એટલુ હાને રડ્યા એમ મે સાભળ્યુ છે'

હુ શબ્દ પાડુ એટલીજ કેમ જાણે વાર હોય એમ ગિજુભાઈની આખમાં ઝળઝળીઆ આવી ગયાં અને હું રોતા અવાજથી બોલ્યા, 'નાનાભાઈ, તમે સાવ ન હતા એ વાત મારાથી ભૂલાશે નહિ. નાનાભાઈ, તમને તો ખબર હશે જ મારો રાગ્રુ ગો ત્યારે

તેના પોઢ્યાના સમાચાર મે પોતે ઘેર આવીને તમને આપ્યા હતા અને મારા દિલમાં કારી ઘા વાગ્યો હતો છતા ન રોવાનો મે નિશ્ચય કર્યો હતો તેને હુ વળગી રહ્યો હતો '

'એ તો મને બરાબર યાદ છે' મે કહ્યુ, 'એ વખતે તો તમે આજે જ્યા આપણુ નવુ રસોડુ છે ત્યા રહેતા '

'નાનાભાઇ,' ગિજુભાઇએ ચલાવ્યુ. 'એનો હું ગિજુભાઇ કાલે કમળાબેન ગયા ત્યારે ઢઢળી પડ્યો '

'પણ કમળાબેને તમને પૂછ્યા વિના જ આપઘાત કર્યો ? તમને પૂછ્યા વિના એ તો પગલુ માડે નહિ ' મે પૂછ્યુ

'છેલ્લા થોડા દિવસથી એ મૃત્યુની જ વાતો કરતા હતા, એ કેમ જાણે મોતને શોધતા ફરતા હોય એવુ મને લાગતુ હતુ પણ આમ કરશે એની મને કલ્પના જ નહિ ' '

'જેવી પ્રભુની ઈચ્છા' મે જણાવ્યુ, 'હવે તમારે ધીરજ રાખવી રહી '

'નાનાભાઇ,' ગિજુભાઈ થડકતે અવાજે બોલ્યા, 'તમે પુત્રો યે ગુમાવ્યા છે ને શિષ્યો યે ગુમાવ્યા છે પેલો આપણો વિદ્યાર્થી પાવર હાઉસના હોજમા ડૂબી મૂઓ ત્યારે તમે બેભાન થઇ ગયા હતા અને દિવસો સુધી ગાડા જેવા ફરતા હતા એ સાભરે છે ? તે દિવસે તમે તમારા એક ભાષણમા કહેલુ, 'આ કરતા તો મારો બાબુ ગયો હત તો મને આટલુ ઓછુ ન આવત ' આજે મારી એવી જ દશા છે જેને આપણે પાસે રાખીને ભણાવ્યા, ગણાવ્યા, હૈયાની અનેક વાતો કરી અને જીવનના સુખદુઃખના સાથી જેવા થયા તેવા ખુદ આપણા બાળક જેવા આવા લોકો હાથમા તાળી દઇને ચાલ્યા જાય ત્યારે જેણે તેનો અનુભવ હોય તેને જ ખબર પડે કમળાબેન ગય નો ગ ા પ ા મને ના ત ે

લાગે છે આના કરતા તો પ્રભુ કોઈ વિદ્યાર્થીની સાથે આવો સબંધ જ બાંધવાની ત ન આપે તેને સદ્ભાગ્ય માનુ '

'ગિજુભાઈ' હું બોલ્યો, 'તમને થયેલો આઘાત હું સમજુ છુ આ ? તો આપણે એમ જ માનીએ કે પરમાત્માએ કમળા બેનને પોતાના કોઈ ગુઢ સ કેતને અનુસરીને ખેંચી લીધાં છે અને તમે તો આપણી મમતા પૂરતુ રોઈએ પણ જેને આખા વિશ્વનો વિચાર કરવાનો હોય તેની દૃષ્ટિમા જે યોગ્ય લાગ્યુ તે આપણા માટે પણ યોગ્ય જ જાણવુ જોઈએ ના ?'

'નાનાભાઈ' ગિજુભાઈએ કહ્યુ 'હુ આ જ વાત તમને આગળ કહેતો હતો ના ? પણ આજે મારે પ્રસગ પડ્યો ત્યારે હુ એ વાતને ઝીલી શકતુ નથી '

આમ વાતો કરના કરતા અમે બેઠા હતા ત્યાં બચુની બાએ આવીને ગિજુભાઈને ચા ધરી ને અમે ચાપાણી કરીને છૂટા પડ્યા

✿

'ગિજુભાઈ !' ગિજુભાઈના ખાટના પાસે બેઠા બેઠા હું બોલ્યો, 'તમે જોઈએ તેટલો આ ગમ નથી લેતા ને આદા માદા પણ બેઠકે ગયો કે તે બરાબર નથી '

'નાનાભાઈ !' ગિજુભાઈ પથારીમાં ઊભા થઈ ગયા 'કામ એ જ મારા આરામ છે એમ મે તમને ઘણી વાર કહ્યુ છે ને આજે ફરીથી કહુ છુ '

'પણ ઘોડાને થાક લાગ્યો હોય ત્યારે થોડી વાર તો ખીલે બાંધવો કે નહિ ?' હું બોલ્યો

'પ્રભુની કૃપાથી હું તમને ગમે તેવો ઘોડો મળ્યો છુ કે તમે મને ખીલે બાધો તો ય ખીલો ઉપાડીને ભાગુ '

'એ જ મારી ફરિયાદ છે' મેં ચલાવ્યું, 'મારે તમને આરામ આપવો છે ને તમારે આરામ લેવો નથી'

'નાનાભાઈ', ગિજુભાઈ બેસતા આવીને બોલવા લાગ્યા. 'જે લોકો વધારે લાંબી આવરદા માગે છે તેના જેવા બીજા કોઈ મને મૂર્ખા નથી લાગતા. સો વર્ષની આવરદા માગવી ને પછી સો વર્ષમાં દસ વર્ષનું ય કામ ન કરવું એના કરતાં પચાસ વર્ષની આવરદામાં સો વર્ષનું કામ કરી છૂટવું એ મને વધારે ગમે. જીવનમાં ગગરિયા ગાડા જેવા લોકો પર મને ભારે ચીડ ચડે છે. ખાવું ને પીવું, સૂવું ને બેસવું, કામ કરવું ને આરામ લેવો આ બધાં તૂત મને ગમતા નથી. કામ કરવું ત્યાં સુધી આડું અવળું જોયા વિના કામ કરવું અને જે દિવસે છોડવું તે દિવસે એની સામે નજર ન કરવી એ મારી ફિલસૂફી છે!'

'આપણા જેવા લોકોને આજે આરામ લીધો પરવડે શી રીતે? નાનાભાઈ, આપણે બન્નેએ તો આપણી દિશામાં તૂટી મરવું એ જ વધારે છે. જેને આરામ લેવો હોય એ ભલે આરામ લીધા કરે.'

ગિજુભાઈને વધારે શ્રમ પડે એમ ધારી હું બોલ્યો નહિ એટલે વળી તેમણે ઉપાડયું, 'હું અને હરભાઈ ભારે સનનનિયા તાવમાં પણ સુખે સૂઈ ન રહીએ. તમે રહ્યા ઋષિ એટલે મંદા પડો ત્યારે પ્રભુસ્મરણ કરો ને ધ્યાનસ્થ બનો.'

વાત વધારે લંબાવવી એ ગિજુભાઈને વધારે શ્રમમાં ઉતારવા જેવું હતું એટલે હું ત્યાંથી ઊઠયો ને ઘેર ચાલ્યો ગયો.

'નાનાભાઈ, આવજો.'

'હો.'

સમાજના આ દેવોને આપણે ઓળખીએ એટનુ આજે બસ છે પછી વધારે શુ કરવુ તે જોયુ જશે '

' પણ આ તમારા ચેના બધા તમારી ફિલસૂફી સમજે છે ખરા ? ' મિત્રે પૂછ્યુ

' હા, સમજે છે, અને ન સમજે તો ય શુ ? એ ચેલાઓ મારફત બોલુ છુ તો હું ના ? જ્યા સુધી હું બરાબર સમજુ છુ ત્યા સુધી મને ચેલાઓની પણ ચિંતા નથી '

' પણ એ લોકો તમારી વાતોને વિકૃતરૂપે ફેલાવશે તો ?, મિત્રે પૂછ્યુ

' પણ હું જીવતો જાગતો બેઠો છુ તે ? એમના માટે દર વર્ષે મારો ધોકો લઇને હુ એ બધાની પાસે ફરુ છુ ને મારી વાત સમાજ પાસે યથાર્થરૂપમા જ મૂકાય એની સાવધાનતા રાખુ છુ '

' પણ તમે નહિ હો તે દિવસે ? '

' તે દિવસે ઇશ્વર જાણે ! હું તમારી ચાપચીપમા આજે પડવાનો નથી આજે તો બાળકેળવણીનુ એક મોટુ મોજુ ઊભુ થઇ જાય એટનુ થાય તો મારે બસ છે, પછી આગળ શુ થાય છે તે જોઇ લેશુ '

' તો હું તમારી વાતને સ્વીકારી શકતો નથી, હું તો માત્ર ઇચ્છુ છુ કે ભલે થોડુ કામ કરો પણ સગીન કરો ' મિત્રે જણાવ્યુ

' પણ આજે મારો કામનો દાવો જ ક્યા છે ? હુ તો ફક્ત હવા ઊભી કરુ છુ કામ કરનારા ને સગીન કામ કરનારા તો મારી પાછળ ચાલ્યા આવતા હુ દેખુ છુ

' તો મારે વાધો નથી મને આટલુ સ્પષ્ટ કહો છો એ સમાજને જણાવો એટલે બધા વાધા પતી જશે મિત્રે પૂર કર્યું.

નાનાભાઈ

# મારા ગુરુ

મારા જીવનની એક ધન્ય પળે મેં ભાવનગરમાં પગ મૂક્યો અને ટેકરી ઉપરનું બાલમંદિર જોવા ગઈ

તે વખતે હું પોતાનો વિચાર કરતી ન હતી હું તો માત્ર મારી દીકરીના શિક્ષણનો વિચાર કરતી હતી, શિક્ષણપદ્ધતિનો વિચાર કરતી હતી હવાઈ જેવા લાગતા સિદ્ધાન્તો વ્યવહારમાં કેવી રીતે મૂકી શકાય તેનો વિચાર કરતી હતી તે વખતે મને તો ખ્યાલ સરખો યે ન હતો કે આ બાલમંદિરના આચાર્ય મારા જીવનગુરુ થવાના છે, અહીંથી મને જીવનદિશા મળવાની છે ને અહીંથી જ મને જીવનકાર્ય મળવાનું છે।

હું ભાવનગર ગઈ મારી દીકરીને એક સારી શાળા મળી એ જ આનંદમાં હું હતી મને શિક્ષણનો અભ્યાસ કરવાની તક મળી તેથી પણ હું ખુશ થઈ હતી પૂજ્ય નાનાભાઈ અને ગિજુભાઈ જેવાનો સત્સંગ મળવો તે પણ મારા હર્ષનું કારણ હતું

હું ત્યાં રહીને અભ્યાસ કરવા લાગી શિક્ષણના સિદ્ધાંતોની ચર્ચામાં ઊંડી ઊતરવા લાગી નૂતન બાલશિક્ષણના તમામ સિદ્ધાન્તો એકાએક ગળે ઊતરે તેવા નથી ને તેમાં યે મારું મહારાષ્ટ્રીય મગજ. ભાવનાથી માની લેવાની કે સ્વીકારી લેવાની મારી તૈયારી ન હતી, એટલે રોજ ને રોજ વાચન, મનન અને ચર્ચા ખૂબ ચાલતાં.

ડૉ મોન્ટીસોરીના શિક્ષણસિદ્ધાન્તના જીવનવ્યાપિત્વનુ દર્શન મને તે વખતે થયુ શિક્ષણના નવા સિદ્ધાન્તોની વિશાળતા દેખાઈ માગ કેટલાયે અસ્પષ્ટ વિચારો સ્પષ્ટ થયા, અધૂરા વિચારો પૂરા થયા, ઉપરછલ્લા વિચારો છોડી હુ ઊંડાણથી વિચાર કરતી થઈ

પૂ ગિજુભાઈ માનતા કે ડૉ મોન્ટીસોરીના સિદ્ધાન્તો જ એવા છે કે તેને બરાબર સમજીએ તો મનુષ્ય બદલાઈ જ જાય ગિજુભાઈ પોતે જેવા ડૉ મોન્ટીસોરીના અનન્ય ભક્ત હતા તેવી તેમણે મને બનાવી અને અમો બાળમંદિરના કાર્યો જોસભેર વધારવા લાગ્યા, વિસ્તારવા લાગ્યા, ઘેલા થઈને તેમની પાછળ મંડી પડ્યા ગિજુભાઈ પોતે ઘેલા બનેલા ને તેઓ તેમની પાસે જે કોઈ આવે તેમને પોતાની જેમ ઘેલા બનાવી દેતા મને પણ તેમણે ચેપ લગાડ્યો તેમા નવાઈ ન હતી

પણ તેમણે તો મને એક કાયમી—કદી ન મટે એવો રોગ લગાડ્યો હતો તેમણે જીવનહેતુ આપ્યો, મને જીવનકાર્ય આપ્યુ કે જે મારી સાથે નિરતર રહ્યુ છે

આઠ નવ વર્ષ ઉપર મે ભાવનગર છોડયુ આ કાર્યપ્રદેશ જ છોડવાનો પ્રયત્ન કર્યો અનેક વલખા મારીને પાછી શિશુવિહારમા આવી પડી મરાઠી શિક્ષણ પત્રિકા જ લઈને બેઠી મે હરિજન કાર્ય લીધુ, સ્ત્રીઉન્નતિનુ કાર્ય ઉપાડયુ અને પરિસ્થિતિને કારણે દ્રવ્યોપાર્જનને માર્ગે પણ ચડી કમાને મનની શાંતિ ન મળી આખરે નૂતન બાળશિક્ષણમા આવી પડી ને તેમા સ્થિર થઈ. તે ઘડીએ ખાતરી થઈ કે ગિજુભાઈએ પાકી દીક્ષા આપી હતી

પૂ ગિજુભાઈની મારફત મે જેમ ડૉ મોન્ટીસોરીના સિદ્ધા-

ન્તોનું રહસ્ય જાણ્યું અને પરિણામે એક જીવનવ્યાપી દૃષ્ટિ મેળવી તેમ જ બીજું રહસ્ય જાણ્યું પૂજ્ય મહાત્માજીના સિદ્ધાન્તોનું

તે વખતે નવજીવન ચાલતું દર અઠવાડિયે બાપુજી કોઈ કોઈ પ્રશ્ન ઉપર કંઈક કંઈક વિચારો પ્રગટ કરતા, અને અમારે ત્યાં એના ઉપર ચર્ચા થતી

બાપુજીના વિચારોની અને કાર્યની મહત્તા મને ગિજુભાઈએ દેખાડી ન દેખાય ત્યાં સુધી કોણ જાણે કેમ મારી શ્રદ્ધા બેસતી જ નથી તે બાબતમાં પણ મારું મગજ અસલ મહારાષ્ટ્રી પૂરેપૂરું અશ્રદ્ધાવાન ખાદી શું કે અપરિગ્રહવાદ શું ? અહિંસાવાદ પણ પહેલાં તો સો ટકા ગળે ઊતરેલો નહિ. સંયમ આદિ અનેક વાતોનું બરાબર રહસ્ય ન સમજાય દેશાભિમાન હતું, પણ બાપુજીની વાતો તો મોન્ટીસોરીની જેમ જ તદ્દન જુદી જ લાગે જો કે ૧૯૨૦ ની સાલની નાગપુર કોંગ્રેસના વખતથી જ મહાત્માજીનું રાજકીય નેતૃત્વ મેં સ્વીકારેલું અને તેમના ભાષણો ને લખાણ ઉપર મુગ્ધ બની ગયેલી હતી, પણ અંદરથી ખરેખરની રંગાયેલી નહિ. તે રંગ ગિજુભાઈએ લગાડ્યો.

આ રીતે આજની બે મહાન વિભૂતિઓની ફિલસૂફી–તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમજાવી તેની દીક્ષા દેનાર ગુરુ ગિજુભાઈ હતા તેથી જ તેમને હું જીવનગુરુ કહું છું

હું વિનાયન ગઈ હોત શિક્ષણની ડિગ્રી લઈને આવી હોત, ગમે તેટલું શિક્ષણનું કાર્ય કર્યું હોત મારા શિક્ષણકાર્યની ખાતર અમુક હદે સ્વાર્થત્યાગ પણ કર્યો હોત તો પણ આ ગુરુના મંત્ર વગર વિચાર આચારની સ્થિરતા અને સમતોલપણું ન મેળવી શકી હોત એટલું નથી કે કારણ ગિજુભાઈએ જ્ઞાન આપ્યું તે

માત્ર ચર્ચા કે વ્યાખ્યાનથી નહિ પણ તેમના જીવનથી. અમે કેટલીયે વાર ચર્ચા કરી કરીને થાકી જતાં. મને બરાબર ન સમજાય ત્યાં સુધી હું 'હા' કહું નહિ. ગિજુભાઈ સખેદ વાત છોડી દેતા. હું પણ દુઃખી થતી કે મને વાત કેમ સમજાતી નથી. અથવા મારું સાચું હોય તો હું ગિજુભાઈને કેમ સમજાવી શકતી નથી! આખરે અમે વાત છોડી દેતાં ને કોઈવાર તેમના કોઇ આચરણથી, કોઈ કૃતિથી, કોઇ પ્રસંગથી મને વાત આપોઆપ સમજાઈ જતી.

આમ ગિજુભાઈનો નિકટ સહવાસ અને સહકાર્યનો જે મને અમૂલ્ય લાભ મળ્યો તે મારે માટે તો જીવનપલટો કરાવનાર અને જીવનહેતુ આપનાર નીવડ્યો છે.

જેમ કોઈ જીવનમંત્રો તરીકે કોઈ શ્લોકો અથવા ગીતો રાખે છે તેમ ગિજુભાઈની પાસે કેટલીએક વાર્તાઓ રહેતી. એક બે મને ખાસ યાદ છે.

'એક જ લક્ષ્ય' એ વાર્તા તેમને બહુ જ ગમતી ને હંમેશ ફરી ફરીથી ખૂબ લડાવી લડાવીને તેઓ દરેક વર્ષે વિદ્યાર્થીઓ આગળ કહેતા.

ખરેખર તેમના જીવનકાર્યનું રહસ્ય એ વાર્તામાં છે. અર્જુનને જેમ ડાળ નહિ, પાંદડાં નહિ, પોપટ નહિ, પોપટની પાંખ કે ગણું કે કંઈ નહિ, પણ બાણથી ઉડાડવાની એક આંખ માત્ર દેખાતી હતી તેમ જ ગિજુભાઈને પોતે સ્વીકારેલ કાર્ય સિવાય કંઈ જ દેખાતું નહિ. તેમની દરેક કૃતિ, દરેક કાગળ કે વાત એમના કાર્યની આસપાસ જ ગોઠવાયેલી રહેતી.

તેમની બીજી અત્યંત પ્રિય વાર્તા તે જનકરાજાની. અષ્ટાવક્ર

ઋષિએ ઉત્પન્ન કરેલી માયાને પરિણામે લાગેલી આગમાંથી બીજા ઋષિઓ પોતાની ક્ષુદ્ર મિલકત બચાવવા કેમ દોડ્યા ને આખા રાજ્યનો ધણી જનક શાંત ચિત્તે અષ્ટાવક્રનો શાસ્ત્રાર્થ કેમ સાંભળતો રહ્યો વગેરે વાતો એટલી ખીલવી ખીલવીને ગિજુભાઈ કહેતા કે કોઈવાર તેમની જ આંખે આંસુ આવી જતાં અથવા ગળું રૂંધાઈ જતું.

"નાકું પકડ્યું તે પકડ્યું" એ વાર્તા પણ તેમને ખૂબ ગમતી. એ વાર્તા તેમના જીવનઆદર્શને દેખાડનારી છે.

ભગવાન બુદ્ધની વાતો કહેતા તો તેઓ અત્યંત રંગાઈ જતા. એક વાર કહેઃ "બસ, બુદ્ધનું નાટક હું એકલો જ કરીશ." જાણે વાર્તા કહી કહીને સંતોષ ન મળ્યો એટલે આખું ચરિત્ર પોતે એકલા જ ભજવી બતાવ્યું. અમે જોનારા તો મંત્રમુગ્ધ થઈને જોઈ જ રહ્યાં હતાં. તેમની અભિનયકુશળતા કે ભાષા ઉપરના અસાધારણ કાબૂથી નાટક હૃદયંગમ થયું હતું. એના કરતાં એની સાથે જે અંતરનો ઉમંગ હતો, એકતાનતા હતી, જે બુદ્ધ જેવા થવાનો તેમના મનનો તલસાટ હતો તે બધું તેમના નાટકમાં દેખાતું હતું.

બીજા સાધુસંતોની વાતો પણ તેમની પાસે ઘણી જ હતી. તેઓ ઘણી વાર કહેતાઃ "હું અમેરિકન ખ્રિસ્તિવાળો છું ને નાનાભાઈ આર્યકાલીન છે." પણ મને તો તેઓ પણ અસલ આર્યકાલીન જ લાગતા. કામની ઝડપ એ એક જ નવા જમાનાની વાત તેમણે અમેરિકનો પાસેથી લીધી હોય તો. બાકી તો બધું પુરાતન ઋષિની જેમ જ તેઓ ચલાવતા હતા. તેમના શિષ્યોએ જે સ્મરણો લખ્યાં છે તેમાં આ વાત પ્રતીત થાય છે. તેઓ પોતે આર્યકાલીન ગુરુ જેવા હતા એમ કહેવા કરતાં તેઓ પોતે

આર્યકાલીન ગુરુના શિષ્ય હતા જે અનેક વાર્તાઓ તેમની પાસે હતી તે કહી બતાવતા. તે બધાની મારફત તેઓ પોતે શિખામણ લેતા હતા ને તે હમે જાતને ઘડતા હતા છતાં એ પણ ખરુ જ કે જૂનાને જ વળગી રહેવાની જડતા એમનામા જરા પણ ન હતી. તેથી જ તેઓ ઘણી વાર આચારવિચારમાં થાવની હબના લાગતા.

"I am fired with Dr. Montessori's principles"

એ અર્થનુ કંઈક વાક્ય તેમનો જે પહેલો પત્ર મારા પર રાજકોટ આવ્યો તેમા હતુ. ૧૯૨૨ મા તેમણે જે શબ્દ લખ્યો તે જ આખર ૧૯૩૯ સુધી મને તો તેમનામા દેખાયા કર્યો છે. તેઓ Fired હતા, જ્વલત હતા કોઇ કોઈ વાર હું એકાદ નાની એવી કલ્પના કાઢતી, ગિજુભાઇ આગળ મૂકતી ને પછી ગિજુભાઈ તેને જે રીતે ઉપાડતા તે જોઈને તો કોઇ કોઇ વાર હુ બની જતી ગિજુભાઈના હાથમા તે વાત જુદુ જ રૂપ પકડતી મારી કલ્પનાની બહારનુ એનુ વિરાટ રૂપ જોઈને હુ છક થઇ જતી અક્ષરજ્ઞાન યોજનાનુ એમ જ બન્યુ "આપણે લડતમા જવુ જોઈએ કે નહિ?" એ પ્રશ્ન ૧૯૩૦ માં ચર્ચાતો હતો. મેં કહ્યુ "આપણે હિંદી છીએ એટલે જોડાવું તો જોઇએ જ. પણ શિક્ષક તરીકે આપણા ક્ષેત્રમા રહીને લડી શકાતુ હોય ત્યા સુધી તેમ કરવું જોઈએ. કેમ કે જેલમા જવાનુ તો સૌ કોઈ કરી શકે પણ ધારો કે નિરક્ષરતા દૂર કરવી હોય તો તેનો રસ્તો શિક્ષક વગર કોણ બનાવી શકે?"

બસ ગિજુભાઈએ વાત પકડી ને ઉપાડી ગતોગત પુસ્તક તૈયાર કર્યું. ચાલતે બાલમંદિરે અખતરા અધ્યાપન વર્ગને આખાને

નાખ્યો એમાં જ વાડીઓમાં જાવ, વર્ગ ચલાવો અનેક રીતે તેમણે તો સળગાવી મૂક્યું ને ચાલ્યું

આમ ગિજુભાઈ તો આગના ગોળા જેવા હતા તેથી જ તેઓ જે કોઈ પાસે આવે તેમને પણ સળગાવતા તેથી જ આટલા થોડા વખતમાં તેઓ આટલું બધું કરી શક્યા તેઓ જબરા પ્રચારક હતા તેનું રહસ્ય પણ તેમની અંદર પ્રગટેલા આ મહાઅગ્નિમાં જ છે, મહાજ્યોતિમાં જે જ્યોતથી જ્યોત પ્રગટે તેમ તેઓ જ્યાં જતા ત્યાં પાંચપચીસને પોતાના વિચારોનો ચેપ લગાડી જ આવતા

છેલ્લે છેલ્લે એટલે લગભગ ૧૯૨૫ થી ૧૯૩૯ સુધી તેમણે પ્રચારનું જ કામ મુખ્યત કર્યું છે તેમનું લેખન અને તેમનું અધ્યાપનમંદિર એ બે તેમના પ્રચારના મુખ્ય સાધનો હતાં છેલ્લે છેલ્લે તેઓ ખૂબ ફરતા અને જાતે વ્યાખ્યાનો આપી પણ પ્રચારકાર્ય કરતા

આમ તેમણે ખૂબ જોસબંધ પ્રચારગમન કર્યું તેનું કારણ પણ આ અંદરનો સળગેલો અગ્નિ કેટલાએક બહિર્મુખ જ હોય છે, પ્રચાર જેવું કામકાજ તેમને વધારે ફાવે છે, તેવું ગિજુભાઈનું ન હતું તેમને તો શાંતિથી એક ખૂણામાં બેસી પ્રયોગો કરવાનું ને અધ્યયન, ચિંતન કરવાનું કામ પણ ફાવત કદાચ તે વધારે પણ ફાવત. પણ તેઓએ જોયું કે બાળકોને આનું શાળાઓ, શિક્ષકો અને માબાપો ખૂબ જ અન્યાય કરતાં હતાં, બાળકો એટલાં બધાં કચરાતાં હતાં કે તે અસહ્ય હતું તે અન્યાય બંધ કરવાને માટે ખૂબ પ્રયત્નો તેમણે શરૂ કર્યા. પહેલા પહેલા તો તેમની ભાષાઓની બધી આકરી હતી કે તેઓ પ્રચારક થઈ શક્યા ન હતા.

તે વખતે તો તેઓ બળવો ને લડત વગેરેમાં જ માનતા. આકરા શબ્દમાં, સ્પષ્ટ શબ્દમાં ન કહીએ ત્યાં સુધી કોઈ માનવાનું નથી, સાંભળવાનું નથી એમ જ તેઓ માનતા. એનું કારણ તેમના અંદરની દાઝ. તેઓ અંદરથી બળતા હતા અને તે બળતરા સહન કરી શકતા ન હતા તેથી આકરી ભાષામાં તે વ્યક્ત કરતા. પાછળથી તેઓ ઓછા બળતા હતા એમ નહિ પણ તેઓ સમજ્યા હતા કે આ શિક્ષકો ને આ માબાપોને મેળવીને જ કામ થશે. તેમને ગાળો દઈને આકરું બોલીને તેઓ બિલકુલ જ સાંભળશે નહિ. એટલે તેમની વાત કરવાની ને લખવાની ઢબ બદલતી ગઈ ને તેમનું પ્રચારકામ જોસબંધ આગળ વધ્યું. તેમની મીઠી વાણીથી તેમણે માબાપોને પણ આકર્ષી લીધાં ને શિક્ષકોના મન પણ જીત્યાં.

તેઓ જાણતા હતા કે અત્યાર સુધી કર્યું છે તે માત્ર પ્રાસ્તાવિક કામ છે.

મુંબઈમાં છેલ્લી માંદગીમાં તેઓ પથારીવશ હતા ત્યારે હું મળવા ગઈ.

તે વખતે તેઓ કોઈ પણ જૂના મિત્રને મળતા ત્યારે એકદમ ભાવનાવશ થઈને રડવા લાગતા. તેમ જ હું ગઈ ત્યારે પણ થયું. થોડો વખત તો અમે કોઈ જ કાંઈ બોલી શક્યા નહિ. પણ પછી વાતો ચાલી ત્યારે ગિજુભાઈએ હાથથી બતાવ્યું કે હવે તેમનું જીવન પૂરું થયું છે. મે કહ્યું. "એમ કેમ ચાલે ? આટલું બધું અધૂરું મૂકીને કંઈ જવાય ? હજી તો ઘણુ જ બાકી છે."

ગિજુભાઈએ તરત પેન્સિલ ને પેડ માગી લીધું ને લખવા લાગ્યા. બરાબર લખાતું ન હતુ. અક્ષરો ને શબ્દો અસ્પષ્ટ હતા. પણ કાંઈક આ અર્થનુ લખ્યુ એમ લાગ્યું.

બાકી અંગ્રેજી ભાષામાં તો ઘણાંએ લખાયાં છે અને તે પણ અંગ્રેજ લોકોની કલમથી આ જ બતાવે છે કે પક્ષીજ્ઞાનની મર્યાદા કેટલી છે? શરૂઆતથી જ જો વાર્તારૂપે નાનાં પુસ્તકોમાં પાઠ તરીકે આપવામાં આવે તો બાળકોના મનમાં કુદરત તરફ વલણ થાય. ઉપરાંત તેને વનસ્પતિ પ્રત્યે પણ કંઈક જાણવાની ઉત્કંઠા થશે.

આ જાતનું કાર્ય પ્રથમ કરવાનું ભાન સ્વ. ગિજુભાઈને ફાળે જાય છે. તેમને પક્ષીઓમાં બહુ જ રસ હતો. થોડા વખત પહેલાં જ તેમણે એક કૃતિ લખી છે. તેનું નામ "આપણાં પક્ષીઓ" ચોપડી એટલી સાદી અને સરળ છે કે ગમે તે બાળક સહેલાઈથી સમજી અને જાણી શકે. નજીકના પરિચયવાળાં પક્ષીઓને લઈ તેમના પર જુદી જુદી રીતે સંવાદ આલેખી એ પક્ષીઓને નાનાં બાળકો માટે એ પુસ્તકમાં આમેજ ગુંથી લેવામાં આવ્યાં છે.

આ રીતે સ્વ. ગિજુભાઈએ તો બાળકો માટે કુદરતમાં પેસવાની ઘણી કેડીઓમાંની એક સરલ કેડી બતાવી છે. વળી તેઓશ્રીની આ કૃતિ વાંચીને એકલાં બાળકો જ લાભ લ્યે તેમ પણ નથી. પરંતુ મોટી વયના કે જેઓને "કુદરત કરે તે ખરી" શબ્દો જ વાપરતા આવડે છે, તેમને સાચી કુદરત પ્રત્યે પ્રીતિ ઉપજાવવા ખરેખર આ પુસ્તક માર્ગદર્શક છે. ગમે તે વયના આ પુસ્તક વાંચી અને વિચારીને દૃષ્ટિપાત કરે તો થોડું ઘણું પણ પક્ષી વિષેનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે.

મને અત્યારથી ખબર નહિ કે આ વ્યક્તિનો આ દિશામાં પ્રયત્ન છે, નહિતર મારે માટે આ બાબતમાં અગત્યનું દિશાસૂચન થઈ પડત.

હવે તો એઓશ્રીના આત્માની શાંતિ માટે, કુદરતનાં પક્ષીઓને હું બે ઘડી માથું નમાવી કુદરત પાસે પ્રાર્થના કરતા વિનવી રહ્યો છું.

નરહરી ભટ્ટ

# બાળકમિત્ર સ્વ. ગિજુભાઈ

સ્વ ગિજુભાઇના અકાળ મૃત્યુથી ગૂજરાતકાઠિયાવાડમા જ નહિ પરતુ આખા હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમા શોક પ્રસરી રહ્યો છે એવુ તે શુ એમનામા હતુ કે ગૂજરાત તેમ જ બૃહદ ગૂજરાતના દરેક ઘરમા નાનામોટા સર્વેને એમના મૃત્યુથી આટનુ દુઃખ થાય? એ પ્રશ્નના જવાબમા એમનુ જીવનકાર્ય કેટનુ ઉપયોગી અને ઉત્તમ પ્રકારનુ હતુ તે ખાસ વિચારવા જેવુ છે

## ગિજુભાઇ એટલે બાળકોના મિત્ર

ગિજુભાઇનુ નામસ્મરણ કરતા જ એમનુ બાળસાહિત્ય સૌથી પ્રથમ ધ્યાન ખેચે છે. ગૂજરાતની કેળવણીના તે પિતા હતા એમ કહીએ તો તેમા અતિશયોક્તિ નહિ ગણાય કેટલાક કેળવણીકાર એમ માને છે કે એમનુ બાળસાહિત્ય ઘણું ખરો પાશ્ચિમાત્ય મૉન્ટીસોરીપદ્ધતિ તેમ જ બીજી કેટલીક પદ્ધતિના અનુકરણરૂપે જ સર્જાયેલુ છે કદાચ તે વાત અમુક અંશે સત્ય પણ હોય–પરતુ તેથી એમના બાળસાહિત્યની મહત્તા તેમ જ ઉપયોગિતામા જરા પણ ઊણપ આવી શક્તી નથી એ રીતે જોઇએ તો પ્રખર સાહિત્યકાર અને સાક્ષર શ્રી કનૈયાલાલ મુનશીના કેટલાક નાટકો માટે પણ એમ કહેવામા આવશે કે એ નાટકો

પાશ્ચિમાત્ય નવલકથાકારોના નાટકો ઉપરથી રચાયેલાં છે છતાં મુનશીજીની શૈલી, તેમ જ ભાષા તો એમની જ છે અને તે અત્યંત રસિક અને અનુપમ છે તે જ પ્રકારે બાળસાહિત્ય કેવું હોવું જોઈએ તેના વિચારો ગમે ત્યાંથી લેવાયા હોય, પરંતુ ગિજુભાઈએ જે પ્રકારનું સરળ અને બાળકોના માનસને અત્યંત અનુકૂળ થઈ પડે એવું જે બાળસાહિત્ય આપ્યું છે તેવું તો અત્યાર સુધી બીજા કોઈ કેળવણીકાર કિંવા સાહિત્યકારે આપ્યું નથી તે કારણે તેઓ ગૂજરાતી ભાષામાં બાળસાહિત્યના પિતા તરીકે હંમેશને માટે મનાશે એમાં કોઈ પણ જાતની શંકાને સ્થાન નથી ટૂંકમાં કહીએ તો ગિજુભાઈએ માર્ગ બતાવ્યો અને તે પછી જ બીજું સાહિત્ય તે જ દિશામાં ગુજરાતમાં વધવા લાગ્યું.

ગિજુભાઈએ ફક્ત ભાષાંતરરૂપે જ આ સાહિત્ય રચ્યું નથી. બાળકોનું માનસ કેવું હોય અને એનો વિકાસ કેવી રીતે કેવી ભાષાદ્વારા થાય તેનો તેમને પૂરેપૂરો ખ્યાલ હતો અને એટલે જ તેઓ તેમની અનુકરણીય ભાષામાં અને શબ્દોમાં અત્યંત રમુજ તેમ જ બાળકોની કેળવણીને ઉત્તેજિત કરે એવું સાહિત્ય આપી શક્યા છે

ગિજુભાઈ બાળકો પણ સારા હોય એ રીતે બાળકોના કેળવણી અને વિકાસ માટે અહર્નિશ મગ્ન રહેતા અને બાળકોનાં જીવન, કેળવણી અને વિકાસને માટે નવી નવી યોજનાઓ ઘડતા હતા

બીજી રીતે જોતા ગિજુભાઈએ ફક્ત બાળસાહિત્ય રચવામાં જ એમના કાર્યની સમાપ્તિ નહોતી કરી. બાળસાહિત્ય તો રચ્યું, પરંતુ તે સાહિત્યનું શિક્ષણ શાળાઓમાં રીતે અને બાળકોનું માનસ સમજીને અત્યંત સરળતાથી કેમ આપી શકાય તે માટે એવી

તેમ જ પુરુષ શિક્ષકોને તૈયાર કરવામાં એમનો ઘણો મોટો ફાળો છે. અત્યારની ટીચર્સ ટ્રેનિંગ કોલેજોમાં અંગ્રેજીદ્વારા જે કેળવણી અપાય છે તે જ પ્રકારની કેળવણી ગૂજરાતીમાં શિક્ષકો તૈયાર કરવામાં આપી શકાય તે માટે તેમણે કેળવણીની પદ્ધતિઓ, માનસશાસ્ત્ર વગેરે વિષયો ઉપર ગૂજરાતીમાં પુસ્તકો લખ્યાં છે. આ પુસ્તકો જેવાં શિક્ષકોની કેળવણી માટે હજી બીજાં એટલાં સારાં પુસ્તકો ગૂજરાતીમાં રચાયાં નથી. બાળકોની કેળવણી કેવી હોવી જોઇએ, તેને માટેનું સાહિત્ય કેવું હોવું જોઇએ અને તે શિક્ષણ આપવા માટે શિક્ષકોની કેળવણી કેવી હોવી જોઇએ એ સર્વ એમણે વિચારેલું એટલું જ નહિ પણ તે માટે જે જે લખવું જોઇએ અને કરવું જોઇએ તે સર્વ કરી બતાવ્યું છે.

બાળકોની કેળવણીમાં સ્ત્રીશિક્ષકો કેટલેક અંશે પુરુષશિક્ષકો કરતાં વધારે ફતેહમંદ થઇ શકે છે અને તેથી ગિજુભાઇની શિક્ષકો તૈયાર કરવાની યોજનામાં સહજ રીતે સ્ત્રીશિક્ષકો મોટી સંખ્યામાં તૈયાર થવા પામ્યા. આ યોજનાના પરિણામે ગૂજરાતની કેટલીક નિરાધાર વિધવા બહેનો તેમ જ સારી સ્થિતિની વિધવાઓ અગર તો અન્ય સ્ત્રીઓને આજીવિકાનું સાધન મળ્યું તેમ જ એક પ્રકારની સમાજને ઉપયોગી સેવા કરવાની તક પણ મળી. આ દૃષ્ટિથી પણ ગૂજરાત ગિજુભાઇનું ઋણી રહેશે.

ત્રીજી વાત એ છે કે ગૂજરાત તેમ જ હિંદુસ્તાનના અન્ય પ્રાંતોમાં બાળમંદિરની સંસ્થા ઠેર ઠેર ઉપસ્થિત થઈ છે તે ગિજુભાઇની જ પ્રેરણાને આધીન છે. બાળમંદિરો વધતાં જ જાય છે અને જ્યાં જ્યાં બાળમંદિર છે ત્યાં ત્યાં ગિજુભાઇનું એક જ્વલંત સ્મારક છે એમ કહેવામાં આવે તો તે ખોટું નથી. ગિજુભાઇનાં

ઘણાં શિષ્યો અને શિષ્યાઓએ જુદે જુદે સ્થળોએ બાળમંદિરો સ્થાપ્યાં છે અને તે દરેક સ્થળે બાળકોના જીવનમાં કેળવણીમાં કંઈક જુદા જ પ્રકારનો આનંદ અને વિકાસ આવી ગયાં છે

સ્વ. ગિજુભાઈને જુદી જુદી દૃષ્ટિથી અત્યાર સુધીમાં અનેક અંજલિઓ અપાઈ છે પરંતુ એક કેળવણીકાર તરીકે એમણે બાળકોની કેળવણી માટે તેમ જ શિક્ષકોની પણ કેળવણી માટે જે કંઈ સાહિત્ય લખીને તેમ જ સંસ્થાઓ સ્થાપીને કર્યું છે તે ભૂલાય તેમ નથી અને તે કાર્ય પરંતુ પણ એમણે ગુજરાતના અગ્રગણ્ય કેળવણીકારોમાં પોતાને માટે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે

હવે મારે એક જ વાત વિચારવાની રહે છે અને તે એ કે સ્વ. ગિજુભાઈએ ગુજરાતને માટે ઘણું કર્યું પરંતુ ગુજરાત તેમના કાર્યનો કેવી રીતે બદલો આપવા માગે છે? સ્વ. ગિજુભાઈને જે કાર્ય પ્રિય હતું અને જેને એમણે પોતાના જીવનનું ધ્યેય બનાવેલું તે કાર્યને સાધવાને માટે પ્રોત્સાહન મળે તેવું કંઈક સ્મારક એમની પાછળ ગુજરાતે કરવું જોઈએ એ સ્મારક કયા સ્વરૂપનું હોવું જોઈએ તે ગુજરાતના કેળવણીકારો તેમ જ સ્વ. ગિજુભાઈના સ્નેહીઓ અને સાથીઓ ભેગાં મળીને નક્કી કરે. જો કે પણ સ્વ. ગિજુભાઈએ જે સાહિત્ય રચ્યું છે તે હંમેશને માટે કાયમ રહે એવી તો યોજના એ સ્મારકના એક અંગરૂપે હોવી જ જોઈએ એવી મારી નમ્ર સૂચના છે

હ. દપિતાબેન ભાડવાળા

# શ્રી. ગિજુભાઈ

પૂ. ગિજુભાઈની ટૂંકી સ્મરણાંજલિ લખવાનું જ્યારે મને કહેવામાં આવ્યું ત્યારે મને થયું કે શું લખું અને શું ન લખું ? હું તો એમની સાથે નાનપણથી રહેલી એમ કહું તો ચાલે અને છેવટ ૧૫ વર્ષથી તો સાથે જ હતા એટલે એમની સાથેના પ્રસંગો લખવા બેસું તો પાર ન આવે. છતાં અહીં તો મર્યાદામાં જ લખવાનું હોય થોડા જ પ્રસંગો લખીશ

બાળમંદિરની ટેકરી ચડે એટલે ગિજુભાઈ બાળમંદિર સિવાય આખી દુનિયા જાણે વિસરી જતા એ વખતે કોઈ સગાવહાલાં કે અન્ય ઓળખીતાને એમ જ લાગે કે જાણે ગિજુભાઈ આપણને ઓળખે છે કે ઓળખાતા જ નથી એ જ માણસો ઘેર ગયા હોય ત્યારે એમનું આતિથ્ય કરવા તે ચૂકતા નહિ

આજથી ૧૭ વર્ષ પહેલાં જ્યારે હું બાળમંદિરમાં જોડાઈ ત્યારે પહેલે જ દિવસે એમણે મને કહેલું “ જો મોઘી, બાળમંદિરનું પગથિયું ચડયા પછી આપણે મહાભનીજી છીએ એ વાત તદ્દન ભૂલી જવી બાળમંદિરમાં તો આપણે કામ કરવાનું છે ”

બાળદુનિયામાં મહાન ફેરફાર કરનાર અને બાળકેળવણીના પિતા હોવા છતાં એમનું અંતિમ ધ્યેય જુદું જ હતું, અને તે આત્મદર્શન કરવાનું એકવાર અમે વિક્ટોરિયા પાર્કમાં ફરવા ગયાં હતાં, ત્યારે તેમણે મને કહ્યું હતું “ મોઘી, તને એક ખાનગી

વાત કહું ? કોઈને કહીશ નહિ " હું આશ્ચર્ય પામતી એમની સામે જોઈ રહી એવી તે શું ખાનગી વાત મને કહેવાની હશે!

તેમણે કહ્યું "આ સંસ્થાના ૨૦ વર્ષ પૂરાં થતાં એટલે હું તો હિમાલયમાં ચાલ્યો જવાનો છું. આવું કામ તો ઘણું કર્યું પણ એનાથી કાંઈ આત્મદર્શન થોડું જ થવાનું છે? એટલે પાછલી જિંદગી હિમાલયમાં ગાળવી ને ત્યાં એક આશ્રમ સ્થાપવો એવી મારી ઈચ્છા છે. આવીશ?" આ એમનું ધ્યેય હતું. ભયંકર માંદગીને બિછાને પડ્યા પછી પણ આત્મદર્શન તો ન જ થઈ શક્યું એ વાત યાદ આવતાં તેઓ એક દિવસ ખૂબ રડ્યા હતા અને બીજાને પણ રડાવ્યાં હતાં.

ભજનો સાંભળવા એમને ખૂબ જ ગમતાં. કામકાજમાંથી જરા અવકાશ મળે તો તરત જ મને બોલાવતા અને કહેતા "એક બે ભજન તો ગા. આ બધું કામ તો 'નેવ ફગવન સાઈ મોચાડો ને મોચાડો' તો છે જ."

કોઈ કોઈ ભજનો કે કોઈ સંત પુરુષની વાતો સાંભળી તેઓ ગદ્ગદ કંઠે થઈ જતા. એ વખતના ગિજુભાઈ જુદી જ જાતના લાગતા.

કામ કરવાની ને કરાવવાની એમની રીત અદ્ભુત હતી. ગમે તેવા માણસ પાસેથી તેઓ કામ કરાવી શકતા. તેઓ માત્ર હુકમ કરીને બેસી રહેતા નહિ પણ સાથોસાથ કામમાં જોડાતા. 'દક્ષિણા પત્રિકા' ના રેપર ચોંટાડવા અને ટિકિટો ચોડવા અમે રાતના બે બે અઢી અઢી વાગ્યા સુધી જાગતા પણ તેમની વિનોદભરી વાતચીતથી અમને થાક તો ન જ લાગતો. પણ વખત ક્યાં વીત્યો એની પણ ખબર પડતી નહિ.

પૂ. ગિજુભાઈ લાગણીપ્રધાન ખૂબ હતા. પોતાના તરફથી કોઈને માઠું લાગ્યું છે એમ ખબર પડતાં એની પાસે જઈ મનાવી

લેના ત્યારે જ એમને શાંતિ થતી પોતાનાથી નાનાની માફી માગતાં એમને જરાયે સંકોચ થતો નહિ સામું માલુમ તો શરમાઇને ધૂળ થઈ જતું

એક વાર અમે સુરતને સ્ટેશને બેઠાં હતાં વાતચીત કરતાં મને જરા ખોટું લાગ્યું પણ ત્યાં તો ગાડી ઊપડવાનો વખત થયો એટલે ગિજુભાઇ ગાડીમાં બેસી ગયા તેઓ ભાવનગર ગયા અને હું મુંબઇ આવી મુંબઈ પહોંચ્યા પછી બીજે જ દિવસે મને તેમનો ગાડીમાંથી જ લખેલો પત્ર મળ્યો લખ્યું હતું "સુરતને સ્ટેશને તારું દિલ દૂભવવા બદલ હું તારી માફી માગું છું "

કેટલીક વાર તો ગિજુભાઇ એવી ભૂલ કરતા કે એથી ખૂબ હસવું આવતું એવો એક પ્રસંગ લખીને હું લખવાનું બંધ કરીશ.

ત્રણ વર્ષ પહેલાં ગિજુભાઇ માંદા હતા, ત્યારે અમે ગજુના હવાફેર કરવા ગયા હતા અમારા બારણાને એ ની સાંકળ હતી તેથી દર વખતે ઉઘાડવા જવાની પંચાત પડતી ખુ તું રાખીએ તો ઢોર પેસી જતાં એટલે સુતારને બોલાવી આગળીઓ કરાવવાનો હતો સુતાર આવ્યો એને હું સમજાવતી હતી કે આગળીઓ ક્યાં અને કેવી રીતે કરવો ત્યાં તો હજામત કરતાં રતાં ગિજુભાઇ એકદમ દોડી આવ્યા "અરે મોંઘી આગળીઓ બહારથી ઊઘડે એવી રીતે તું કરવાનું કહે છે પણ આપણે અંદરથી કેવી રીતે ઉઘાડશું ? આપણે તો અંદર હોઈશું ને ?"

મેં કહ્યું આગળીઆનો હાથો બહાર રાખવો એમ હું કહું છું, બાકી આગળિયો ઊઘડે તો બન્ને બાજુથી જ એ સાફ છે કે ન ઊઘડે ?" પછી તો અમે ખૂબ હસ્યા ને હું પણ એ વાત વારવાર યાદ કરી કહેતી "ગિજુભાઇ, પેલો આગળિયો !"

મોંઘીબેન બધેકા

# સ્વ. ગિજુભાઈ

સ્વ. ગિજુભાઈ સાથેનો પરિચય તો વ્યક્તિગત હો કે નામનો જ હોય, છતાં તેમના અવસાનનો ઘા તો ગુજરાત નહિ બલ્કે સમસ્ત ભારતને એક સરખો વિહ્વળ કરી મૂકે છે.

તેમના કુટુંબીઓએ આત્મીય ગુમાવ્યો હશે, મિત્રોએ નિખાલસ સુહૃદ ગુમાવ્યો હશે પણ તેથી એ વધુ શિક્ષણસંસ્થાઓએ પોતાનો જનક, સાથીદારોએ યંત્રવત્ કાર્ય કરનાર શિલ્પી અને નિર્દોષ બાળકોએ મૂછાળી માતા ખોયા છે.

પ્રચંડ ઝંઝાવાતની સાથે અનેક જીર્ણ વૃક્ષો પડીને મેદાન સાફ થઈ જાય છે, તેવું જ સ્વ. ગિજુભાઈની મોન્ટીસોરીપદ્ધતિએ બાળશિક્ષણમાં રહેલા સડાને નાબૂદ કરી શિક્ષણનો એક નવીન ક્રાંતિકારી યુગ સ્થાપ્યો છે.

રાજદ્વારી ક્ષેત્રમાં પૂ. મહાત્માજીનું જેટલું જ માર્ગદર્શન બાળશિક્ષણમાં સ્વ. ગિજુભાઈએ એક અનેરું અને સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

એમનો શિક્ષણપ્રેમ, અવિરત મૂક સેવાઓ, અદ્ભુત [illegible] યંત્રવત્ અખંડિત કાર્ય કરવાની શક્તિ, અને બાળસુલભ નિર્મળ હાસ્ય, અપરિચિતને પણ પોતાની તરફ આકર્ષે અને [illegible]ને પુનઃ [illegible] પ્રદર્શિત કરતા [illegible]

એમના નિકટના પરિચયમાં આવનાર જ એમની ખરી શક્તિઓનો અનુભવ કરી શકતો. એમનો સદાએ હસતો પ્રફુલ્લ ચહેરો અને મીઠો સ્વભાવ તો ચિરકાલ પર્યંત હૃદયમાં અંકિત રહેશે જ.

એમની પ્રેરણા અને અખંડ પ્રયત્ને સમસ્ત ગૂજરાતનાં બાળકો પ્રત્યેનું માનસ અજબ પરિવર્તનને પામ્યું છે બાળકો એ કેવળ બાળકો જ નહિ પણ પ્રભુએ પાઠવેલાં પયગંબરો તેમ જ દૈવાંશી મનુબાલો છે, એ ભાવના એમણે ચોતરફ ઓતપ્રોત કરાવી છે. આવતી કાલના નાગરિકોનાં શિક્ષણ અને સંસ્કારોનાં વિકાસ માટે શ્રી ગિજુભાઈએ કરેલા પ્રયત્નો એટલા તો સફળ અને યશસ્વી નીવડ્યા છે કે આજે આપણી વચ્ચેથી એમના ચાલ્યા જવાથી કેવળ બાળકો નહિ પણ મોટેરાંઓ પણ ચોમેર આંસુ સારે છે

ગૂજરાતમાં પ્રાથમિક કેળવણીના જીવંત કેન્દ્ર તરીકે અને પ્રયોગશાળા તરીકે ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિએ જે અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું, તેમાં સદ્‌ગત શ્રી ગિજુભાઈનો હિસ્સો ઓછો નહતો. એ સસ્થામાં જોડાઈને શિક્ષણના અવનવા પ્રયોગો શ્રી ગિજુભાઈએ કર્યા અને શિક્ષણશાસ્ત્રનો ઊંડો અભ્યાસ પણ કર્યો.

તેમણે દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિરદ્વારા ગૂજરાતમાં બાળ-સાહિત્યનો એક અવિરત પ્રવાહ વહાવીને અનેક સરિતાઓ વહેતી મૂકી છે

બહુજન હિતાય અને બહુજન સુખાય રચાયેલી આપણી સંસ્કૃતિનો ઓઘ નિચોવી એમણે બાળકોને ગમી જાય એવી ભાષામાં અને બુદ્ધિનો પૂર્ણવિકાસ સાધનારા અનેક પુસ્તકો લખ્યા તેમ જ લખાવ્યા છે એમની જાતિ દેખરેખ નીચે અનેક પ્રકારનું

બાળસાહિત્ય આજે ગુજરાતમાં પ્રકાશન પામ્યું છે અને તેથી જ આજે ક્રાંતિકારી બાળકેળવણીના પિતા તરીકે જનતા તેમને ઓળખતી થઈ છે.

એમણે લખેલા પુસ્તકોની સંખ્યા ઘણી મોટી થવા જાય છે. એમના શિક્ષણશાસ્ત્રને લગતાં કેટલાંક પુસ્તકો ઘણાં જ મહત્ત્વનાં અને પહેલી જ વાર લખાયેલાં છે. બાળસાહિત્યને તેમણે પ્રત્યેક અંગમાં વિકસાવ્યું છે એ નિર્વિવાદ વાત છે.

સ્વ. ગિજુભાઈ કાર્ય પરત્વે તેમ જ વ્યક્તિગત રીતે મારા નિકટના પરિચયમાં આવેલા અને મારાં બાળકો સાથે તો એક જ દિવસના સહવાસમાં એટલા હળી ગયેલા કે જ્યારે પણ તેઓ મુંબઈ આવે ત્યારે મારે આ છોકરાઓને વાર્તા સંભળાવ્યા વગર કે તેમની સાથે રમૂજી નાટક ભજવ્યા વગર જઈ શકતા નહિ.

તેમના નિર્મળ સ્નેહ અને માયાળુ સ્વભાવે તેમની સાથે રહેનારા બાળકોને કદી માતાની હૂંફાળી ગોદનું સ્મરણ કરાવ્યું નથી. શ્રી કચ્છ લોહાણા કેળવણીખાતાના તેઓશ્રી સદા સાચા સલાહકાર રહ્યા હતા અને સમય મળે વખતોવખત કેળવણી ખાતાની શાળાઓના નિરીક્ષણાર્થે પર્યટન પણ કરતા.

સંવત ૧૯૯૧ માં હું તેમના અતિ અંગત સમાગમમાં આવી શક્યો, તેમાંના અનેક પ્રસંગો હજુ યે ભૂલી શક્યો નથી. ત્યારે એમણે શ્રી કચ્છ લોહાણા કેળવણીખાતાની ચાળીસેક જેટલી અને બીજી દશેક એમ કુલે પચાસેક શિક્ષણશાળાઓનું નિરીક્ષણ કર્યું હતું, પચાસેક જાહેર સભાઓમાં પંદરેક હજાર ભાઈબહેનોને અક્ષરજ્ઞાનની જરૂરિયાત અને બાળકો તરફની સાચી દૃષ્ટિનો સંદેશો આપ્યો હતો. સત્તર દિવસમાં એક હજાર માઈલની કચ્છની મુસાફરી દરમ્યાન,

ટાઢ કે તડકો, સગવડ વા અગવડ કશાયની પરવા કર્યા વગર તેમણે કરી હતી. મોટર, રેલ્વે, ટાંગા, ઊંટ અને બળદગાડી સઘળાનો અનુભવ તેમાં તેમને મળ્યો હતો. નદી, નાળાં કે એવે સ્થળે મોટર ખૂચતી ત્યારે ધક્કા મારવામાં, પૈડાં નીચે ઘાસ કાપીને નાખવામાં અને એવા સઘળાં કામમાં પણ તેઓ બીજાઓની સાથે પોતાના પુત્ર શ્રી. નરેન્દ્રને લઈને આગળ આવતા.

. સંવત ૧૯૯૩ અને સંવત ૧૯૯૪ માં એમણે એ ખાતાના કચ્છમાંના શિક્ષકોને એકત્ર કરી તેમનો અભ્યાસવર્ગ ચલાવ્યો હતો. બાર બાર કલાક સુધી યંત્રવત્ કાર્ય કરીને સર્વે તેમ જ પ્રોત્સાહ બાળકોની વાતોમા રસ લેતા અને શ્રમ લાગે તો મે સાઝ પડે એ જ નિખાલસ સ્મિત તેમના વદન પર વિલસી રહેતુ

તેમની આ કાર્યપ્રણાલીથી જોનારાઓ મુગ્ધ બની રહેતા અને સ્વ ગિજુભાઈ તો બાળકોમા હસતા અને બાળકમય બની રહેતા.

બાળકોને હમેશા એમની તરફ પૂજ્યભાવ અને પ્રેમ રહ્યા છે, અને જાણે એઓ વાર્તાની ખાણ જ હોય એમ માનતાં રહ્યાં છે

છેલ્લે જ્યારે એઓ હોસ્પિટલમા આદગીને બિછાને હતા ત્યારનો એક પ્રસગ મારા સ્મરણપટમા કોતરાઇ રહ્યો છે. એક દિવસ હમેશની જેમ હોસ્પિટલમા એમની મુલાકાત લઈ હું ઘેર પાછો ફરતો હતો ત્યાં લિફ્ટ પાસે જ મારી નાની પુત્રી શાંતિ મળી. રોજની માફક મને વિટળાઇ વળી તેણે સ્વાભાવિક જ પૂછ્યું: ' ક્યાં જઈ આવ્યા પિતાજી ? "

" ગિજુભાઈ પાસે બેટા ! "

અને શાંતિ ખડખડાટ હસી પડી. "હં. મને છોડીને એકલા એકલા વાર્તા સાંભળી આવ્યાને ! તમને કઈ વાર્તા સંભળાવી ગિજુભાઈએ ?" તેણે એટલી જ નિખાલસતાથી કહ્યું.

બિચારીને ક્યાં ખબર હતી કે ગિજુભાઈ તો માંદગીને બિછાને સૂતા છે ! અને કોણ જાણતું હતું કે પ્રભુ આટલી જલદી એમને આપણી વચ્ચેથી લઈ લેશે ! જગન્નિયંતાએ કંઈ ઓર જ ધાર્યું હશે.

મહાગૂજરાતમાં છેલ્લા બે દાયકા દરમિયાન સ્વ. ગિજુભાઈએ શિક્ષણ તેમ જ બાળકોની જે સેવા બજાવી છે તે તો ગૂજરાતની અસ્મિતાના ઈતિહાસમાં સુવર્ણાક્ષરે જ નોંધાશે, અને તે માટે ગૂજરાત સદાકાળ તેમનું ઋણી છે ને રહેશે. એ ઋણનો બદલો વાળી કૃતકૃત્ય થતા ગૂજરાતને આવડશે ?

સૂરજભાઈ વલ્લભદાસ

# સ્વ. ગિજુભાઇનાં સ્મરણો

આચાર્ય ગિજુભાઇનું નામ બાળસાહિત્ય સાથે જોડાયેલું છે અને ચિરકાળ જોડાયેલું રહેશે જ બાળસાહિત્યની અનુપમ સેવા બજાવી એમણે ગૂજરાતને તો સદાને માટે ઋણી બનાવ્યું જ છે. અત્રે ગિજુભાઇના પ્રસંગમા મારે આવવાનું થયુ તેનું સ્મરણ તાજું કરી એમને મારી અંજલિ સમર્પણ કરુ છુ

૧૯૨૩ ની સાલના મારા અમેરિકાના પ્રવાસ દર્મિયાન બાળ-સાહિત્ય વિશે ત્યાનાં પુસ્તકાલયો વગેરેમાં મે પુષ્કળ જોયું હતુ તે પરથી આપણા દેશમા બાળસાહિત્યની ઊણપ મને ખૂબ જ સાલી હતી એ વર્ષની આખરે હું પાછી ફરી તે અરસામા ગૂજરાતમાં બાળસાહિત્ય નહિ જેવુ જ હતુ ૧૯૨૪ ની શરૂઆતમા મે એક પત્ર લખ્યો હતો તેમા બાળસાહિત્યને અગે શુ શુ કરી શકાય, વાર્તાઓ દ્વારા બાળકોને કેટલુ જ્ઞાન આપી શકાય વગેરે બાબતની રૂપરેખા દોરી હતી આ પત્ર શ્રી કરસનદાસ ચીતળીયાના કહે-વાથી ભગિની સમાજને નામે લખ્યો હતો અને ગૂજરાતમા બાળ-સાહિત્યમા રસ લેનારી જુદી જુદી વ્યક્તિઓને મોકલ્યો હતો આ પત્રમા એક વસ્તુ પર મે ભાર મૂક્યો હતો અને તે એ કે બાળ-સાહિત્ય જેમ બને તેમ સચિત્ર હોવુ જોઇએ કારણ કે બાળકો ચિત્રોથી આકર્ષાય છે અને ચિત્રો જોઈ એમને પુસ્તક વાચવાનુ

મન થાય છે. આ પત્રનો જવાબ અને ગિજુભાઈ તરફથી મળ્યો હતો. બાળકોના ગાઢ પરિચયમાં આવનાર ગિજુભાઈને મારો પત્ર ધૃષ્ટતારૂપ લાગ્યો હશે. એમણે જવાબ વાળ્યો કે ચિત્ર એ કંઈ બાળસાહિત્ય માટે એવી આવશ્યક વસ્તુ ન ગણાય. કોઈ પણ વાર્તા પછી સચિત્ર હોય-કે નહિ, બાળક આગળ મૂકી હોય તો તે બાળકો વાંચશે જ. સામાન્ય જનતાને સાહિત્ય પહોંચાડવું હોય તો એ સસ્તું હોવું જોઈએ. એમના ચોક્કસ શબ્દો તો યાદ નથી પણ આ ભાવાર્થનું લખાણ હતું. સાથે સાથે મને આહ્વાન કર્યું કે મારે માત્ર પત્રદ્વારા ઉપદેશ આપ્યા કરતાં બાળસાહિત્ય પેદા કરવું. આ પડકારનો જવાબ મેં બાળવાર્તાવલિ લખીને વાળ્યો હતો. અને તે પણ, પુસ્તકને શ્રી. રાવળનાં સુંદર ચિત્રોથી શણગારીને જ! ગિજુભાઈએ તો બાળસાહિત્ય સસ્તું થાય એ દૃષ્ટિએ ખૂબ જ પુસ્તકો લખ્યાં અને એમનાં ચિત્ર વિનાનાં પુસ્તકો પણ બાળકોમાં પ્રિય છે એની કોણ ના પાડી શકે?

ગિજુભાઈ સાથેનો બીજો પ્રસંગ મને ૧૯૩૦ માં સુરતમાં ભરાયેલી વાનરસેના પરિષદ વખતે થયો. બાળસાહિત્યના એ લેખક બાળકોના કેટલા માનીતા હતા તે મેં જાતે જોયું. બાળકો માટે વાર્તાઓ ઘણાં લખી શકે છે પણ બાળકોને વાર્તા કહેતાં આવડે એવા ઘણા થોડા હોય છે. ગિજુભાઈ તો વાર્તા લખીએ શકતા અને કહી પણ શકતા. અને એમની વાર્તા કહેવાની પદ્ધતિ જ એવી હતી કે સહેજે બાળકોનાં મન હરી લે એ પરિષદમાં ગિજુભાઈ ના હોત તો એ એટલી સફળ થાત કે કેમ એ શંકા છે.

ગિજુભાઈ કેવળ બાળસાહિત્ય લખીને જ બેસી રહ્યા નહોતા.

૧૯૩૦ની સાલની અસહકારની ચળવળને વખતે બારડોલી તાલુકાના ખેડૂતો ગાયકવાડી હદમાં હિજરત કરી ૩.૫ા હના અને માંડવા બાંધીને રહેતા હતા. આ હિજરતીઓમાં ગિજુભાઈ તથા તારાબેન કામ કરતાં હતાં. સુરતની વાનરસેના પરિષદ પછી ગિજુભાઈ તેમ જ તારાબેન સાથે આ હિજરતીઓની મેં મુલાકાત લીધી હતી. એમને કાંતતા શીખવવા માટે ત્યાં ચારે હાથે રેંટિયાવર્ગ ઉઘાડવામાં આવ્યો હતો. બાળસાહિત્યનાં આ બંને સેવકો આ રીતે પ્રૌઢ સ્ત્રી-પુરુષોને મદદ કરી રહ્યાં હતા. આ જ અરસામા પ્રૌઢ-શિક્ષણ વિશે ગિજુભાઈએ ખૂબ વિચાર્યું હોય એમ લાગે છે. કારણ કે ત્યાર પછી પ્રૌઢશિક્ષણને અંગે પણ ગિજુભાઈએ ખૂબ લખ્યું છે અને પ્રૌઢશિક્ષણની દક્ષિણામૂર્તિની જે પદ્ધતિ કહેવાય છે તેના એ જ જન્મદાતા છે.

આવા બાળશિક્ષણ અને પ્રૌઢશિક્ષણના પ્રખર ઉપાસકને ગૂજરાત કેમ ભૂલી શકે ?

હંસાબહેન મહેતા

# સાધના એનો જીવનમંત્ર હતો

સાધના કર્યા સિવાય કોઇ પણ કાર્યને આત્યંતિક સફળ બનાવી શકાતું નથી એવો ગિજુભાઇના જીવનનો એક મંત્ર હતો. એક સાધક જેટલા આગ્રહથી અને જેટલી ચિત્તવૃત્તિની એકાગ્રતાથી હાથમાં લીધેલા કાર્યને પાર પાડે છે તેટલો આગ્રહ અને ચિત્તવૃત્તિની તેટલી એકાગ્રતા ગિજુભાઈમાં હમેશાં જોવા મળતાં. ત્રેપન વર્ષ જેટલી નાની વયમાં એમના મૃત્યુકાળ સમયે જે કંઇ વિશિષ્ટ સદ્‌ગુણો એમના જીવનમાં પ્રતિબિંબિત થતા હતા તે સદ્‌ગુણો ખીલવાની ખરી ચાવી તેમની આ સાધનાની વૃત્તિમાં રહેલી હતી.

એક વખત નક્કી કર્યું કે ધંધા તરીકે વકીલાતનો ધંધો ફાવશે એટલે કાયદાનાં પુસ્તકો ખરીદ્યાં અને વકીલાતની પરીક્ષા આપવા સારું એનો અભ્યાસ શરૂ કર્યો. અભ્યાસનો એ કાળ બહુ લાંબો ન હતો, પરંતુ એ કાળ દરમિયાન જે કોઈ એમને મળતું અથવા તો એમની સાથે વાતો કરતું તે સૌને ગિજુભાઇ કાયદામય બની ગયેલા દેખાતા. એકસો આઠ શબ્દોનાં લાંબાં લાંબાં વાક્યો મોઢે રાખીને ગૌરવથી અમારી સમક્ષ બોલી જતા. એમ જ જણાય કે ગિજુભાઇની માનસિક દુનિયામાં કાયદાના જ્ઞાન સિવાય બીજી એકે વસ્તુ રહેલી છે જ નહિ.

કમાવાનો મોહ છોડીને હતું તેટલું સર્વસ્વ ત્યાગી ઘ. સ.

૧૯૧૬માં એમણે દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનનું આજીવનસભ્યપદ સ્વીકાર્યું. એ વખતે માત્ર છાત્રાલય ચાલતું હતું. ગિજુભાઇ છાત્રાલયના ગૃહપતિ બન્યા. ગૃહપતિપદનો એ કાળ પણ બે વર્ષથી વધુ નહિ ટકેલો. પરંતુ એ સમય દરમિયાન ગિજુભાઈની સમગ્ર વિચારસરણી અને સમગ્ર ધ્યાન છાત્રાલયના નાનામોટા પ્રશ્નો ઉપર કેન્દ્રિત થયેલાં દેખાતાં. એમની દુનિયામાં તે વખતે છાત્રાલયનું રસોડું હતું, વિદ્યાર્થીઓનું શરીરસ્વાસ્થ્ય હતું અને તેમના અભ્યાસની ચિંતા હતી. એમની સાથે વાતો કરતી વખતે તમે ગમે તે વિષય કાઢો તો પણ એ વાતો ઉપરથી છાત્રાલયજીવનના ગંભીર પ્રશ્નોમાં તેઓ સરી પડતા અને એક એવા પ્રકારનું વાતાવરણ રચતા કે તમામ પ્રશ્નોનો ઉકેલ જાણે કે છાત્રાલયસંસ્થા જ કરી શકશે.

ઇ. સ. ૧૯૧૮માં દક્ષિણામૂર્તિ વિદ્યાલયની સ્થાપના થઇ. ગિજુભાઇ ગૃહપતિ મટી શિક્ષક અને આચાર્ય બન્યા. કાર્યક્ષેત્ર બદલ્યું તેની સાથે જ સાધનાની પદ્ધતિ અને સાધનો બદલ્યાં. વિદ્યાર્થીઓનો અભ્યાસ તેમની સતત ચિંતાનો વિષય બની ગયો. પ્રાતઃકાળે પાંચ વાગે ઊઠીને પોતાને ભણાવવાના વિષય માટે ગંભીરપણે તૈયારી કરતા હરહંમેશ તેઓ દેખાતા. દશ-બાર વર્ષનાં છેક જ નાનાં બાળકોને અંગ્રેજી શીખવવાનું કામ તેમણે માથે લીધેલું. અંગ્રેજી ભાષા શીખવવાની સારામાં સારી પદ્ધતિઓનો અભ્યાસદ્વારા તેમણે પરિચય મેળવ્યો અને એ બધાયમાંથી ઉત્તમ શિક્ષણપદ્ધતિનું પોતે જ નિર્માણ કર્યું. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન તે કાળમાં પૈસેટકે બહુ સમૃદ્ધ ન હતું. શાળાની વ્યવસ્થા સારુ પટાવાળો અને કારકુન અનિવાર્ય હતા પરંતુ તેની જોગવાઈ ન હતી અમે બેઉ કેટલીયે વખત પટાવાળા અને કારકુનો બની જતા. શાળાની વ્યવસ્થાની ઝીણામાં ઝીણી વિગત

એમની નજર બહાર ન રહેતી ભાવનગરના શિક્ષણસંસ્થા સર્જનોને વિદ્યાલયને આંગણે બોલાવતા અને શિક્ષણસંસ્થા જ રોગ માત્રનો એક જ ઉપાય છે એમ સમજાવવાના પ્રયત્નો કરતા દરેકેદરેક વિષયને શીખવવા માટે તે વિષયના શિક્ષક સારુ એમણે જુદા જુદા પ્રસ્તાવો તૈયાર કર્યા હતા આજે પણ એ પ્રસ્તાવો સાબિત કરે છે કે શિક્ષકનું કાર્યક્ષેત્ર એક સાધકના જેવું છે અને સાધના એ એનો જીવનમંત્ર છે

ઈ સ ૧૯૨૦મા દક્ષિણામૂર્તિ બાળમંદિર સ્થપાયું એની સ્થાપના પાછળ કેવળ ગિજુભાઈનો આગ્રહ જ હતો એમને સમજાવા લાગ્યું હતું કે સાચા અને શાસ્ત્રીય બાળશિક્ષણ વિના કેળવણીના ક્ષેત્રનો ઉદ્ધાર નથી શાસ્ત્રીય બાળશિક્ષણ કેવા પ્રકારનું હોવું જોઈએ એની તેમને એ વખતે કશી કલ્પના ન હતી. બાળમંદિરના સાધનોમા બજારમાં વેચાતા સામાન્ય રમકડાંઓને પણ સ્થાન હતું પરંતુ એમની સાધના અજબ હતી બાળકોને રમત રમાડતી નાનકડી બાળશાળામાથી સમગ્ર દેશનું એક આદર્શ બાળમંદિર ઊભું થયું એ દિવસો દરમિયાન જેમણે એમનો પરિચય મેળવ્યો છે એ સૌ કોઈ જાણે છે કે એમનું આખું યે કાર્યક્ષેત્ર બાળમાનસના અભ્યાસમા અને બાળશિક્ષણની પદ્ધતિઓનું નિર્માણ કરવામા મર્યાદિત થઈ ગયું હતું બાળક સિવાય બીજા કશામાં એમને રસ નહતો બાળશિક્ષણ અને બાળમાનસ સિવાય બીજો કોઈ પણ એમના અભ્યાસનો વિષય નહતો કારણ કે ગિજુભાઈ એક સાધક હતા અને સાધના એમના જીવનનો મંત્ર હતો

ઈ સ. ૧૯૨૦થી ૧૯૩૦ સુધીનો કાળ આપણા દેશ સારુ સ્વાતંત્ર્યની લડાઈની તૈયારી કરવાનો હતો આ કાળ દરમિયાન ગુજરાતભરમાં રાષ્ટ્રીય શિક્ષણનું નિર્માણ ચાલી રહ્યું હતું રાષ્ટ્રીય

શિક્ષણ અને શાસ્ત્રીય શિક્ષણ વચ્ચેની ચર્ચા તે કાળમાં ઉગ્રપણે ચાલતી હતી. ગિજુભાઈ ગષ્ટ્રીય શિક્ષણમાં ઊંડી શ્રદ્ધા રાખનાર હતા. પરંતુ તેઓ જોરશોરથી સાબિત કર્યા કરતા હતા કે શુદ્ધ અને શાસ્ત્રીય શિક્ષણ જ ગષ્ટ્રીય શિક્ષણ હોઈ શકે. રાષ્ટ્રીય શિક્ષણના ક્રમમાં શાસ્ત્રીયતાને અવગણમાં આવે અથવા તો વિશાળ માનવતાના કોઈ પણ ઉદાર સિદ્ધાંતને ઉવેખવામાં આવે તો તે શિક્ષણ તેમને મંજૂર ન હતું. શિક્ષણની એમની ફિલસૂફીમાં સંકુચિતતાને અવકાશ ન હતો અને દેશપરદેશનો ભેદ ન હતો.

એક મિત્રે એક વખત એમને પૂછેલું કે આપણા દેશ માટે પ્રથમ કેળવણી કે પ્રથમ સ્વરાજ? એમણે અચકાયા વગર તુરત જ જવાબ આપેલો કે તેમને મન પ્રથમ સ્થાન કેળવણીને હતું. બાળકેળવણી સ્વરાજપ્રાપ્તિ માટેનું આવશ્યક અને અગત્યનું સાધન તેઓ ગણતા. સ્વરાજપ્રાપ્તિ પણ શાસ્ત્રીય કેળવણી વિના એમને મન શક્ય ન હતી. આ બધાયનું કારણ એ હતું કે એમની આખી વિચારસરણી જ કોઈ એક સાધકના જેવી હતી. જે વસ્તુ હાથમાં લે એ એમને માટે સાધનાની વસ્તુ બની જતી અને તે દ્વારા જ બીજી તમામ બાબતોની સિદ્ધિ તેઓ સંભવિત ગણતા.

છેલ્લે છેલ્લે ગિજુભાઈએ પોતાનું કાર્યક્ષેત્ર ઘણું વિશાળ બનાવી મૂક્યું હતું. એમનો પત્રવ્યવહાર, એમનું સાહિત્યસર્જન, એમનું અધ્યાપનકાર્ય અને એમની ઇતર પ્રવૃત્તિઓ બધું જ એમના માટે એક સાધના જેવું હતું. પોતાના આત્માની ઉન્નતિ અને આત્મજ્ઞાન એ સાધનાદ્વારા જ સાધી શકવાના છે એવી તેમને અખંડ શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાએ જ એમની સાધનાને સફળ બનાવી છે અને સમગ્ર ગુજરાત પાસે એક સાચા સાધકનું અનુકરણીય જીવન ભેટ કર્યું છે.

હરભાઈ ત્રિવેદી

# કેળવણીનો દ્રષ્ટા

સને ૧૯૧૫ તથા ૧૬ની સાલમા હુ શ્રી દક્ષિણામૂર્તિ વિનય મંદિરમા શિક્ષકનુ કામ કરતો તે અરસામા દક્ષિણામૂર્તિ ભવનના નિયામક શ્રી નાનાભાઈએ મને એક દિવસ કહ્યુ 'આપણી સસ્થામા આજીવનસભ્ય તરીકે જોડાઈ કામ કરવા આ ભાઈ આજથી આવ્યા છે, એમનું નામ ગિજુભાઈ, તેઓ આપણા મોટા ભાઈ (હરગોવિદદાસ સ્ટેશનમાસ્તર)ના ભાણેજ થાય છે ' આમ તેમણે મને ગિજુભાઈની પ્રથમ પિછાન કરાવી અને પછી અમારો પરિચય વધતો ગયો તે એટલે સુધી કે ગામમાં પ્લેગના ઉપદ્રવ વખતે લગભગ ત્રણચાર મહિના એમના ભવનમાં જ ગયો હતો, અને શ્રી ગિજુભાઈને ત્યા જમતો અને રહેતો હતો એમના નાના છોકરા પણ બધો વખત મારો ખોળો ખૂદતા અને આનંદ મગન કરતા

કેટલાક સમય સુધી મને એમ લાગ્યા કરેલુ કે ગિજુભાઈ મૂળ વકીલાતનો ધધો કરનાર એમને કેળવણીનુ કામ કેમ ફાવશે? એકવાર મે એમને એ પ્રશ્ન પૂછેલો પણ ખરો તેના ઉત્તરમા તેમણે જે ખુલાસો કર્યો હતો તે ઉપરથી મને સમજાયુ કે તેઓ કાઈ આજીવન વકીલ નહોતા, પણ સ્વાતંત્ર્યના ચુસ્ત પૂજારી અને સત્યની ગેરનિષ્ઠાવાળા હતા.

આફ્રિકામાં યુગાન્ડા–રેલ્વે સરકાર તરફથી નવી બંધાતી હતી તે વખતે આપણા દેશના ઘણા જુવાનો અને કારીગરો ધંધારોજી અર્થે આફ્રિકા જતા હતા ગિજુભાઈ પણ તે વખતે કેટલાક દોસ્તો સાથે ત્યાં ગયેલા અને લગભગ બે વરસ સુધી જુદી જુદી અંગ્રેજ કમ્પનીઓ અને પેઢીઓમાં સારા પગારથી નોકરી કરેલી પણ એમની સ્વાતન્ત્ર્યભાવનાને એવી નોકરીમાં ગુલામીની ગંધ લાગ્યા કરતી તેથી ત્રણચાર પેઢીઓ વારાફરતી બદલીને છેવટ તેઓ દેશમાં પાછા આવ્યા

અહીં આવીને એમણે હાઇકોર્ટ પ્લીડરનો અભ્યાસ કર્યો અને તેની પરીક્ષામાં ઊંચે નંબરે પાસ થયા શ્રી ચૂડગર એમના સહાધ્યાયી હતા તે પહેલે નંબરે અને સ્વર્ગસ્થ ગિરિજાશંકર ભગવાનજી બધેકા (આપણા ગિજુભાઈ) બીજે નંબરે આવેલા એમ મને યાદ આવે છે પછી શ્રી ચૂડગર શ્રી અમૃતલાલ શેઠ અને ગિજુભાઇ–એ પ્રખર પ્રવીણ વકીલત્રિપુટીએ વઢવાણકેમ્પમાં વકીલાતનો ધંધો ધીકતો ચલાવ્યો અને સરકારી કોર્ટોમાં સારી પ્રતિષ્ઠા જમાવી હતી પણ વકીલાતનો ધંધો પાપમય લાગવાથી સ્વર્ગસ્થ ગિજુભાઇએ ટૂંક સમયમાં તે તજી દીધો અને લગભગ સને ૧૯૧૬માં શ્રી દક્ષિણામૂર્તિના પવિત્ર કેળવણીતીર્થમાં એમનાં પુણ્ય પગલાં થયાં એમની સત્યનિષ્ઠા છેવટે એમને કેળવણીના આવા પવિત્ર પ્રદેશમાં દોરી લાવી તેમાં આજીવનસભ્ય થઇ તેમણે પૂરાં વીસ વર્ષ સતત ઉદ્યોગી રહીને કામ કર્યું, અને સને ૧૯૩૬માં તેઓ એ સંસ્થામાંથી નિવૃત્ત થયા હતા તો પણ બાળકેળવણીના પ્રચારનું કાર્ય તો તેમણે છેવટની ઘડી સુધી જરા ય છોડયું નહોતું

મોન્ટીસોરી શિક્ષણશાસ્ત્રમાં ‘સ્વયંસ્ફૂર્તિ’ અને ‘સ્વાશ્રય’

કે 'સ્વાતંત્ર્ય' એ બે મુખ્ય સિદ્ધાન્તો છે. આ બે સિદ્ધાંતો એમને બહુ ગમી જવાથી એ શિક્ષણપદ્ધતિને પોતે સાચી પદ્ધતિ માનતા હતા. દક્ષિણામૂર્તિમાં જોડાયા પછી દેશવિદેશનાં કેળવણીશાસ્ત્રોનો અને પદ્ધતિઓનો ઊંડો અભ્યાસ કર્યો, અને તેમાં મૉન્ટીસોરીપદ્ધતિ તેમને સર્વશ્રેષ્ઠ લાગી હતી. તેથી તેમણે મૉન્ટીસોરી બાળશાળા કાઢવા વિચાર કર્યો. અમે બન્નેએ મળીને તેનું નામ 'બાળમંદિર' નક્કી કર્યું; કેમકે તેમાં આવનારાં બાળકોને શિક્ષકે મારવા, વઢવા કે ધમકાવવાનું બિલકુલ નહિ, પણ તેણે તો તટસ્થ રહીને કેવળ સ્નેહભાવે માન અને મમતાથી બાળકને માર્ગદર્શન કરાવવાનું હોય. માટે એનું નામ અમે 'બાળમંદિર' પાડયું હતું.

બાળમંદિરના પ્રચારની એમને તીવ્ર ધગશ હતી. તેથી ગામ-માં લોકોને અનુકૂળ પડતાં સ્થળોએ બાળકોનાં માવતર વડીલોને ભેગાં કરી તેમણે અનેક વ્યાખ્યાનો આપ્યાં હતાં. તળ ભાવનગરના શિક્ષકોને પણ ભેગા કરીને ઘણાં વ્યાખ્યાનો આપેલાં; તેમાં 'શિક્ષક કેવો હોવો જોઈએ,' 'બાળકો પ્રત્યે કેમ વર્તવું,' 'શિક્ષણ-વિતરણ કેમ કરવું,' વગેરે ઘણી ઘણી બાબતોની સમજૂત આપીને શિક્ષકોને નવી દૃષ્ટિ પ્રાપ્ત કરાવવા તેમણે ખૂબ પ્રયત્નો કરેલા. આ બધા પ્રસંગે હું એમના સાગરીત તરીકે સાથે રહેતો અને એમનાં વ્યાખ્યાનોની બને તેટલી અક્ષરશઃ નોંધ લઈ સાફ લખીને તેમને સોંપતો. તે નોંધો પછી પત્રિકારૂપે છપાવીને બહાર પાડવામાં આવતી હતી.

આ કામની એમની ઉત્કંઠા આટલાથી તૃપ્ત થાય એમ ન-હોતું. તેમને પોતાને જે નવી દૃષ્ટિ લાગી તે નવી દૃષ્ટિ દેશભરના શિક્ષકોને આપણ તો આખા દેશની બાળપ્રજાનો ઉદ્ધાર સુધરે

એવી એમની ઉમેદ હતી. કેમ કે કેળવણીની જૂની ઘરેડમાં બાળકો શિક્ષકોના અને પરીક્ષાના ત્રાસે કચરાવાથી, તથા માબાપની બેદરકારી, ઉપેક્ષા અને અજ્ઞાનથી દેશની બાળપ્રજા નિર્માલ્ય, બીકણ, નિષ્ઠુર અને પાંગળી બનતી જતી જોઇને એમનું હૈયું કકળી ઊઠયું. આથી તેમણે બાળમંદિરના કામ સાથે શિક્ષકોને તાલીમ આપવાના વર્ગો ચલાવવા માંડયા. આ વર્ગો લગભગ બારપંદર વર્ષ ચલાવ્યા હતા, તેમાં આખા ગૂજરાતમાંથી, કચ્છ અને સિંધમાંથી, મહારાષ્ટ્રમાંથી અને બીજેથી પણ શિક્ષકો અને શિક્ષિકાઓ સેંકડોની સંખ્યામાં દર વર્ષે આવીને રહેતાં, અને વર્ષ દરમિયાન નવી કેળવણીની સારી તાલીમ પામીને તથા નવી દૃષ્ટિ લઇને તેઓ જતાં. આ પ્રવૃત્તિથી તેમણે લગભગ ૬૦૦ જેટલી સંખ્યામાં શિક્ષકો તૈયાર કરેલા. તેમાના ઘણાખરા અત્યારે જુદે જુદે સ્થળે મૉન્ટીસોરી—બાળમંદિરોના પૂજારીઓ બનીને બાળકિશરોની સેવાભક્તિ કરી રહેલા છે.

ઉપરાંત તેમણે બાળભોગ્ય સાહિત્યના પુસ્તકો તો મોટી સંખ્યામાં પ્રગટ કર્યા છે. 'શિક્ષણ પત્રિકા' અને એવી બીજી પ્રવૃત્તિ તો છેલ્લી ઘડી સુધી ચાલુ જ રાખી હતી. પોતે માંદગીને લીધે બોલીચાલી શકતા નહોતા, ત્યારે પણ એમની કલમ જે તેમણે મક્કમ હાથે પ્રથમથી જ પકડી હતી તેને જરા ય ઢીલી પડવા દીધી નહોતી.

નવી કેળવણી પાછળ આવી ધગશથી, આવા ઉમંગથી અને આટલા સામર્થ્યથી ભેખ લઇને મંડનાર સ્વર્ગસ્થ ગિજુભાઇ જેવો કેળવણીનો દૃષ્ટા આપણા દેશમા અત્યારે દુર્લભ છે, અને ત્યાં સુધી આપણને એમની ખોટ સાલવાની. એમણે નવી કેળવણીનો ફૂંકેલો મંત્ર સિંધ, કચ્છ અને મહારાષ્ટ્ર સુધી જ નહિ, પરંતુ ઉત્તર

હિંદ અને બંગાળા સુધી, તથા દક્ષિણે છેક મદ્રાસ પ્રાંત સુધી એ પ્રાણવંત મનના પ્રભાવશાળી આન્દોલનો ઊઠેલાં છે

આ એમના બહિર્ જીવનની અને પ્રગટ પ્રવૃત્તિઓની હકીકત કહેવાઈ પણ હું એમના નિકટ પરિચયમાં આવેલો હોવાથી એમના આન્તરજીવનની ઝાંખી પણ મને ઘણી વેળા થઈ છે અમે આશરે સને ૧૯૧૭ કે ૧૮ની સાલમાં વિનયમંદિરના તથા બાળમંદિરના લગભગ સાઠ વિદ્યાર્થીઓને આનંદપર્યટન માટે લઈ ગયા હતા તે વખત અમે દોઢ માસ જેટલી મુસાફરી સાથે કરી હતી તેથી એમનું આન્તરજીવન જાણવાનું મને સુલભ થયેલું

ભાવનગર રાજ્યના દરિયાકિનારાના ગામોમાં થઈને બધે પગે ચાલી છેક પીપાવાવ કે પોર્ટ વિક્ટર પહોંચવાનો પર્યટનનો ક્રમ રાખ્યો હતો ભાતું, રસોઈનાં ઠામવાસણ અને સીધુંસામાન રાખવા માટે એક ગાડું રાખ્યું હતું, અને નાનામોટા વિદ્યાર્થીઓ હાથમાં દંડિકા કે લાકડી પકડીને પગપાળા દરરોજ ઊપડતા રોજ રોજ આશરે સાત ગાઉનો પથ કરવો અને એટલામાં જે ગામ આવે તેમાં ઉતારામાં કે નિશાળમાં રાતવાસો કરવો એમ ગોઠવણ રાખી હતી હું તે વખતે કેળવણીખાતામાં નોકર હતો તેથી એવાં સ્થળોના મહેતાજીઓને અમારા કાર્યક્રમના આગળથી ખબર આપ્યા હતા એટલે દરેક મુકામે ઉતારાપાણીની સગવડ થઈ રહેતી બપોરના રીસેસ વખતે રસ્તામાં અનુકૂળ જગા આવે ત્યાં સૌને પાદરમાં ભાતું પીરસાતું, અને રાતવાસો રહેવાને જ્યારે પહોંચીએ ત્યાં ઊની રસોઈ કરી સૌ જમી લેતા રસોઇયો સાથે તેથી રસોઈ થતાં દરમિયાન તથા બીજા દિવસ ચાલવાના વખત પહેલાં તે તે સ્થળોની આજુબાજુ જે કાંઈ જોવા જાણવાજેવું હોય તે બધું જોઈ લેતા

હતા આ રીતે અમે લગભગ પદરસત્તર દિવસે વિક્ટર પહોંચેલા. તે વેળા મહુવા કે વિક્ટર સુધી રેલ્વેલાઇન ચઇ નહોતી તેથી અમે બધા ચાલતા કુડલા ગામે આવ્યા અને વિદ્યાર્થીઓને ટ્રેનમા બેસારીને બે શિક્ષકો સાથે ભાવનગર મોકલી દીધા

પછી ત્યાથી ગિજુભાઇ, હું અને વેણીભાઇ પગપાળે નર્મદાના તીર્થસ્થાનોમાં પાવન થવા માટે સિધાવ્યા નર્મદાનાં પાવન જળમા અમે પચતીર્થી પનાઇમા બેસીને કરી હતી ત્યાથી શ્રી ગાધીજીના સત્યાગ્રહ આશ્રમનો અનુભવ લેવા અમારી ત્રિપુટી અમદાવાદ ઊતરી આશ્રમવાસી તરીકે અમે ત્યાં ત્રણ દિવસ રહ્યા અને સૌની સાથે સૌની માફક અમારે ભાગે પડતુ કામકાજ પણ કરેલુ

આ બધા સમય દરમિયાન સ્વર્ગસ્થ શ્રી ગિજુભાઇનો સરલ અને સ્નેહાળ સ્વભાવ, નિર્મમત્વ અને નિરહકાર અડગ ત્યાગ અને એકલક્ષતા, નિર્લેપ અને નિખાલસ દિલ, એવા ઊંચા ગુણો મને વારવાર પ્રત્યક્ષ થયેલા

મુસાફરીનો જે કાર્યક્રમ નક્કી કરેલ હતો તે બધો બારીકીથી તેઓ પળેપળ પ્રમાણે પાળતા, અને " સૌ તૈયાર છે " એવો સાદ પડે કે તુરત ઊભા થઇને તેઓ મોખરે ચાલવા માંડતા તેમની ઝોળી ક્યાંઈ ટાગેલી હોય, ધોતિયુ ગતનુ વળગણીએ સૂકાતું પડયુ હોય, તે કાંઇ સભાળી લેવાની પરવા જ ન કરતા કેટલીક વાર તો પગરખા પહેરવા પણ ભૂલી જતા હું તે બધુ સભાળી લેતો, અને કોઈ વિદ્યાર્થી પણ કાઇ ચીજવસ્તુ ભૂલી ગયા હોય તેની તપાસ કરીને હુ સૌની પાછળ ચાલતો એક વખત ગિજુભાઇને આ બાબત મે કહ્યુ " આમ તમે દરેક સ્થળે કઇ કઇ વસ્તુ ભૂલશો તો મુસાફરીને અતે તમારે બધો સર-

સામાન ખોયાથી લંગોટીભર ઘેર પહોંચવું પડશે" તેના ઉત્તર માં તેમણે ઠંડે પેટે મને કહેલું "હું મારા કાર્યક્રમમાં અને એકંદર યોજનામાં જરાય ભૂલ થવા નથી દેતો, તે બરાબર સાચવું છું. અને બાળકેળવણી પાછળ દેશના બાળકો ખાતર મેં લંગોટી તો ક્યારની વાળી છે વળી એવી ચીજવસ્તુ મારી વતી તમે સંભાળનાર છો એટલે હું એમાં વધારે ભૂલકણો થઈ ગયો છું."

એમના આ જવાબથી મને બે મુદ્દાનું રહસ્ય સમજાયું એક, પોતાનું મુખ્ય અને મહત્ત્વનું કામ પોતે ચૂકવું નહિ, તથા બીજાના કામમાં દખલ કરવી નહિ, અને બીજું, સંભાળનાર કે દોરનાર કોઈક છે એવું ભાન જ્યાં સુધી રહે છે ત્યાં સુધી આપણે કાં તો બેદરકાર અથવા પાંગળા બનીએ છીએ વિદ્યાર્થીઓને અનુભવ હશે કે-માસ્તર નિશાળમાં શીખવશે, અથવા ઘેર આવનાર ખાનગી માસ્તર પાસેથી શીખી લેવાશે-એવું ભાન મનમાં હોય છે ત્યાં સુધી આપણે આપણું વાંચવાલખવાનું કામ પોતાની મેળે બને તેટલું કરવા પરિશ્રમ લેતા નથી એટલે તે આપમેળે તૈયાર કરવા ટેવાતા પણ નથી પારકું આપેલું એવું ભાડૂતર બહુ તો પરીક્ષા સુધી સંભાળવાનો ભાર વેઠારીને આપણે પરીક્ષા પછી માથું હળવું કરી દઈએ છીએ અને એ બધો ભાર મગજમાંથી ઉતારી દઈએ છીએ શિક્ષણમાં સ્વાશ્રયી થવાના મુખ્ય સિદ્ધાંતથી આ વાત કેવળ વિરુદ્ધ છે

હવે છેલ્લું એક અંગત સ્મરણ નોંધીને આ લેખ પૂરો કરું છું દક્ષિણામૂર્તિ સ્તોત્રમાં એક શ્લોક છે કે—

चित्रं वटतरोर्मूले वृद्धाः शिष्या गुरुर्युवा ।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः ॥

સ્વર્ગસ્થ શ્રી. ગિજુભાઈ કરતાં હું ઉમ્મરે દશબાર વર્ષ મોટા હતો, તો પણ હું એમને મારા ગુરુ કહેતો. મેં જોકે પેન-પાટી લઈને એમની પાસે કક્કો ઘૂંટયો નહોતો, તેમ જ એમનાં વ્યાખ્યાનોના વર્ગોમાં અભ્યાસ અર્થે નોંધપોથી લઈને હાજરી આપી નહોતી, પણ માત્ર એમના સહવાસ અને પરિચયથી કેળવણીના કેટલાક સંસ્કારો મેં ઝીલેલા અને તેથી એમને મારા ગુરુ લેખતો. તેમણે પણ મને પોતાના 'પટ્ટશિષ્ય' તરીકેનું મહિમાવાન બિરુદ બક્ષેલું. એટલે એમની પાસેથી તાલીમ લઇ જનારાઓમાં હું કાંઈ સર્વશ્રેષ્ઠ નહોતો, પણ એમના શિક્ષણવિષયક પ્રારંભમાં હું એમનો પહેલો સાગરીત હતો. એમની એ પ્રવૃત્તિમાંથી તથા એમના એકંદર જીવનના અવલોકનમાંથી હું વ્યાખ્યાનો વગર પણ તાલીમ મેળવી શકેલો અને કેળવણીની નવી દૃષ્ટિ પ્રાપ્ત કરી શકેલો. તેથી ઉપર ટાંકેલો શ્લોક ઘણીવાર કહેતો.

આવા એ ગિજુભાઈનો માયાળુ સ્નેહાળ સ્વભાવ કદી વિસરાય એમ નથી. અને તેથી પણ ઘણા વધુ અરે પ્રકાશતી એમની જાજ્વલ્યમાન પ્રતિભા તો અંતરની નજરે તર્યા જ કરે છે. એમણે અપાર બળથી ઉચ્ચારેલા નવી કેળવણીના મંત્રોનાં આંદોલનો દેશ આખામાં અત્યારે ગુંજી રહ્યાં છે તે હવે કદી શમવાનાં નથી, કેમકે એ મંત્રના ધ્વનિ અમર છે અને એમનું એ જીવનકાર્ય પણ અમર રહેવાનું. એ સદ્ગત સ્નેહી આત્માને સ્વર્ગમાં સંપૂર્ણ શાન્તિ ઇચ્છું છું.

વિઠ્ઠલરાય ચ. આવસત્થી

# ચિરસ્મરણીય ચિત્રો

આ જગત એક મહાન ચિત્રપટની માફક ચાલી રહ્યું છે. સિનેમાગૃહમાં પ્રેક્ષકોની નજર સામે જેટલી ઝડપથી ચલચિત્ર સર્યા કરે છે તેટલી ઝડપથી આ સંસારપટ સરી રહ્યું છે. સિનેમાચિત્રોમાં મોટા ભાગનાં ક્ષણિક અસર કરનારાં હોય છે, કેટલાંક વધારે વખત યાદ રહે છે અને કોઈક લાંબા સમય સુધી સ્મૃતિપટમાંથી ખસતાં નથી. તેવી જ રીતે કાળભગવાનના આ મહાન સિનેમાગૃહમાં વીજળીવેગે સરકી જતાં માનવચિત્રોમાં મોટા ભાગનાં અલ્પજીવી નીવડે છે અને માત્ર પોતાનાં કુટુંબી, પાડોશી કે ગામ પૂરતાં દષ્ટિગોચર થાય છે. પણ કેટલાંક જીવનચિત્રો પોતાના તેજસ્વી પ્રકાશ અને પ્રેરક વ્યક્તિત્વથી પ્રેક્ષકોનાં હૃદય હરી લે છે અને સ્થળકાળથી પર જઈને હજારો માનવીઓનાં ચિત્ત ઉપર ચિરકાળ સામ્રાજ્ય ભોગવે છે. એવાં વિરલ માનવચિત્રોમાં સદ્‌ગત ગિજુભાઈના ચરિત્રે વિશિષ્ટ સ્થાન મેળવ્યું છે.

વલ્લભીપુરના પ્રાચીન ખંડેરોમાં રખડનારા તોફાની વિદ્યાર્થી, વઢવાણના બાહોશ વકીલ, આફ્રિકાના મિ. બાલોના ચિરસ્તપ્રેમી સ્વાર્ડ, દક્ષિણામૂર્તિના અધ્યાપક, મૉન્ટીસોરીપદ્ધતિના પ્રયોગકાર, બાળઅધ્યાપનમંદિરના આચાર્ય, મૉન્ટીસોરીસંઘના સ્થાપક, બાળસાહિત્યના સર્જક, દક્ષિણામૂર્તિ ત્રૈમાસિક અને 'શિક્ષણ

પત્રિકા'ના તંત્રી, પ્રૌઢશિક્ષણ અને સ્વદેશીના પ્રચારક, વાનરસેનાના સેનાની, કુશળ નટ, શોખીન પ્રવાસી, આદર્શપ્રિય પતિ, પ્રેમળ પિતા, અનેકોના સન્મિત્ર, સલાહકાર અને સદ્‌ગુરુ; ટૂંક જીવન-કાળમાં વિવિધરૂપે પ્રકાશી ગયેલા એવા ગિજુભાઈનાં સ્મરણો આપતાં પાર આવે એમ નથી. ગ્રંથમર્યાદાનો વિચાર કરી અહીં કેટલાંક પુણ્ય સ્મરણો આપી સંતોષ માનીશું.

: ૧ :

સાડા ત્રણનો સુમાર છે જગ જંપી ગયાં છે. પશુપંખી પોઢ્યાં છે. પાછલી રાતની ગુલાબી હવામાં ચાકિસની આંખ પણ સહેજ મળી ગઇ છે. એવે વખતે બાળમંદિરની ગોદમાં આવેલા એ બેઠાઘાટના મકાનમાં દીવો બળે છે. ઘરમાં સૌ ઘસઘસાટ ઊંઘે છે. જાગે છે એક કર્મયોગી. પહોળા ટેબલ પર માસિકો, પુસ્તકો, લખેલા કાગળની થોકડીઓ વગેરે પડ્યાં છે. કલમ વિચારોનો ભાર વહી રહી છે. નીરવ શાંતિ છવાઈ છે. એવામાં બારણે ટકોરા પડ્યા 'ટક્ ટક્ ટક્.' 'કોણ?' ચાલતી કલમે ગિજુભાઈએ પૂછ્યું.

'એ તો હું.'

'કોણ રામભાઇ, જીવનમંદિરનો સમય થઇ ગયો?'

'ના ગિજુભાઇ, હજી તો સાડાત્રણ થયા છે'

'એમ, ત્યારે તો આવો અંદર. આ એક પ્રકરણ પૂરું કરી લઇએ.'

'ક્યારના લખો છો?'

'કલાકેક થયો. જાગી ગયો તે પડ્યો લખવા બેઠો. ચાલો ઉપાડો ગાદી. જો અક્ષર ખરાબ કર્યા છે તો ખબરદાર!'

ફારો એ આંતરવિકાસના સ્વાભાવિક ફળરૂપે હોવાં જોઈએ. ચાની ગરમીથી ઓગળી જાય એવી કાચી આધ્યાત્મિકતા શા કામની ?'

અને પછી ગુરુપત્નીએ ખાસ બનાવેલી કોરી આપતાં ગિજુભાઈએ ગંભીરતા છોડી વિનોદમાં કહ્યું: 'સમઝે છોટે મિયાં, લો હાવાહારી કરો ઔર મૌજ કરો.'

: ૪ :

શણગારમાં માત્ર ગાંધીજીની છબી, બે ફૂલદાની, એક લીલો પડદો: સાદી રંગભૂમિ, સાદો નટવેશ, બાળમંદિરના સ્વાભાવિક નાટ્યપ્રયોગો ચાલી રહ્યા છે. બાળકો, અધ્યાપનમંદિર અને અન્ય મહેરબાનોથી ઓરડો ભરાઈ ગયો છે. મંજીરાના અવાજ સાથે ખર્ર્ર્ર્ પડદો ખેંચાયો.

પીંડી સુધી પહોંચતી લુંગી, કાબરચીતરો કેડકોટ, ભેટમાં દાંડિયા ને દાંતિયાના જમૈયા ખોસ્યા છે. માથે ચટાપટાવાળો સાફો, ચાઉસ વલીમામદ જાનનો વોળાવિયો બનીને જાય છે. ઘૂઘરિયાળા વઢિયારાથી વેલડીઓ ધમકતી આગળ દોડી જાય છે, લાંબો પંથ કરીને થાકેલો ચાઉસ પાછળ પડી ગયો છે, મન તૈયાર છે પણ પગ કહ્યું કરતા નથી. ઘણું સમજાવ્યા પણ પગ ન માન્યા. આખરે ચાઉસે કટાર કાઢી, પગ સામે જોઈને ઉગામી, મનમાં બબડ્યો, 'ઘી ખાયા, ગુડ ખાયા, ઔર હાલે ચલને કયું નહિ.'

નકલ ચાઉસ અસલ રૂપે દેખાયો. પીંડીમાં ચપ્પુની અણી પેસે તે પહેલાં મંજીરાં વાગ્યાં ને પડદો ખેંચાયો: ખર્ર્ર્ર્.

એ જ રીતે મિયાં ફુસકી, બડેમિયાં, દલા તરવાડી, ગુરુચેલા, વહતાઆભા, બાપા કાગડો, મહેતાજીની સેવા, ભગવાન બુદ્ધના મહાભિનિષ્ક્રમણનો મૂક અભિનય, હજારીના 'ગલગોટાનો પ્રસિદ્ધ

રાસ, તાજિયાના યા હુસેન, વગેરે પાત્રો ઘરગથ્થુ વેશપરિધાનથી આબાદ ભજવતા ગિજુભાઈ આજે પણ નજર સમક્ષ તરે છે.

: ૫ :

સાંજનું વ્યાખ્યાન પૂરું થતાં સાહેબનો હુકમ છૂટયો, 'આજે ભંગીકામ, જાઓ ભાઇચંદને કહો સાધનસામગ્રી આપે.'

પા કલાકમાં અધ્યાપનમંદિર અને શિક્ષકમંડળનાં ભાઇબહેનો ટોપલા, તગારાં, પાવડા, સાવરણા લઇને મેદાનમાં એકકતાર થઇ ગયાં. એકબીજાંની સામે જુએ છે, કોણ વધારે કારીગર છે. કમળાબેને સુરતી ઢબે કચ્છો બીડયો, મોંઘીબેને કણબણની માફક ખોળો વાળ્યો. હેમુભાઇએ બેવડું ધોતિયું કરીને ખભે કોદાળી લીધી. હરિહરભાઇએ સાફ કરેલ માથા ઉપર તગારું મૂક્યું. મુકાદમ આવી પહોંચ્યા. તૂટેલાં ચશ્માની દાંડી સરખી કરી, ધોતિયાનો ફાટલો છેડો પાછળ ખોસ્યો, હાથમાં સાવરણો લઇને કહે, 'જુઓ, સાંભળો. આપણો બાપુ છે તે આશ્રમમાં પહેલવહેલા આવનારને ભંગીકામ સોંપે છે. બલભદ્ર મીરની ખોટી મીરાત ઉતારી નાખવાનો એ કીમિયો છે. આપણા મનમાં કુલાભિમાનનો ફાંકો છે, પૈસાનો અથવા ભણતરનો ગર્વ છે, એ બૂરી ચીજ છે. એ જગતના સર્વ જીવો સાથે એકતા સાધવા દેતી નથી. માટે આજે આપણે ભંગી બન્યા છીએ. આ ટેકરી અને ફરતું ચોગાન આપણે આજે સાફ કરવાનું છે. ચાલો એક, દો, તીન......'

એક કલાક સુધી ભંગીકામ ચાલ્યું. સીટી વાગી સૌ ટેકરી ઉપર બાળમંદિરના ચોગાનમાં હાજરી પુરાવવા આવી પહોંચ્યાં. કપડાં અને મોં ધૂળથી ભર્યાં છે. કોઇ ટોપલા પર તો કોઇ તગારા

પર એમ ગિજુભાઇ અને તારાબેન સુદ્ધા હાજરી પુરાવવા હાર-બંધ ઊભા ગ્યા

ધરાર સેક્રેટરી ચદ્રશંકર મગળ પેન્સીલ લઇ હાજર થયા

'બોનો ભાઈ, જલદી કરો '

'હેમશંકર શામજી રાજ્યગોર '

'ગૌરીશંકર કાશીરામ ચાતુર્વેદી '

'નહિ એમ નહિ ઊભા રહો ' ગિજુભાઈ વચ્ચે પડ્યા 'એલા ભચ્યા થઇને બ્રાહ્મણના નામ બોલ છ? શરમાતો નથી? લખો, હેમનો શામલાનો, ગોવલો કેહલાનો પહેલુ બાપનુ ને પછી પોતાનુ સમજ્યા પહેલો આપણો બાપ કે આપણે ? '

હાજરી આગળ ચાલી

'હરિયો પર્ભુણનો, ગમનો નાગનાનો, હમી કવિયાતી '

સૌ મીઠુ મીઠુ મરકે છે ત્યાં ચદ્રશંકર કહે 'ગિજુભાઇ, આપ લખાવો '

'ગિગનો ભગનાનો '

સૌ ખડખડાટ હસી પડ્યાં.

'તારાબેન, આપના પિતાનુ નામ ? ' ચ મ એ પૂછ્યુ

'સદાશિવ ' તારાબેને ગભીરતાથી કહ્યુ.

એટલે ગિજુભાઇ કહે ' લખો, તારકી સીદિયાની '

ફરી અટ્ટહાસ્યથી બાળમદિરનો ફરજો ગાજી ઊઠ્યો

પણ આ વિનોદનુ રહસ્ય સમજાવતાં ગિજુભાઇએ કહ્યુ 'આપણે મજૂરવર્ગથી એટલા દૂર પડી ગયા છીએ કે એના જેવા કામ કરવામા તો હલકાઇ માનીએ છીએ, પણ એના જેવાં નામ બોલવામા પણ નાનમ સમજીએ છીએ. તોછડાં નામમાં શિષ્ટતાનો

ભગ થતો લાગતો હોય તો આપણે એ વર્ગ સાથે ભળી એને સંસ્કારી નામે બોલાવતા થવું જોઇએ એક શિક્ષક તરીકે, શહેરી તરીકે, માનવી તરીકે એ આપણી ફરજ છે શિષ્ટ સમાજના મજૂર-વર્ગ પ્રત્યેના તુચ્છભાવ પ્રત્યે એક મર્મકટાક્ષરૂપે આજની આપણી હાજરી હતી, એમાં રહેલો બોધપાઠ તમે ઘટનો વિનોદ માત્ર ઠગી ગ્રહણ કરજો જાઓ હવે છુટ્ટી સાલાઓ કાલ વખતસર હાજર નથી થયાં તો ચામડાં ફાડી જશે ' કહી સોટી ઓટલા પર પછાડી. મિથ્યાભિમાનની માફક એના બે ટુકડા થઇ ગયા.

: ૬ :

તળાજાથી ગોપનાથ સુધીના વેરાન પ્રદેશમાં પાલવાળાં સાત ગાડાંની હેડ ચાલી જાય છે. સાતે ય ગાડાં નાનામોટાં બાળકો અને સ્ત્રીપુરુષોથી ખીચોખીચ ભરેલાં છે ગીતો ગવાતાં જાય છે, રમતડી રમાતી જાય છે, દુહા બોલાતા જાય છે, દરેક ગાડે જુદો રંગ જામેલો છે. જતા આવતા રબારીભરવાડ જોઇ રહે છે.
'અલ્યા, આ તે ક્યા મલકની જાન હશે?'

'હશે ક્યાંક આઘેગામની'

'પણ છોકરું સિનમ ભર્યું છે!'

'પૂછી જોને કોકને, ખબર તો પડે!'

'ઓલ્યા બે સમસાવાળા વયા આવે એને પૂછીએ' ધોતિયાનો કછોટો માર્યો છે, પહેરણની બાંયો ચડાવી છે, ઉઘાડું માથું ધૂળે ભર્યું છે ચશ્માંના કાચ રજે ઝાંખા થયા છે હાથમાં વગડાઉ સોટી હલાવતા ગિજુભાઇ ઉતાવળા ચાલ્યા જાય છે. પાસેથી પસાર થતાં ભરવાડે પૂછ્યું 'આ જાન ક્યાંની?'

'ભાવનગરની'

'ક્યાં જવાની ?'

'ગોપનાથ'

'ગોપનાથ કોને ઘેર ?'

'મહતને ઘેર'

'તમે તો જાત્રાળુ હશો'

'હવે સમજ્યા જુઓ ગોકળી, આ જાન નથી આ તો ભાવનગરની એક નિશાળનાં છોકરા દેશ જોવા નીકળ્યાં છે'

'હવે વાત સાચી તમે માસ્તર લાગો છો'

'હા'

'મોટા કે નાના ?'

'આસિસ્ટંટ મોટા માસ્તર તો ભાવનગરમાં એ ઊંચા સરખા ને જરાક ભીનેવાન છે ચાલમાથી વરતી કાઢીએ એવા'

'અમારે ક્યાં જાવુ છે તે ઓળખવા'

'આ તો કહી ગયુ છુ કોકવાર ખપ લાગે'

'હા એ તો સાચુ, સધરો સાપે ય કામ લાગે'

'હ્યો ગમ ગમ'

'એ ગમ બાપા'

થોડેક ચાલીને કહે 'આ બગવાડ લોકો બહુ જિજ્ઞાસુ હોય છે એમને બધી વાતનો ફોડ ન પાડીએ ત્યા સુધી નિરાંત ન થાય'

'પણ મોટા માસ્તર તમે છો ને ના કેમ પાડી ?'

'મોટા માસ્તર નાનાભાઈ કહેવાય એવુ પૂછવાનુ એમ હતુ કે તમારી નિશાળનો મોટો ઉપરી કોણ ?'

ગોપનાથ આવ્યુ ઘેઘૂર વડલો દીઠ્યો, જેવી વરવાઈઓ ગાડામાથી કૂદી કૂદીને નાનામોટાં સૌ વરવાઈએ વળગ્યાં

'ગિજુભાઈ, આ લોકોને કહો, સામાન ઉતરાવે પછી હીંચકે.' મનુભાઇએ વિનવણીભર્યા અવાજે કહ્યું.

'હા કહું છું,' કહેતા ગિજુભાઇ દોડીને એક વડવાઇએ વળગ્યા અને હીંચકો ચડાવ્યો. સામાન ઉતારતા હતા તે પણ દોડ્યા ગયા. મનુભાઈ બિચારા જોઈ રહ્યા!

પાંચ મિનિટ હીંચકી ગિજુભાઈ લુબકો ખાઇને નીચે પડ્યા. હુકમ છોડ્યો, 'ચાલો ખલાસ. સામાન ઉઠાવો. એક, દો, તીન.' સૌ ટપોટપ નીચે પડ્યા અને સામાન ઉઠાવવા લાગ્યા. મનુભાઇ પાસે જઇને ગિજુભાઈએ કહ્યું, 'જુઓ મનુભાઇ, આ વડલા એવા છે કે જોતાંવેંત હીંચકવાનું મન થઇ જાય. છેક ભાવનગરથી આપણે એ માટે આવ્યા છીએ. પાંચ મિનિટમાં મનનો ને શરીરનો થાક ઊતરી ગયો. હવે બમણો સામાન ઉપાડશે ને બીજું કહેશો તે કામ હોંશથી કરશે. પ્રવાસમાં હમેશાં આ વાત ધ્યાનમાં રાખજો. આનંદને ભોગે કામ કરે એવા તમારા જેવા સેવાભાવી કોઇક જ હોય છે.'

: ૭ :

'ગિજુભાઈ, નાનાભાઇ પકડાઈ ગયા છે. હવે આપે વીરમગામ આવી તેમની જગ્યા સભાળવી પડશે.'

'તાલુકાની સરદારી લેવાનું આપણું કામ નહિ. લડાઇમાં આવવું છે એ નક્કી પણ આપણે તો લડતના મેદાનમાં ય બાળકો પહેલાં. આપણા બાપુની લડાઇમાં નાનાં છોકરાં પણ ભાગ લઇ શકે છે. મોટા સરદાર થઇને પાંચ ભાષણ કરી પકડાઇ જવું ને પછી જેલમાં બેસી આરામ કરવો એ આપણું કામ નહિ.

આસનોને ચીંથરાંની રંગીન કિનારોથી કળામય બનાવ્યાં છે. માટીની ભીંતિને વાદળી રંગના પટ્ટાથી સુશોભિત બનાવી છે. હેમુભાઇએ પોતાની પીંછીથી સસલાં ખિસકોલીનાં ચિત્રો દોરી સોનામાં સુગંધ મેળવી છે. આંગણામાં રમતનાં સાધનો ને બગીચો હાથે બનાવેલો છે, વઢવાણમાં તૈયાર થયેલાં સાધનો ત્યાંના કેળવણીમંડળે વાપરવા આપ્યાં છે. નાસ્તા સાથે માસિક પચીસ રૂપિયાના ખર્ચથી આ બાળમંદિર ચાલવાનું છે. મોન્ટીસોરીપદ્ધતિને ખર્ચાળ કહેનારને આ બાળમંદિર જોઈ જવા હું આહ્વાન કરું છું.* અહીં હાજર રહેલાં અધ્યાપન-મંદિરનાં બહેનોને એમાંથી બોધપાઠ લેવા કહું છું. મેડમ મોન્ટીસોરીએ આવા મજૂરવર્ગના બાળકોથી જ શરૂઆત કરેલી હતી આવાં બાળમંદિરો જ આપણા જેવા ગરીબ દેશમાં રાષ્ટ્રવ્યાપી થઈ શકે. '

રાતે હરિજન વાસમાં સભા થઇ. ગિજુભાઇને બે શબ્દ બોલવા વિનતિ કરી તો કહે, ' મારે તો ભજન સાંભળવા છે. આપણે બુદ્ધિશાળી લોકો આપણી બુદ્ધિના ચળકાટથી જ્યાં ત્યાં આગેવાની લઇ બીજાથી ચડિયાતા દેખાઇએ છીએ. પણ આ લોકો કેટલીક-વાર ગુણમાં ચડિયાતા હોય છે. ભજનમાં તરબોળ બની હૃદયના જે ભાવો એ વ્યક્ત કરે છે એ અમૂલ્ય હોય છે. અધ્યાપનમંદિરનાં બહેનો સાંભળે તેમ આટલી વાત કરી ભજન શરૂ કરાવ્યાં. એકતારો ને મંજીરાં સાથે ભજન શરૂ થયાં ત્રણસો જેટલાં હરિજન ભાઇ-બહેનો વચ્ચે નીચા ઢળેલા નેણે ભક્તિરસમાં લીન બની મોડી રાત સુધી ગિજુભાઇએ ભજન સાંભળ્યા કર્યાં. *

આશ્રમમાંથી વિદાય લેતા બાળકો વચ્ચે બેસી ફોટો પડાવ્યો.

---

* આજે પણ એ બાળમંદિર એટલી જ સાદાઇથી વધારે સમૃદ્ધ બની શાસ્ત્રીય રીતે ચાલી રહ્યું છે.

છોકરાંઓ સાથે ગીત ગાયાં. જતાં જતાં કહ્યું, 'સાત સાત ઘોડાગાડીઓમાં તમે મને ફેરવ્યો, રાજ્યનો મહેમાન બનાવ્યો, મહાજને બહેનોને સાચવી, શિક્ષણપ્રેમીઓએ પ્રેમથી નવાજ્યો, એ બધું કદાચ વિસરી જઈશ; પણ ગઈ કાલ રાતનાં ભજન અને આ બાળકોએ નિસ્વાર્થભાવે કરેલી અમારી સૌની મહેમાનગતિ કદી નહિ ભૂલું.'

: ૯ :

અજવાળીગતે દોઢસો જેટલાં ભાઈબહેનો એક કુંડાળામાં ગોઠવાઈને બેઠાં છે. આગળ રાંગોળી પૂરી છે, કેળનાં પાનમાં ભાતભાતની વાનીઓ પીરસી છે. ભોજન શરૂ કરતાં પહેલાં ગિજુભાઈ બોલ્યાઃ 'બાળમંદિરના ઈતિહાસમાં આજનો દિવસ યાદગાર ગણાશે. આજે હું પોતે ધન્યતા અનુભવું છું. આટલાં બધાં ભાઈબહેનો, જેમાં કેટલાંક ચુસ્ત સનાતની વાતાવરણમાં ઊછરેલાં છો, તે સૌ અત્યંત પ્રેમપૂર્વક હરિજન બાળકો સાથે બેસી ભોજન લ્યો છો, એટલું જ નહિ એમનું સ્વાગત કરવામાં ગૌરવ માનો છો એ મારે માટે આનંદનો વિષય છે. આપણે સૌ પોરબંદર ગયાં ત્યારે આ બાળકોએ આપણે માટે ઊનાં પાણી કર્યાં હતાં, કપડાં ધોવા પાણી ભર્યાં હતાં, સામાન ઉપાડ્યો હતો, પોતાનાં મીઠાં ગીત, દુહા વગેરેથી આપણું મનોરંજન કર્યું હતું, આજે આપણે તેમનું ઋણ ફેડીએ છીએ.

'પણ એથી વિશેષ તો આપણા બાપદાદાઓએ જેમને તિરસ્કૃત ગણી દૂર રાખ્યા તેમને સ્વજન ગણી પ્રાયશ્ચિત કરીએ છીએ. આપણા બાપુ આ દૃશ્ય જુએ તો એની છાતી ગજ ગજ ફૂલે. ચાલો હવે બધાં બાળકોને અક્ષતકંકુ લગાવો પછી ભોજન શરૂ કરીએ.'

બીજે દિવસે ૧૩૧ રૂપિયાનો થાળ એ જ ભાઈબહેનો પાસેથી ઉઘરાવી ગિજુભાઈએ બાળકોને ચરણે ધરતાં કહ્યું, 'આ અમારી ફૂલપાંદડી સ્વીકારો. બધાં બાળકો મારે મન દેવ સમાન છે; પણ હરિજન બાળકો વિશેષરૂપે છે.' અધ્યાપનમંદિરનાં લગભગ સવાસો ભાઈબહેનોને તે દિવસે ઉત્કૃષ્ટ માનવતાનો એક અણમૂલો પાઠ મળ્યો.

: ૧૦ :

ભાવનગરથી ત્રણેક માઇલ દૂર આવેલ વિક્ટોરિયા પાર્કને દરવાજે, આજથી ચાર વર્ષ પહેલાં મધરાતે માનવીનો અવરજવર ભાગ્યે જ થતો. એ સ્થળે મધરાત વીત્યા પછી ત્રણ જણા રસ્તા વચ્ચે બેઠા હતા. ત્રણેની મુખમુદ્રા ગંભીર હતી. ગહન વિચારમાં ત્રણે ડૂબેલા હતા. ચંદ્રનો પ્રકાશ તેમના મુખ પરની ખિન્નતા દૂર કરી શકતો ન હતો. ગિજુભાઈ ધીમા અવાજે બોલતા હતા, 'એક-બીજાના સ્નેહમાં ઘેલાં થયેલાં જુવાનીઆં મેં અનેક જોયાં છે. તેમનું ઘેન ઉતારવાના મેં અનેકવેળા પ્રયાસ કર્યા છે. પણ જ્યારે એ લોકો એકબીજા પ્રત્યેના મોહને માટે 'પ્રેમ' શબ્દ વાપરે છે અને એના ફરતી નૈતિક જાળ રચે છે ત્યારે મને ભારે અકળામણ થાય છે. ખરું પૂછો તો મને આ સ્નેહલગ્નની થીઅરી સમજાતી નથી. 'રાજાને ગમી તે રાણી ને છાણાં વીણતી આણી' એ વાત ગળે ઊતરે છે. પણ સ્નેહલગ્ન જ સુખી નીવડે અને માબાપ કે વડીલ પરણાવે તો માથે દુઃખના ડુંગર ઊગે એ વાત ગળે ઊતરતી નથી. કેટલીક વાર તો એથી ઊલટું બને છે, અને પછી ચોરની મા કોઠીમાં મોઢું નાખીને રૂએ છે. કેમ શંકરભાઈ, તમને શું લાગે છે?'

'કેટલાય કિસ્સાઓમાં એવું બને છે.'

પોતાના વિશાળ અનુભવ ઉપરાંત મહાભારત, ધર્મનીતિ વગેરે-માંથી દૃષ્ટાંતો આપીને સમજાવવા લાગ્યા. ઉદા૦ એક વાર્તા કહી:

"એક મોટા જંગલમાં એક મોટો વડ હતો. એમાં એક મોટો ગરુડ રહે. ગરુડરાજનું એકાકી જીવન ઉન્નત અને સુખી હતું. એમાં એક દિવસ વડલા પાસેથી એક સમળી ઊડતી દીઠી. ચપળ સમળી નજરમાંથી પસાર થઈ. ગરુડને મનમાં થયું, 'આ સમળી નીચે ઊતરી આવે તો કેવું સારું!' અને એક ચક્કર લગાવી સમળી નીચે ઊતરી આવી. ગરુડના મનમાં થયું, 'આ સમળી મારી સાથે વાત કરે તો કેવું સારું!' અને જોતજોતામાં સમળી પાસે આવીને બોલી:

'ગરુડરાજ, મારે એક ખાસ વાત કરવાની છે.'

'ખુશીથી.' કહેતા ગરુડરાજ મલક્યા. મનમાં થયું, લગ્ન સંબંધી જ કંઈક વાત હશે. અને સમળીએ કહ્યું, 'આપ મારી સાથે લગ્ન કરશો?'

'નહિ, કદાપિ નહિ.' ગરુડરાજે ડોક ઊંચી કરી, આંખ પહોળી કરી કહ્યું, 'એ કેમ બને? મારો ખોરાક ભારે છે. એ મેળવવા મારે રાતદિવસ ફરવું પડે છે.'

'એ તો હું લાવી આપીશ.'

'તો ખુશીથી, કબૂલ છે.'

બંને પક્ષીઓએ ગાંધર્વવિધિથી વિવાહ કર્યા.

પ્રથમ દિવસે સમળીએ એક ઢેલ ભારે ખોરાક આરોગી ગરુડરાજ પોઢી ગયા. વાહ, કેવી સુખની નિદ્રા! પણ બીજે દિવસ થયો. સૂર્યો-દય થતાં સમળી ફરવા ચાલી. ગરુડરાજ બપોરે ખોરાકની રાહ જુએ છે. સાંજ પડી પણ સમળી આવી નહિ. રાત પડવા આવી ત્યારે રાણીજી પધાર્યાં. ગરુડે સહેજ ઊંચે અવાજે પૂછ્યું, 'કેમ મોડું?'

'ન થાય મોડું ? તમારે ઠીક બેઠાં બેઠાં રાહ જોવી. મારે મારું ય પેટ છે ને '

'પણ મારે માટે કશું નથી લાવ્યાં ?' દબાતે અવાજે ગરુડજી બોલ્યા.

'આ શું છે ? દેખતાં નથી એક દિ'માં આંધળા થઇ ગયા ?'

'ક્યાં છે ?' ગરુડે તીક્ષ્ણ નજર ફેંકી. સમળીની ચાંચમાં એક નાનીશી ઉંદરડી હતી 'અરેરે ! આમાં મારું પેટ નહિ ભરાય !' એમ બોલી ઉમેર્યું, 'તમે મને શું વચન આપેલું ?'

'એટલે શું આખી જિંદગી મારે તમારું પેટ ભર્યા કરવાનું ? ઘેલા થયા કઇ, કાલથી તમારે મારે માટે પણ ખોરાક લાવવો પડશે, સમજ્યા '

ગરુડે ઊંડો નિસાસો મૂકયો અને ગતાગત પાંખ પસારી ખોરાક માટે પ્રયાણ કર્યું ...

'કોઈ અનુભવીએ જોડેલી આ સ્નેહલગ્નની કથા છે. ભાવિ કલ્પનાસૃષ્ટિ કેટલી ક્ષણભંગુર છે તેનો આમાં તાદૃશ ચિતાર છે પણ તમારા માયામાં વળગેલા જીવને છોડાવવાની શક્તિ મારી જેવા સંસારી જીવમાં નથી એ તો બાપુ જેવા જડીબુટ્ટીવાળાનું કામ '

'દોઢ વાગ્યો ગિજુભાઈ.' શંકરભાઈએ કહ્યું.

'ચાલો ઊઠીએ '

ત્રણે જણ ભારે હૈયે પાછા ફર્યા

: ૧૧ :

હરિપુરા મહાસભામાં એક ખાદીની કોટડીમાં ગિજુભાઇ પોતાના રસાલા સાથે ઊતર્યા હતા. એક ભાઈએ પૂછ્યું:

'ગિજુભાઇ, તમે પ્રતિનિધિ નથી ?'

'અરે ભાઈ, અમને કોણ પ્રતિનિધિ ચૂટે ? આ નગારાં વાગે ત્યા અમારી તૂતીનો અવાજ કોણ સાંભળે ?'

'કેમ મહાસભાની લડતમા કેળવણીકારોને સ્થાન નથી ?'

'છે પણ એને માટે પ્રતિનિધિ થવાની જરૂર નથી અમે તો લડાઇ ઊપડશે એટલે આને પાછી વાનરસેના કરશુ એકડી ને હલ્લો મચાવશુ અને સ્વરાજ મળશે એટલે પ્રૌઢશિક્ષણનો ઝડો ઉપાડશુ માબાપો સમજણાં થશે તો બાળકોને સાચવશે ને બાળમંદિર મોકલશે. પછી બાળકો ભવિષ્યના માબાપ થશે એટલે આપણે આ દુનિયામાથી વિદાય થશુ '

: ૧૨ :

શરીરમાં તાવ ભર્યો છે, ભાઇબ્હેનો સેવાચાકરી કરે છે, વચ્ચે વચ્ચે ગિજુભાઈ વિનોદવાર્તા કરી રહ્યા છે, ત્યાં બહારથી અવાજ આવ્યો

'ગિજુભાઈ છે કે ?'

'કોણ ગમભાઇ લાગે છે બોલાવો અદર '

'કેમ ગિજુભાઇ, તાવ આ યો છે ?'

'અરે તાવ શુ આવશે ? આ બધાએ બેસા થઇ નકામો સુવાડી રાખ્યો છે હવે જાઓ અસ્યા ' ઓઢવાનું ખમેડી બેઠા થયા

'સઇ રહોને ગિજુભાઇ '

'સૂવાનું તો પછી કાયમ છે જ ને. બોલો શું કામે આવ્યા છો, વાત કરો '

'ક ને બાપુજી આવે છે ગાન્તના કે એજન્સીના વસનુની કઈ ખાસ ખબર પડતી નથી સ્ટેશન પર માણસો જમણે

આપણે વ્યવસ્થા રાખવી પડશે. સ્વયસેવક તરીકે જેલનું જોખમ ખેડીને કામ કરે તેવા જુવાનો અમારી પાસે નથી. એટલે આપની પાસે આવ્યા છીએ.'

રાજ્યની હદમાં, ગજ્યની મીઠી નજરથી ચાલતા અધ્યાપન-મંદિરના આચાર્ય ઘડીભર આખ વીંચી ગયા. ક્ષણવારમા વિચાર કરી લીધો. 'ઠીક છે. બાપુ લડવા આવતા નથી. એ તો શાંતિ સ્થાપવા આવે છે. સ્ટેશન પર શાંતિ અને વ્યવસ્થા જાળવવાના કામમાં મદદ કરવાની અમારી પણ ફરજ છે. આમાથી સારા અખાડીઅન જેવા છે તેને સ્ટેશને મોકલીશ. અને...' ખિસ્સામાથી એક ફૂલ કાઢીને કહે, 'આવુ ફૂલ જેમની પાસે હોય તે આપણા વિદ્યાર્થી છે એમ સમજી લેજો '

'બસ થયું, હવે આપ સૂઈ જાઓ, અમે જશુ '

'નહિ બેસો. આજ બાડેમિયાં બહોત આનદ મે હે. ચયો પ્રાર્થના મે.' પ્રાર્થનામાં આવીને બેઠા એક વાર્તા કરાવી. વાર્તા પૂરી થઈ ત્યાં સુધી બેઠા.

'હવે ઊઠો ગિજુભાઈ, આપ સૂઈ જાઓ '

'અરે બૈઠને દો યાર. બહોત દિન કે પિછુ ડોસેમિયા કી ભેટ હુઈ હે '

'તો સૂતાં સૂતાં વાત કરીએ સવાથી શાતિ રહેશે.'

'શાંતિ કી બાત છોડો બડેમિયા કો શાંતિ કબ મે' મિલેગી.'

અને એ છેલ્લુ વાકય ક્રૂર રીતે ખરુ પડયુ. રાજકોટ છોડયા પછી ફરી કદી ગિજુભાઈનો મેળાપ થયો નહિ, અને એક મહિના બાદ ગિજૂભાઈએ કાયમની શાતિ અર્થે મોઢ તાણી!

ગમનાગયણ ના. પાઠક

# શ્રદ્ધાંજલિ

ગુજરાતમાં સૌથી પહેલાં શ્રી વસો નવી ગુજરાતી શાળામાં મૉન્ટીસોરીપદ્ધતિ દાખલ કરવામાં આવી. આ શાળા ૧૯૧૫માં સ્થપાઈ છે અને આજે પણ સંગીન પાયા પર ચાલે છે તે જ પ્રમાણે આ પદ્ધતિ વિશે રીતસર વિવેચન કરી તેમ જ ચિત્રો વગેરે આપી તે સંબંધી સ્પષ્ટ ખ્યાલ ગુજરાતી ભાષાના જાણકારોને સૌથી પહેલો શ્રી છોટાલાલ બા. પુરાણીએ એમના "મૉન્ટીસોરી શિક્ષણ-પદ્ધતિ (સચિત્ર)" એ પુસ્તકમાં આપ્યો. આ પુસ્તક ૧૯૧૭માં પ્રસિદ્ધ થયું છે. એનો પરિચય વિદ્વાન કેળવણીકાર શ્રી પિનાકીપ્રસાદ દેસાઈએ કરાવ્યો છે. શ્રી. દેસાઈ ફ્રોબેલના અભ્યાસી હતા, છતાં તેઓ મૉન્ટીસોરીના લક્ષણોને સચોટતાથી સ્પર્શી શક્યા છે. આ પુસ્તકમાં કિન્ડરગાર્ટન અને મૉન્ટીસોરીપદ્ધતિની તુલના પણ સ્પષ્ટ રીતે કરવામાં આવી છે. આમ છતાં આ પુસ્તક જોઈએ તેટલું જાણીતું શાથી નથી? એનો એક જ જવાબ હોઈ શકે કે આ પુસ્તક અંગ્રેજી પુસ્તકોના આધારે રચાઈ બહાર પડ્યું ત્યારે બાળકેળવણીમાં બહુ ઓછો રસ લેવામાં આવતો હતો. લેખક તે વખતે રાજ્યની નોકરીમાં હતા. નવા અખતરા કરવા તેમને અનુકૂળતા નહોતી. એમના પુસ્તકમાં જણાવેલા વિચારો પાછળ જાતઅનુભવ તેમ જ તજ્જન્ય નિષ્ઠાનો ગુરમો નહોતો.

શ્રી ગિજુભાઈને આ જ અરસામાં મૉન્ટીસોરીપદ્ધતિનો પરિચય થયો. એમણે Montessori Mother નામે પુસ્તક વાંચ્યું અને એનું એમને એવું બળવાન આકર્ષણ થયું કે એ વકીલ મટી શિક્ષક બન્યા, કહો કે એ મૉન્ટીસોરીપદ્ધતિના અભ્યાસી બની એ પદ્ધતિના શ્રદ્ધાવાન પ્રચારક ને સાચા વકીલ બન્યા. એમણે સમસ્ત ગૂજરાતી જનતાને મૉન્ટીસોરીનો પયગામ પહોંચાડયો આ એમની ગૂજરાતની વિરલ અને કીમતી સેવા છે એનું મૂળ તપાસીએ તો જણાશે કે ગિજુભાઈમા શ્રદ્ધા હતી, ઉદ્યોગ હતો, નિશ્ચાભર્યો અભ્યાસ હતો અને છેવટ ભારે બુદ્ધિ હતી આ આ બધા ગુણોનો આવિષ્કાર જોઈને જ મુ નાનાભાઈએ ગિજુભાઈ સબધી કહેલુ કે "I baptize the people with water, but he will baptize them with life"

ગિજુભાઈએ સિદ્ધ કરેલા કાર્યો જોતાં એમની મેધા ઉચ્ચ પ્રતિની કહેવાય. કોઈ માનસશાસ્ત્રી બુદ્ધિમાપનની રીતે એમનો I Q. ( Intelligence Quotient ) કાઢત તો તે ઘણો ભારે આવત એને જ આપણે ઉચ્ચ પ્રકારની હૈયાઉકલત કહીએ વડોદરામા સાધારણ વાતચીતમાં સ્વ ગિજુભાઈએ કહેલુ કે એમણે મૉન્ટીસોરીપદ્ધતિ સબધી પુસ્તકો વાચવા માડયા ને એ કેળવણીના ક્ષેત્રમા પડયા કે તરત જ કામ કરતા કરતા જે જે પ્રશ્નો ઊભા થયા તેનું નિરાકરણ આપોઆપ હૈયાઉકલતથી થતુ ગયુ આવી હૈયાઉકલત અસાધારણ કહેવાય આ પદ્ધતિના મૂળ સ્થાપક પાસે પરદેશ જઈ અભ્યાસ કરી આવેલી વ્યક્તિઓનો લેખકને આછો પરિચય છે, પણ મૉન્ટીસોરીપદ્ધતિનું જેવુ સુરેખ દર્શન ગિજુભાઈના લેખોમાં થાય છે અને એમની સાથેના પરિચયમાં

થતુ, તેવુ અન્ય સ્થળે થયું નથી. છતાં ગિજુભાઇ અહીં દેશમાં રહીને જ ફક્ત પુસ્તકોનો ઊંડો અભ્યાસ અને તે પરથી વૈજ્ઞાનિક દૃષ્ટિથી પ્રયોગો કરીને આ બધુ સાધી શક્યા કોઈ એમ કહેશે કે એમને દક્ષિણામૂર્તિ જેવી સસ્થા મળી, અખતરાઓ કરવા તક મળી, પોતાના વિચારો સપ્રયોગ વ્યક્ત કરવા અનુકૂળતા મળી એટલે આ સર્વ કાઇ એમનાથી થઇ શક્યુ, તેમ છતા ન્યાયપૂર્વક વિચારતા જણાશે કે આ સર્વ કાંઇ એમની એકધારી ઉપાસના અને હૈયાઉકલતથી જ શક્ય બન્યુ છે. એમનામાં એવુ સત્ત્વ હતું કે જેના આવિર્ભાવથી ગૂજરાતે તેમ જ કંઈક અશે હિ દે એમને દેશના જ્યોતિર્ધર તરીકે સ્વીકાર્યા એમના કાર્યની ખરી કિંમત તો હજુ હવે થવાની છે અને થતી જાય છે. દુર્ભાગ્ય ગૂજરાતનું કે ગૂજરાતના કેળવણીક્ષેત્રમાં કામ કરનારાઓને એમના કાર્યની કિંમત ઘણી મોડી સમજાઇ ન સમજાઇ એટલામાં તો એ સ્વર્ગે સિધાવ્યા આ વસ્તુ મોડી સમજાવામાં જે કઇ દોષ હોય તે આપણો છે, આપણી જડતા, પ્રાચીનપથીપણુ, નવી વસ્તુ જોવા-જાણવાની ઉદાસીનતા અને પગલે પગલે લાભાલાભ જોવાની અણુધ લોભવૃત્તિ, એ જ આપણી પ્રગતિને અતરાયરૂપ છે.

આપણને જે કાંઈ કાંઈ મોન્ટીસોરીપદ્ધતિનો પરિચય થયો છે, સાચી કેળવણીનું, સ્વતત્રતાની તાલીમનું અને જીવન વિગેની દૃષ્ટિનું જે કંઇ દર્શન થયુ છે તે ગિજુભાઈના પ્રતાપી અને બળવાન વ્યક્તિત્વને લીધે જ થઇ શક્યુ છે. એમણે એક સાથે બાળમદિર ચલાવ્યું, અધ્યાપનમદિર ચનાવ્યુ, શિક્ષણ પત્રિકા કાઢી, વસત બાળશિક્ષણ પ્રચારમાળા પ્રસિદ્ધ કરી, પ્રચારાર્થે પ્રવાસો કર્યા, અને પદ્ધતિના અખતરા કરી તેનું નવનીત શિક્ષણશાસ્ત્રનાં

પુસ્તકોદ્વારા ગૂજરાતની જનતાને પીરસ્યું. આવો કામનો બોજો બીજું કોઈ ભાગ્યેજ ઉઠાવી શકશે. આમાં પણ એમની કાર્ય કરવાની ત્વરિત ગતિ, ઊઠતા પ્રશ્નોનો સત્વર નિકાલ અને સહકાર્યકર્તાઓ ઉપરનો વિશ્વાસ આ બધું એને જ આભારી છે.

ગિજુભાઈની કાર્યસિદ્ધિનું ખાસ કારણ એ છે કે એમની સંસ્થાના કાર્યવાહકોથી માંડીને એક નાનામાં નાના ગામડાના શિક્ષકોને પણ એમને લાધેલા સત્યની એ પ્રતીતિ કરાવી શકતા હતા, અને તે ઉપરાંત આ વસ્તુ વિશે ઉત્સાહ રેડી શકતા હતા. એમનો ઉત્સાહ ચેપી હતો. એમની પાસે શીખવા–જોવા આવનાર સૌ કોઈ એમની પાસેથી પ્રેરણા મેળવી શકતા.

ગિજુભાઈના એમના વિદ્યાર્થીઓ પ્રત્યેના પ્રેમનું દર્શન લેખકને વડોદરામાં થયું છે. દિવસભર અનેક કાર્યક્રમો યોજાયેલા અને એમણે શ્રમ લઈ ઉત્સાહથી પાર પાડેલા. ત્યારપછી રાત્રે એમના માનમાં તારકેશ્વરમાં મોટી મિજબાની રખાયેલી. એ સમયે એમની પ્રકૃતિ તો ઠીકઠીક જ હતી. તે દિવસે ખૂબ થાકી ગયેલા છતાં એમના એક વિદ્યાર્થીની વિનંતિથી તેને ઘેર રાત્રે મોડા તેઓ ગયા અને તેનું સ્વાગત સ્વીકાર્યું. એમના વિદ્યાર્થીઓનો પણ એમના ઉપર એટલો જ ઉચ્ચ કૃતજ્ઞતાપૂર્વકનો ભાવ જોવામાં આવ્યો છે.

હવે એવો પ્રશ્ન થશે કે જીવનની આ કલ્યાણકારી દૃષ્ટિ એમને શી રીતે પ્રાપ્ત થઈ? બાળકોના અને શિક્ષકોના હિત માટે મરી ફીટવાની તમન્ના એમનામાં ક્યાંથી આવન થઈ? એનો ઉત્તર આપણને એમના 'ધર્માત્માઓનાં ચરિતો,' 'પ્રાસંગિક મનન,' અને 'શાંત પળોમાં' એ પુસ્તકોના વાચનમાંથી મળી રહેશે. જેનામાં સાચી ધાર્મિકતા છે, પરમાત્મામાં શ્રદ્ધા છે, અને જે તેના અશ-

૩૫ આત્માની સર્વશક્તિઓના પૂર્ણ વિકાસમાં માને છે એ જ ગિજુભાઈના કેળવણી વિષયક વિચારો યથાર્થ સમજી શકશે અને ગિજુભાઈને સાચી રીતે ઓળખી શકશે. ગિજુભાઈના સૌરભભર્યા જીવનનું મૂળ સાચી ઊંડી ધાર્મિકતામાં હતું. એમને આત્મદર્શનની ભૂખ હતી એટલું તો એમના અલ્પ પરિચય ઉપરથી પણ લેખકને જણાયું છે. જો ગિજુભાઈના વિદ્યાર્થીઓ એમના સહવાસના પ્રસંગો અવલોકશે અને એમનાં પુસ્તકોનો ઊંડો અભ્યાસ કરશે તો સાચી ધાર્મિકતાનાં દર્શન એમને સ્થળે સ્થળે થશે. એ જ એમના જીવનની ચાવી છે, એ જ બાળકો પરના એમના પ્રેમનું મૂળ છે, અને એમાં જ ઐહિક જીવનને ન્યોછાવર કરી દેવાની શક્તિ રહેલી છે.

વિષ્ણુભાઈ મજમુદાર

# ગિજુભાઇના ગુલશનમાં એક દાયકો
## ઈ. સ. ૧૯૨૯ થી ૧૯૪૦

**પ્રથમ મિલન**

ઇ સ ૧૯૨૯ની ઊતરતી વસંતની ખુશનુમા સવારે દ મૂ બાળમંદિરની નાનકડી ફૂલવાડીમાં એકવડિયા બાંધાનો વાંકડિયા જુલ્ફાવાળો વનમાળી મોગરાના ફૂલો વીણી રહ્યો હતો. પાલણપુરના સુવર્ણ ચંપાનો હાર મે એમના ચરણોમાં ધર્યો પોતાના હાથે વીણેલા મોગરાના તાજા ફૂલો મને વળતાં ભેટ આપ્યાં. બન્નેનો પ્રથમ આત્મા મિલને આનંદ પામ્યો.

**અલગારી રંગદર્શન પરિચયની શરૂઆત**

"કેમ નવાબસાહેબ હજામત આવડે છે કે ?"

"મારી પોતાની હજામત આવડે છે"

'બહોત અચ્છા જાઓ નાહીધોઈ ફ્રવારી તારામેનને મળી ટેકરી ઉપર આવો.'

**જીવનભર યાદ રહે તેવુ બાદશાહી કામ**

'આ બાલમંદિરના બારણા ઘસી ઘસીને સાફ કરો બાળકોના ચંપલ-બુટ ગોઠવી નાખો બાળકો શૌચ જાય તેની નોંધ રાખો, તેમની માફ્રસરીમાં મદદ કરો અને બાલમંદિર પૂરુ થયે મારા ચંપલ સંધાવી લાવજે'

સાંજ સુધીમાં ચારે કામ પતાવી નમતી સાંજે કલામંદિરના ચોકમાં બીજા દિવસના કામની માગણી કરી. આતુર નયને મારી સામે જોઇ રહ્યા. "બહોત ખુશ લંબી નાક" કહી મારી પીઠ થાબડી અને મૃદુ હાસ્યનાં ફૂલો વેર્યાં. "તારાબેન, આ નવાબી વછેરાને આજ લગામ ચડાવી દીધી છે. આવતી કાલે સવારે સાત વાગે નાહી પરવારી મારી ટપાલ લખવા તૈયાર રહેજો. આજથી તારાબેનના મંત્રી તરીકે ચાર્જ સંભાળી લ્યો. નવા આવનાર વિદ્યાર્થીઓની ખાતર બરદાસ્ત કરજો."

તારાબેન કહેઃ "ઉમિયાશંકર શરૂઆતની કસોટીમાં પાર ઊતરજો."

"વાંધો નહિ તારાબેન, હું ચોક્કસ ધ્યેયથી દક્ષિણામૂર્તિમાં આવ્યો છું. મારું મનોબળ મક્કમ છે."

### બાળઅધ્યાપન મંદિર

ગુજરાતના પાટનગર અમદાવાદથી મણીબેન–મેરીબેન આવ્યાં. ચારૂતરની હરિયાળી ભૂમીમાંથી દાસભાઈ આવ્યા. અલબેલી સુરતના વસંતભાઈ આવ્યા. વડીઆરથી ત્રિવેણીબેન આવ્યાં. અને નાઘેરની વનરાઇઓમાંથી અંબાશંકર આવ્યા. નાનકડી મિત્રમંડળી જામી.

### જીવનનું ઘડતર

સો ટચના સોનાં જેવાં ગિજુભાઈનાં વ્યાખ્યાનોની હૂંફથી જીવનનાં પાસેપાસાં રંગાવા લાગ્યાં. સાચા જીવનનું ઘડતર પ્રાણવાન ઘડવૈયાના હાથે શરૂ થયું. બાળમંદિરની નોંધ, બાળમંદિર દૈનિક, બાળમંદિર માસિક, જીવનમંદિર, પ્રવાસ, વાર્તાકથન, બાળમંદિરની કામગીરી, પ્રાગ શાળાઓનો પરિચય, મૉન્ટીસોરીસાધનોનો શાસ્ત્રીય ઉપયોગ અને રચના અને જૂનાં-નવાં બાળકોનું

સમેલન, બાળસાહિત્યના લેખકોનુ મિલન, બાળસાહિત્ય પ્રદર્શન જુગતરામભાઇ દવે અને નરહરીભાઈ પરીખના પ્રમુખ સ્થાને ઉજવાયા. એ ઉત્સવની રંગરેખામા બાળમદિરના ચોગાનના દાંડિયા-રાસ, નાટ્યપ્રયોગો, પ્રહસનો જીવનના અનુપમ સભારણારૂપે હજુ સ્મરે છે. એ વખતે ઘડીભર જરૂર લાગતુ કે સ્વર્ગ અહીં છે, અહીં છે. પ્રચલિત સમાજજીવન કરતા દિવ્યાનદ, રસજીવન, મૈત્રી-કૌટુંબિક ભાવનાથી તરબતર દક્ષિણામૂર્તિનુ જીવન આનદભર્યું હતું, અમૃતભર્યું હતું.

**બા.મંદિરના મિત્રો સાથે આનંદ અધ્યાપકોનું ઉદાર રાજની હૃદય**

અઠવાડિયા સુધી મૂશળધાર વરસાદ વરસ્યો. ગૌરીશકર સરોવર પાણીથી છલોછલ ભરાયુ. મિત્રોની મડળી ચાદની રાતે નાહવા નીકળી ગિજુભાઈ પણ સાથે હતા બાહોશ દાસભાઇનો આરસ-પ્રતિમાના કઠેડા ઉપરથી નીચે ધોબી તળાવમા અગદ કૂદકો ચાદનીનો આનદ, નિર્મળ ગત્રિ, અખડ વહેતું કુદરતનું સગીત, વિદ્યાર્થીઓ સાથે સહજીવન વહેતા ગિજુભાઇને જોઇ તે વખતે અનુભવ થયો કે આ તે અમારા અધ્યાપક કે મિત્ર ?

**મસ્તાન દાસભાઇ યાને દાસવાને દામભાઈ-ઉર્ફે દાસભાઇની યશગાથા : વિદ્યાર્થી આ મંદિર**

દૂર છતા નજીક દરિયાલાલની સમીર-લહરીઓથી આખની પાપણો ઘેરાતી હતી અમારો ધોબી અઠવાડિક કપડા લેવા આવે છે બારણામા દાસભાઇ ઊભા હતા. "દાસભાઇ મેલા કપડાં આપો"

"આ અમારા જોઈને ધોવા લઈ જાઓ ગિજુભાઇને ખૂબ વહાલો થાય છે માટે."

"મારે તો આ ચગેતરી ખાસડા ધોવા આપવા છે "

ધોબીનુ અટ્ટહાસ્ય ગિજુભાઇના બગીચા સુધી પહોચે છે.

બાળમંદિરની પૂર્વતૈયારી ચાલે છે ગિજુભાઈ કહે, "દાસભાઈ, બાળમંદિરની પૂર્વતૈયારીમા એક ખીલી પણ વાંકી હોય તો તમારી તૈયારી અધૂરી ગણાય. બાળમંદિરની ઝીણી ઝીણી બાબતો તમારી દૃષ્ટિ બહાર રહેવી જોઈએ નહિ જાઓ મોગરી લઈ આવો. ઝડપથી ઊપડો"

દાસભાઈ દોડ્યા મોટરના વેગથી ટેકરી ઊતરતા જોષી મળ્યા. "દોસ્ત જોષી, મોગરી ક્યાં?"

"જાઓ રસોડે ગૌરીશંકરભાઈ આપશે"

મોગરી લઈ એક શ્વાસે બાળમંદિરનો ઢાળ ચઢી ગયા મોગરી ગિજુભાઈના હાથમાં મૂકી. ગિજુભાઈ ખડખડ હસવા લાગ્યા "અરે દાસભાઈ તમે અહીં સાટે મુશળ લઈ આવ્યા શાક કરવાની મોગરી નહિ લાકડાની હથોડી"

ધોયા મૂળા જેવા દાસભાઈ બહાર પધારે છે "યાદ રાખ જોષી મને ઉલ્લુ બનાવ્યો આ જ દરિયામા ડુબાવી દઉં"

જોષી કહે "બિગડરે મત, ઇસમે ક્યા બડી બાત હૈ, ભૂલ જાઓ સબ. દુનિયા ઐસી ઊંધી જ ચલતી હૈ દાસભાઈ આજે એપ્રિલ મહિનો બેઠો એ ખબર છે ને? સાક્ષરરત્ન ચંદ્રશંકર ૫ આને વિદ્યાર્થીઓ નાનાભાઈ, હરભાઈ પાસે લઈ ગયા અને પાછળથી દરબારી ઘોડાગાડીને રવાના કરી દીધી! આજે તો લહેર કરવાની"

દાસભાઈ કહે "વાહરે જોષી વાહ!"

બાળમંદિર પ્રાણીઉદ્યોગ–વિભાગમા સફેદ સસલાં હતા એક વખત સસલી વીઆણી ધોળા ધોળા બાસ્તા જેવા દશ બચ્ચા આવ્યા. મંકોડા બચ્ચાને ચોંટી જાય એટલે સસલી બચ્ચાંને ધવરાવે નહિ. બચ્ચા ભડકયાથી ઉપર આવ્યા

ગિજુભાઇ કહે. "જાઓ દાસભાઇ, સસલી ઉપર લઇ આવો."

દાસભાઇ ગયા સસલાખાનામાં. એક નંગ ઉપાડી લાવ્યા. બચ્ચાં વલખાં મારે પણ ધાવવું ફાવે નહિ.

મણીબેન કહે. "મૂઆ દાસભાઇ, આ તો સસલો ઉપાડી લાવ્યા"

ગિજુભાઇ હસવા લાગ્યા. વાતાવરણમાં હાસ્યનું મોજું ફરી વળ્યું. અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓની ભૂલો અને રમૂજ તરફ એહેસ્તનશીનનો ઉદારભાવ હતો, દરિયાવ દિલ હતું. પૈસાની જોગવાઇ વિના ભણવા આવેલ દાસભાઇ ઉપર એમની રહેમ હતી. એમની છત્રછાયા હતી.

**હોંશીલા વિદ્યાર્થી તરફ એમનો દયાભાવ**

બાળમંદિરનું સંગીત ચાલતું હતું. ધૂપ અને ફૂલોની મીઠી પરિમલ વચ્ચે ગાયકો પોતના ગીતો વારાફરતી ગાતા હતા. મારું નામ પણ બોર્ડ પર ચડેલું. ગાતા આવડે નહિ એટલે કંઇ ડરકાય. ગીત હલકમાં આવે નહિ એટલે વાતાવરણમાં સુર બસૂરો લાગે. ગાવાનું હાંસીપાત્ર થતું. બાળમંદિરને જીવનક્ષેત્ર ગણેલું એટલે આ દુઃખ સહન ન થયું. સ્ટેજ ઉપર રડી પડાયું. આસ્તે કદમ ગિજુભાઈ પાસે આવ્યા અને કહેવા લાગ્યા, 'ફીકર નહિ ઉમિયાશંકર, આજથી તમે મોઘીબેન પાસે લોકગીતોની તાલીમ મેળવો.' એક મહિનાના પરિશ્રમના અંતે તાલ અને ગીતના રાહ બેસી ગયા. પછી પ્રત્યક્ષ કામના અનુભવે આજે બાળમંદિરના સંગીતશિક્ષક કરતા યે અધિકતર સુંદર તાલમાં બાળગીતો ગાઇ શકું છું. ઉપરનો પ્રસંગ બતાવે છે કે વિદ્યાર્થીની કોઈ પણ ઊણપ પૂરી દેવા એમની કેટલી ખેવના હતી?

## નિરક્ષરતા નિવારણનો ઝંડાધારી

૧૯૩૦ ના જાન્યુઆરી માસમાં નિરક્ષરતા નિવારણની પ્રથમ ઝુંબેશ ગિજુભાઈએ ઉપાડી. લોકોનો અંધાપો દૂર કરવા જ્ઞાનની મશાલચી થવા પ્રચારસાહિત્ય, દીવાસળીઓ, પત્રિકાઓ, પાઠ્ય-પુસ્તકો, પ્રચારગાડીઓ વડી ગુજરાતભરમાં જાગરણનું આંદોલન ઊભું કર્યું અને જની આ પ્રવૃત્તિના મૂળનાયક એકલવાયા શરીરનો પ્રખર આત્મા, ખાનદાન આરબ ઘોડેસ્વાર જેવા અડીખમ પુરુષાર્થ-શ્રી, પ્રાત સ્મરણીય પૂજ્ય ગિજુભાઈ હતા

## પત્રધારા

એમના પત્રનું એકધારું વહેણ નિયમિત હતું પત્રવ્યવહારથી કાયમી સાન્નિધ્ય રાખવાની એમની રીત અજબ જેવી હતી જીવનની અંતીમ તારીખ સુધી એમનો આ પ્રયત્ન ચાલુ હતો. અનેક પત્રોમાંથી એક સુંદર પત્રનો નમૂનો —

દ. મૂ. બાલમંદિર
તા ૧-૧-૩૫ ભાવનગર

પ્રિય ઉમિયાશંકરજી,

આપના ગરબા, ફૂલડાનું અત્તર મળી ગયું. એની સૌરભમાં મને તમારા પ્રેમની પરિમલ મળી ગઈ હોય એમ લાગ્યું

તમારા બાલમંદિરના દર્શન કરી ખુશ થયો દ. મૂ. બાલમંદિરની ઢબે સંચાલન કરી શિક્ષણના સિદ્ધાંતો પ્રત્યે વફાદાર રહ્યા છો ક્રીડાંગણના સાધનો વસાવી લેજો બાળસાહિત્યના તમારા પુસ્તકો 'ફૂલડાં' 'બાળપાઠો' 'ફૂલઝરી' અને 'રૂપલા જેવા' જોઈ ગયો આ પ્રવૃત્તિ ચાલુ રાખજો સર્વને સલામ બોલીયો ખુદા હાફેઝ

લિ તમારો
ગિજુભાઈના સલામાલેકુમ

પરશીઅન શાયર હાફેઝના એક બેતનો ભાવાર્થ આ પ્રમાણે થાય છે. " તારો સંસારિક પિતા તને સ્વર્ગમાથી પૃથ્વી ઉપર લાવે છે, તારો ઉસ્તાદ તને પૃથ્વી ઉપરથી સ્વર્ગ તરફ લઇ જાય છે " ગિજુભાઇની તાલીમ હમેશાં આદેશ દેતી કે Onward–Forward–Heavenward.

**બડભાગી ઉસ્તાદ**

ગિજુભાઈ અવધૂત ખુમારીવાળા સંગીતના બડેખા ઉસ્તાદ જેવા ધૂની ગુરુ હતા જેમ પુરાણા સંગીત ઉસ્તાદ પોતાના શિષ્યની અનેકવિધ કસોટી કરી એકાદ ચીજ ર ગમા આવી શીખવી દે તેવી જ રીતે ગિજુભાઈ સુવર્ણ કસોટીના પથ્થર ઉપર ઘસી એકાદ પ્રયોગ લહેરથી બતાવી દેતા બાળકને સમજવાથી વિદ્યાર્થીની દષ્ટિ સ્પષ્ટ થતી. ભક્તિભરપૂર વિદ્યાર્થી, એમની સરાણે ચડ્યા પછી જગતભરના કોઇ પણ ક્ષેત્રમા વિજય મેળવી શકે છે વિદ્યાર્થીમા વ્યવહારિકપણુ, રીતભાત, ગૃહસ્થાઈ, બાળમદિર સચાલન વગેરે તમામ બાબતોનો નિચોડ એમના વ્યાખ્યાનોમાથી મળી જતો. વિદ્યાર્થી વિજ્ઞાનરસિક થાય એટલા માટે ' ગિજુભાઇ આ સમજાતુ નથી ' આ પ્રશ્નના ઉત્તરમાં કહેતા ' Use your Brain ' ' તારુ ભેજુ વાપર '

**શિક્ષણના રવિકિરણો સાથે એમના મૌલિક વિચારો**

ડૉ મૉન્ટીસોરીના સિદ્ધાંતો ઉપર તેઓ આફરીન હતા. એમની શુદ્ધ વફાદારી અજબ જેવી હતી ગિજુભાઈ શિક્ષણશાસ્ત્રી–માનસશાસ્ત્રી હતા–વધારામાં એ તર્કશાસ્ત્રી હતા

ખુદ મૉન્ટીસોરી પાસે ભણી આવેલમાથી કેટલાક કમળપત્રના જલબિન્દુ જેવા રહે છે ત્યારે ગિજુભાઈના આખે વસતના

મોર ફાલ્યા ફૂલ્યા રહેતા એની સૌરભ લેવા ગરીબતવગર સૌને એક સરખી છૂટ હતી અનેક ભાઈ–બહેનો જીવનની ઊંડી ઊંડી વાતો, રહસ્યો, જખમો એમના આગળ કહી દેતા પિતાના વાત્સલ્ય ભાવે દરેકના ઉપર હળવો હાથ ફેરવી આશ્વાસન આપતા એમનાં શિક્ષણવિષયક વ્યાખ્યાનોની સ્વયંજ્યોતિ જ્ઞાનદીવાધારા અખંડ વહેતી. જગતને અમૃત પાનાર ગાય જેમ પારસો મૂકી દે તેવી રીતે વિદ્યાર્થીઓની ગૂંચો પ્રેમથી ઉકેલતા

**પ્રેમમિલન**

ઝેડ પબ્બા અભ્યાસગૃહ બાળમંદિર પાટણનું બાળસંમેલન હતુ ગિજુભાઈ પ્રમુખ સ્થાને હતા મને તારથી બોલાવેલો. રેલ રૂની મુલાકાતે અમે બથોબથ ભેટ્યા પાલણપુરના ફૂલોનો મે એમની ઉપર અભિષેક કર્યો. એમણે મારા હાથને હૃદય સાથે દાબ્યો સભા અવાચક જોઈ રહી. એ હતુ ગુરુશિષ્યનુ પ્રેમમિલન, રામભરતનું વિયોગમિલન.

**એમના શિક્ષણવિષયક પુસ્તકો અને બાળસાહિત્ય**

શિક્ષણવિષયક પુસ્તકો ટ્રેનીંગ કોલેજોના બારણા સુધી પહોચી ગયાં એમનુ થોકબંધ બાળસાહિત્ય બાળકો હોશે હોશે વાચે છે એમના ‘પ્રાસંગિક મનન’, ‘શાંત પળોમાં’ શિક્ષણ પત્રિકાના ટાઇટલ પેજના ફકરાઓ મારી ગીતા બની ગયા

**અંતિમ મહાયજ્ઞ**

રાજકોટ અધ્યાપનમંદિરના પરિશ્રમે એમને બેહોશ કરી દીધા લોહીની અંતિમ તાકાત સુધી ધ્યેયની પાછળ દેહની કુરબાની કરી દીધી. બીજી વખત ઉત્તર ગૂજરાતના પ્રવાસે આવવાનું વચન, વચન-સ્મરણાંજલિરૂપે રહી ગયુ

જીવનયાત્રાનો પંથી બહેસ્તની ગોદમાં

ટેલી માદરી પ્રસંગે ડૉ. મુકુન્દભાઈને તારથી પચરંગીની બોલાવેલા ડૉ જોષી પહોચ્યા કે તરત જ પૂછ્યુ 'ક્યાં છે ઉમિયાશંકર, રમાબેન?' આ એમનો પ્રેમપ્રભાવ સુવર્ણ અક્ષરે લખીએ તેવો હતો.

ઊતરતી વર્ષાએ અસ્ખલિત વહેતા ઝરણાને આરે સુંદર નીરવ રાત્રિએ ઝણકાર કરતી સમરંગી સિતાર કળાવિધાયક બજવૈયાના હાથે વાગતી હોય, ગીતનુ માધુર્ય ધરતીના પગથારથી ગોર ભેલા આભના ઘુમ્મટ સુધી સભરભર્યું હોય અને મોભી તાર તૂટે અને સૂરનાં અદ્દાલનોના થરથરે થભી જાય, વાતાવરણ દર્દભર્યું–વિશાદભર્યું લાગે તેવુ જ એ મૃત્યુ આત્માના પ્રધાનસૂરને અમરતા આપી દેહ પંચતત્ત્વના પરમાણુઓમા વિલીન થયો

હુ પૂછુ છુ કે એવા મૃત્યુમા દુ ખ કે આનંદ? દુન્યવી સ્વાર્થ બાદ કરી કહું છુ કે આનંદ–આનંદ–આનંદ એવા અમર મૃત્યુમાં આનંદ. એવા નરપુગવ મહાજનનુ મૃત્યુ સદાયે આનંદ એવું આનંદી મૃત્યુ સૌનુ હોજો એવુ ખુશનુમા મૃત્યુ સૌ કોઈ ઇચ્છો

મિત્રો, તમારા જીવનમંદિરીએ અનેક સ્મરણ–પુષ્પો તાજા કરજો એની મીઠી પરિમલ સુંઘજો અને તૃપ્તિ મેળવજો એ મહાન ફિલસૂફની જીવન પગથારે પરાગ પુષ્પોની બીછાત કરજો ધૂપ અને દીપ ધરજો અને ગાજો

મંગલ મંદિર ખોલો, દયામય મંગલ મંદિર ખોલો
જીવનવન અતિ વેગે વટાવ્યુ, દ્વાર ઊભો શિશુ ભોળો,
દયામય મંગલ મંદિર . ..
દિવ્યતૃષાતુર આવ્યો બાળક, પ્રેમ અમીરસ ઢોળો,
દયામય મંગલ મંદિર ખોલો.

ઉમિયાશંકર મુગટરામ જોષી

# ગિજુભાઈ

ગિજુભાઈના સુકલકડી જેવા પાતળા શરીરમાં પ્રાણવાન આત્મા હતો.

તેમના નાના એવા માથામાં અજબ વિદ્વતા ભરી હતી.

ગામડિયા જેવા વેશમાં દેખાતા હોવા છતાં આચાર અને વિચારે તેઓ નૂતન અને સુધારક હતા.

તેઓ બાળકેળવણીના શાસ્ત્રી હતા, બાળમાનસના જબ્બર અભ્યાસી હતા, અને સૌથી વિશેષ તો તેઓ માનવજીવનમાં નવો પ્રાણ પૂરનાર વિધાતા હતા.

તેઓ બાળકોના 'વકીલ' હતા.

બહેનોના 'દાદા' હતા.

વિદ્યાર્થીઓના 'ગુરુ' હતા.

વળી કેટલીક બહેનોના 'મૂછાળી મા' હતા, ત્યારે ઘણી નિરાધાર બહેનોના 'વડીલ' હતા.

તેમણે ઘણા યુવાનોને નવું જીવન આપ્યું.

તેમણે ઘણી બહેનોમાં નવા પ્રાણ પૂર્યા.

તેમનો આત્મા ભવ્ય હતો, તેમનું દિલ ઉદાર હતું, તેની લાગણીઓ કોમળ હતી. તેઓ જબ્બર કર્મવાદી હતા. તેઓ હાથમાં કલમ પકડતા અને શિક્ષણના મૌલિક લેખો લખી નાખતા.

તેમને કોઇ પણ વસ્તુ લખવા માટે વાતાવરણ કે Mood ની જરૂર પડી નથી

કોઇ પણ લખાણના મુદ્દા હાલતા ચાલતા વિચારી લેતા અને જરા વખત મળે લખવા બેસી જતા ગુજરાતના સાહિત્યકારો મારતા ઘોડે લખી શકશે ત્યારે આપણુ સાહિત્ય સમૃદ્ધ થશે એમ તેઓ માનતા. અને તે રીતે જ તેઓ હાલતા ચાલતા લખતા.

તેમણે લગભગ દોઢસો જેટલા પુસ્તિકા અને પુષ્કળ લેખો લખ્યા છે. દરેક પાછળ ઇતિહાસ છે ઘણા સુંદર લેખો માંદગીને બિછાનેથી અને કોઇ વળી અર્ધરાત્રે જાગીને લખ્યા છે

તેમણે કામ આડે પોતાના શરીરની કદી દરકાર કરી હોય એમ દેખાતુ નથી શરીરના દુશ્મન બની તેની પાસેથી કામ લેતા હોય એમ જ લાગ્યા કરતુ શરીરના બળ કરતાં આત્માના બળથી તેઓ વધુ કામ કરતા હોય એમ જ લાગતુ.

તેમની પાસે રહેનારને એમ જ લાગતુ કે પોતે કોઇ 'અમેરિકન' પાસે રહી કામ કરે છે તેઓ કામ કરવા અને લેવામાં જલદ અને કડક પણ હતા. તેમની પાસે કામ કરવામા તાલીમ સાથે તલવારની ધાર ઉપર ચાલવા જેવુ પણ હતુ.

તેઓ હાથમા લીધેલુ કામ સફળતાપૂર્વક પાર પાડયા સિવાય જપતા નહિ તેમને ઘણી વાર બોલતા સાભળ્યા હતા. 'ઇશ્વરે મનુષ્યજાતમાં કેટલી શક્તિ મૂકી છે તેની તેને ખબર નથી એટલે આપણે આપણી શક્તિનો ઉપયોગ કરતા નથી માણસજાતમાં અખૂટ શક્તિ ભરી છે. તેનો ઉપયોગ કરવાથી તે શક્તિ ખીલે છે અને માણસ આગળ વધી શકે છે'

સમયની ખરી કિંમત તો તેમની પાસે જ હતી. થોડાં વર્ષમાં ઘણું કામ થયેલું જોવામા આવે છે તેનુ કારણ પણ તેમણે કહેલ

સમયનો સદુપયોગ કે નવરાશ તો કદી તેઓ મેળવતા જ નહિ અને કદાચ મળે તો પણ તેનો સુદર ઉપયોગ કરી લેતા થોડી પળો થાક ઉતારવા માટે નવરાશની ગાળવા બેસે ત્યારે પણ બાજુમા કોઇ બેઠુ હોય તેની પાસે મનનો કે લેખ લખાવતા

તેમની પાસે મિનિટે મિનિટની કિંમત હતી તેઓ નિયમિતતા જાળવવા ખાસ આગ્રહ રાખતા કોઇ વાર અમુક સ્થળે મુકરર સમયે પહોચવાનુ હોય તો તેઓ કોઇ પણ ભોગે ત્યા પહોચી જતા તેમણે ગાડીની કદી ગલ જોઈ નથી પણ સમય જાળવવાની ચીવટ રાખી છે

તબિયત સુધારવા તેઓ કચ્છમા આવ્યા અને ત્યા પણ તદુરસ્ત માણસ ન કરે તેવુ અને તેટલુ કામ તેમણે કચ્છમા કર્યું કચ્છમા બેઠા બેઠા તેમણે 'બાળસઘ' ની યોજના કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમા વહેતી મૂકી પોતાની નબળી તબિયતમા તેમણે કચ્છના ઐતિહાસિક સ્થળો, શિક્ષણસસ્થાઓ જોઇ અને કચ્છની વનસ્પતિનો અભ્યાસ કર્યો

ભાગ્યે જ કોઈ કચ્છી મેળવે તેટલી માહિતી તેમણે કચ્છ વિશે મેળવી તેઓ આખુ કચ્છ ખૂદી વળ્યા હતા અને કચ્છનો સુંદર અભ્યાસ કર્યો

હૃદયની દુર્બળતા ઉપર તેમને બહુ જ ચીડ હતી કોઇ નિરાશાજનક કે અશક્ય વાત કહે તો તેની વાત કદી સાંભળતા જ નહિ પણ તેવી વાત કરનારને નવુ પ્રોત્સાહન આપી ઉત્સાહ અ૫તા

કોઇ ઢીલી વાતો કરે કે પામર મનોદશા દાખવે તો તેમને ગમતું નહિ ઘણીવાર બહેનો કહેતી 'જિણુભાઇ! અમારાથી આ કેમ બને ? અમારાથી આ કેમ થાય ? અમારુ એ ગજુ નહિ '

તેવી બહેનોમા નવો પ્રાણસચાર તેમણે કર્યો છે. નબળા વિચારની બહેનોને મજબૂત વિચારની બનાવી છે. અને ઘણાંનાં જીવનમાં પલટો આણ્યો છે.

ભાવનગરના એક અધ્યાપનમદિરમા તેમણે બહેનોને સાઈકલ ચલાવતા શીખવ્યુ હતુ ને આવી બહેનોનો એક સાઇકલ-પ્રવાસ તેમણે ગોઠવ્યો હતો અને પોતે પણ આ પ્રવાસમા સાઈકલ ઉપર સ્વાર થઇ સાથે ગયા હતા

માનસશાસ્ત્રી તરીકે તેઓ માણસની શક્તિના પારખુ હતા દરેક માણસ પ્રત્યે લાગણી અને પ્રેમથી જોતા અને તે પ્રમાણે વર્તતા. બધાને તેઓ પોતાની લાગણીથી વશ કરતા નાની અને ઝીણી બાબતો પર પણ તેઓ તેટલુ જ લક્ષ આપતા

બીજા માટે ઘસાવાની તેમની ઉદાર મનોવૃત્તિ, બીજા માટે કઇ કરી છૂટવાની તેમની પરોપકારવૃત્તિથી ગિજુભાઇ સૌના પ્રિયપાત્ર બન્યા હતા તેમણે ઘણા ભાઇબહેનોને ઘડતા કર્યા, ઘણાંની છુપાયેલી શક્તિ બહાર આણી અને ઘણા સાધારણ શક્તિવાળા ભાઇબહેનોને ' મોટાં અને મહાન ' બનાવ્યા

ગિજુભાઇ સાથે રહેવુ એ જીવનની એક અમોલ લહાણ હતી તેટલુ જ તે આકરુ હતુ તેઓ શિસ્ત અને વ્યવસ્થા બાબતમાં લશ્કરી અમલદાર જેવા હતા

તેઓ કલા, સગીત ચિત્ર અને સાહિત્યના રસિક અને શોખીન હતા.

તેમની ટપાલ ઘણી મોટી આવતી આ ટપાલમા લેખોની માગણી, સદેશાની માગણી ઉપરાત ઘણા માબાપો બાળકોની

ઝવણના ઉકેલ માગતાં. ઘણા યુવાનો જીવનની મૂંઝવણનો ઉકેલ
છતા અને ઘણા વિદ્યાર્થીઓ શિક્ષણકાર્યની સલાહ પુછાવતા.

સંસ્થાના સંચાલકોને શિક્ષક જોઇએ તો તેમને લખતા. ઘણાં
ાળકોના પત્રો પણ આવતા. તેઓ બધી ટપાલ જાતે લખતા.
શિક્ષણ પત્રિકા 'ના અંકો કોઇ શિક્ષકને ન મળ્યા હોય ત્યારે તંત્રી
રીકે તેમના ઉપર આવતા ફરિયાદપત્રો વાંચવા જેવા આવતા હતા.

તેઓ ટપાલમાં ખૂબ નિયમિતતા જાળવતા. શિક્ષણની મૂંઝ-
વણના ઉકેલના પત્રોથી માંડીને હસ્તલિખિત માસિક માટેના સંદે-
શાની માગણીના લેખો તાત્કાલિક મોકલતા.

તેઓ 'ક્ષત્રિય મિત્ર'માં લખતા અને 'કૌમુદી'માં પણ લખતા.

તેઓ પ્રવાસમાં હોય કે સાંજરે ફરવા નીકળ્યા હોય તો
પણ તેમનું શિક્ષણકાર્ય તો સાથેને સાથે રહેતું. બીજાને આપી
દેવાની વૃત્તિવાળા ગિજુભાઇ હાલતાં અને ચાલતાં શિક્ષણ અને
જીવનની વાતોનો લાભ આપતા.

પ્રવાસમાં રેલગાડીમાં કે ઊંટગાડીમાં જ્યાં હોય ત્યાં તેઓ
અધ્યાપક તરીકેનું શિક્ષણકાર્ય ચાલુ રાખતા.

તેઓ લહેરી, રમૂજી અને આનંદી પણ હતા. અનેક કડવા
મીઠા અનુભવો દિલમાં ભરેલા હોવા છતાં, પોતાની આજુબાજુની
દુનિયાને સુખી અને સંતોષી રાખવા તેમણે હમેશાં ચિંતા રાખી
છે અને પ્રયત્ન કર્યા છે.

પ્રવાસમાં કોઇ વાર મંદિરમાં તો કોઈ વાર નદીકિનારે તો
કોઇ વાર વહેલી પ્રભાતે તો કોઇ વાર શીતળ ચાંદનીમાં તેમણે
અધ્યાપનમંદિર અને જીવનમંદિરો ચલાવી જીવનની કિંમતીના
સંદેશાઓ આપ્યા છે.

તેમણે થાક, ઉજાગરા, ભૂખ કે દુઃખને કદી ગણકાર્યાં નથી તેની તેમણે કદી દરકાર પણ કરી નથી તેમણે માત્ર ચિંતા અને ફિકર કરી હોય તો શિક્ષણના કામ માત્રની

શિક્ષણના કામ પાછળ તેઓ ગાંડા હતા છેલ્લે રાજકોટમાં ડૉ મહેતા સાહેબ જ્યારે કામ છોડી આરામ લેવાનું કહેતા ત્યારે પણ તેઓ ડૉ સાહેબને કહેતા 'શિક્ષણના કાર્યથી મને વેગળો રહેવાનું કહેશો તો તે મારાથી બની શકશે નહિ શિક્ષણનું કાર્ય મારા પ્રાણ સાથે જડાયેલું છે તે કામથી દૂર રાખશો તો હું સાજો થઈ શકીશ નહિ.'

તેમને શિક્ષણના ભેખધારી તરીકે ગૂજરાત ઓળખે છે એ તદ્દન સાચું છે શિક્ષણના તેઓ ફકીર હતા શિક્ષણના તેઓ ધૂની હતા શિક્ષણ પાછળ સર્વસ્વ હોમી દેનાર તેઓ આત્મભોગી હતા

તેમને ગરીબો તરફ લાગણી હતી ગરીબોના પ્રેમની તેમને કદર હતી દબાયેલ અને કચડાયેલ એવા સમાજની સ્વતંત્રતાની હવામાં ઊડતા કરવાની તેમની ઉમેદ હતી

અનેક હરિજન વિદ્યાર્થી ભાઈબહેનોને તેમણે આગળ આણ્યા છે ઘણી કચડાયેલી અને દબાયેલી બહેનોને પગ ઉપર ઊભી કરી સમાજમાં આગળ આણી છે

તેમની ઘણી ઉમેદો હતી તે પાર પાડવાનું બાકી રહી ગયું છે

તેઓ આખા હિન્દમાં બાળશિક્ષણનો સંદેશો પહોંચાડવા માગતા હતા ગૂજરાત બહાર હિન્દમાં મધ્યસ્થ એક વિશાળ અધ્યાપનમંદિર ખોલવાની એમની એક યોજના હતી હિન્દી જુદી જુદી ભાષામાં 'શિક્ષણ પત્રિકા' કાઢવા તેમની ઉમેદ હતી

ગૂજરાતી 'શિક્ષણ પત્રિકા' ની ગ્રાહક સખ્યા તેમણે મહેનતથી પાચ હજારથી ઉપર વધારી હતી અત્યારે પણ હિન્દી, ગૂજરાતી અને મરાઠી ભાષામાં 'શિક્ષણ પત્રિકા' નીકળે છે. ઉર્દુ ભાષામાં પત્રિકા કાઢવા તેમણે પ્રયત્ન કર્યો હતો અને અખતરા તરીકે એકાદ અંક પણ કાઢ્યો હતો.

કન્યાઓ માટે એકાદ માસિક કાઢવાનો પણ તેમનો વિચાર હતો, તે માટે તેમણે કેટલુંક સાહિત્ય પણ લખી રાખ્યુ હતું. ગૂજરાતને એક વાચનમાળા આપવાની પણ તેમને ઉમેદ હતી.

તેઓ આલ્મોડામા આશ્રમ સ્થાપવાની વાતો કરતા હતા અને પોતાને આ આશ્રમના એક સભ્ય તરીકે આવવા આમત્રણ પણ આપ્યુ હતું

કોઇ વાર આત્મજ્ઞાનની, કોઈ વાર બ્રહ્મની તો કોઇ વાર કર્મવાદની એમ જુદા જુદા ઠેકાની વાતો તેઓ છેલ્લે કેટલાક માસથી કરતા હતા પણ તેમની મોટી ઇચ્છા તો હિમાલય પાસેના ગામડામા વસી ત્યાથી બની શકે તે બાળશિક્ષણ માટેની સેવા આખા હિન્દ માટે કરવાની તેમની ધારણા હતી અને તે માટે તેમણે હિન્દી ભાષાનો અભ્યાસ પણ શરૂ કર્યો હતો.

તેઓ રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ, સ્વામી સહેજાનદ અને મહર્ષિ રમનનાં જીવનચરિત્રો અને લખાણો ઉપરાંત ઘણા અગ્રેજી ધાર્મિક ગ્રથો તેમણે છેલ્લા મહિનાઓમા વાચી કાઢ્યા હતા

તેમના જતા ગૂજરાતનાં બાળકોએ પોતાનો વકીલ ગુમાવ્યો છે અને ઘણા યુવાન ભાઇબહેનોએ પોતાના આત્માની શાન્તિનો દાતા ખોયો છે.

દેવરામ ડાહ્યાભાઈ વર

# સાધક ગિજુભાઈ

ગિજુભાઈ સાધક હતા. સામાન્ય રીતે તો એક કેળવણીશાસ્ત્રી તરીકે જ આપણે ગિજુભાઈને ઓળખીએ છીએ પણ એ કેળવણી-શાસ્ત્રીપણુ તો એમના સાધક જીવને મળેલું એક વાહન હતું. એ વાહન પર અસવાર બનીને ગિજુભાઈએ સાધકજીવનના પથ ખેડ્યા એટલુ જ

ગિજુભાઈની સમીપ વસનારા પ્રસગોપાત એમના સપર્કમા આવેલા અને એમના લખાણોને ધ્યાનપૂર્વક વાચનારા સર્વને ઓછાવત્તે અશે આ વાતની પ્રતીતિ થઇ હોવી જોઇએ

બહુ જ સામાન્ય સ્થિતિના માબાપને ઘેર જન્મેલા, બહુ જ સામાન્ય વાતાવરણમા વસેલા અને મામૂલી ભણતર પામેલા ગિજુ-ભાઈ પોતાની સાધકોપાસને કારણે જ ગુજરાતમા આવુ અનોખું સ્થાન મેળવી ગયા.

એ સાધકવૃત્તિ ઠેઠ બાળપણથી શરૂ થયેલી અને મરણની છેલ્લી ઘડી સુધી ટકી. જીવનની નાનામા નાની વાતથી માંડીને મોટામા મોટા પ્રસગો પર્યંત એમણે એમની એ ધ્રુવદિશા કદી બદલી નથી છેલ્લા વર્ષમા તો એ વૃત્તિ દેખાઈ આવે તેટલી સ્પષ્ટ અને ઉજ્જવલ બનેલી.

આ વૃત્તિનું મુખ્ય લક્ષણ એમની સતત કાર્યપરાયણતા એ જ હતુ.

બાળપણના થોડાક વર્ષો વતનને ઘેર પસાર કર્યા પછી એઓ મોસાળ આવેલા ત્યા જે વર્ષો એમણે ગાળ્યા તે બધા એમની સાધકવૃત્તિના શરૂઆતના વર્ષો કહી શકાય. ધ્યાનપત, ભણતર,

ઇતર વાચન, ઓળખાણપિછાણ મૈત્રી—એ સર્વમાં એમની સાધક-વૃત્તિ જ ડોકિયાં કરતી દેખાય છે

કૉલેજમાં આવ્યા આગળ ભણી શકાય તેવી સ્થિતિ ન હતી ધાર્યું હોત તો શિષ્યવૃત્તિ કે એવી બીજી મદદો મેળવી વિશેષ ભણતર કરી શક્યા હોત, પણ ઘરના સંજોગો જોતાં એમની સાધકવૃત્તિ એ કરી શકે તેમ ન હતું એમને થયું કે કોઈ પણ ઉપાયે એમણે રળવું જોઈએ, અને એઓ આફ્રિકા ગયા નોકરી કરવા ગયેલા ગિજુભાઈ નોકરી કરતાં કરતા પણ પોતાની સાધક તરી કેની ભૂખને સંતોષતા રહે છે અને આગળ વધે છે

આફ્રિકાથી દેશ પાછા આવ્યા રળવું એ અનિવાર્ય હતું એ રળતરના જીવ ન હતા તો પણ રળવું જોઈએ જ વળી નાતને માર્ગે પ્રયાણ કર્યું વકીલ થયા એમની બુદ્ધિ તો તીવ્ર હતી જ. વકીલ તરીકે ઝળક્યા પણ એમના અંતરમાં તો ઊંચે ને ઊંચે ચડવાની ધગશ હતી કદાચ એ પોતે પણ એ સ્પષ્ટ રીતે નહિ જાણતા હોય બહાર પ્રશાંત અને ગંભીર જણાતા ગિજુભાઈના દિલમાં તો યુદ્ધ જ ચાલ્યા કરતું હતું

અને એક દિવસ ડગુમગુ ચાલતી સાધકવૃત્તિએ એક જબરો કૂદકો લીધો વકીલનો વાઘો અળગો કર્યો અને આવ્યા દક્ષિણામૂર્તિમાં. દક્ષિણામૂર્તિમાં પોતાની એ ભૂખ સંતોષાશે એમ એમને સ્પષ્ટ લાગ્યું અને અનેક મથામણોમાંથી પસાર થઈ, અનેક પ્રલોભનોને ધક્કો મારી એમણે સાચી સાધકદશાનો માર્ગ સ્વીકાર્યો એ પછીનાં બધાં વર્ષોના સતત સાક્ષી તરીકે કહી શકું કે સંસારી દેખાતા છતાં સાધકજીવનનો અંચળો એમણે ઓઢ્યો. સાધકતાની દીક્ષા એમણે સ્વીકારી

એ પછીનાં ૨૦–૨૨ વર્ષોમાં શુદ્ધ સાધક તરીકે એમણે જીવન ગાળ્યું કેળવણી—શિક્ષણ એ તો માત્ર વાહન હતું એ વાહન-

દ્વારા એમણે પોતાની અનેક મનોવૃત્તિઓનું ઉચ્ચીકરણ કરવા માંડ્યું અને ઝીણવટથી જોનારને તો એ મુગ્ધકર જ લાગ્યુ છે.

દક્ષિણામૂર્તિ વિનયમંદિરના આચાર્ય ગિરિજાશંકર ભગવાનજી બધેકા, બાળમંદિરનાં બાળકોના દોસ્ત ગિજુભાઈ, અધ્યાપન મંદિરના આચાર્ય તરીકે ધીરગંભીર જણાતા ગિજુભાઈ, પ્રકાશન મંદિરનું થોકબંધ સાહિત્ય લખનાર, ઘડીકમાં શાસ્ત્રજ્ઞ બનતા તો ઘડીકમાં કવિ બનતા તો ઘડીકમાં સૌને સમજાય તેવા સાહિત્ય-લખાણની સપાટી પર આવી જતા ગિજુભાઈને જ આપણે તો માત્ર જોયા છે પણ એ બધાની પાછળ જે જે અનુભવો, જે જે યંત્રણાઓ, જે જે મનોવેદનાઓ અને તે બધામાંથી પાર ઊતરવાની મર્દસહજ બહાદુરી પડી છે તે બધા ગિજુભાઈના સાધકજીવનના રમ્ય પ્રકરણો છે ગિજુભાઈના ભાવિ જીવનચરિત્રકારને વિનંતિ છે કે, માત્ર જીવનમરણની હકીકતો અથવા એમના શિક્ષણજીવનનો માત્ર ઇતિહાસ લખી બેસી ન રહેશો. એમના એ મથનોની માહિતી મેળવી તેમણે એ સાધકવૃત્તિ કેળવી તે જો તમે ગૂજરાતને આપશો તો એક નવી જ સેવા તમે બજાવી ગણાશે.

એ ગિજુભાઈ ગયા. તાજમાજા આપણે એમને સંભારી સ્મરણાંજલિ પણ આપશું, એમના શિક્ષણજીવનના અનેક ઉપકારો નોંધી રાખશું અને ભૂતકાળના કેટલાક કેળવણીકારોની યાદીમાં એમનું એક વધુ નામ ઊમેરશું પણ એ બસ નથી. એમની સાધકવૃત્તિને પિછાનવા માટે એમનાં લખાણોનો ઝીણવટભર્યો અભ્યાસ આદરીએ તો એ પણ એમનો સાધક તરીકેનો એક વિશેષ ઉપકાર ગણાશે અને આપણું પોતાનું પણ કલ્યાણ તો થશે જ.

સાધક ગિજુભાઈ! નમો નમઃ

ગિરીશભાઈ ભટ્ટ

ખબર ન રહે એવી અનેકવિધ વાતો તેઓ મને કરતા. મારી નજર સમક્ષ બાળજગત ખડું કરી દેતા. બાળમાનસની ખૂબીઓ, બાળકેળવણીની દિશા અને બાળમંદિર ચલાવવાની એમની સુંદર યોજનાઓની વાતો મને કરતા ત્યારે હું તો સાવ અસંસ્કારી અને અક્ષર પણ લખતા નો'તો આવડતો છતાં મને એમ લાગતું કે ગિજુભાઈ ભવિષ્યમાં બાળજગતનો તારક બનશે. બાળકને માટે ભેખ લેશે. આજે એ વાત સાવ સાચી પડી છે.

ગિજુભાઈમાં શિક્ષકમાં હોવા જોઈએ એવા ગુણો પહેલેથી જ હતા. ધીરજ તો ખૂબ જ હતી. અત્યારે મને એક પ્રસંગ યાદ આવે છે.

હું રહેતી હતી એથી થોડેક દૂર ગિજુભાઈ રહેતા. મારે ત્યાં નળ નહિ. ચોમાસાના દિવસો ચાલે. એમને ત્યાં હું બેડું લઈને પાણી ભરવા જતી. આમ મારું નિત્યકર્મ દરરોજ ચાલતું. બેડું ભરી મારી ટેવ પ્રમાણે હું ઓરડાની અંદર ગિજુભાઈને નમસ્તે કરવા જતી. એક દિવસે અંદર જઈ મેં જોયું તો ગિજુભાઈને માથું ખૂબ જ દુઃખે. બીજી માંદગી પણ હતી. ખાટલામાં સૂતા હતા. મેં એમની ખબર પૂછી અને ઘડીભર પંગને બેઠી. એમને ઓશીકે બચુભાઈ (નરેન્દ્રભાઈ) બેઠા હતા. એમને વાર્તાનો શોખ ઘણો. 'બાપા કાગડા'ની વાત ચાલે અને બચુભાઈ પૂછેઃ "ગિજુભાઈ કાગડો." ગિજુભાઈ જવાબ આપે "હા, ભાઈ કાગડો." હું ભૂલતી ન હોઉં તો આવા એક જ પ્રકારના પ્રશ્નના જવાબો સો વાર આપ્યા હશે. બોલી શકાય એવી સ્થિતિ નહિ છતાં માગ્યા ત્યાં સુધી જવાબો બચુભાઈને મળ્યા. હું તો સાવ ઠરી જ ગઈ. બાળક ઉપરનો એમનો પ્રેમ અથાગ હતો.

ઘેર, બાળમંદિરમાં કે બાળસંમેલનોની અંદર કે રસ્તે જતાં ગમે ત્યાં બાળકને દેખતા એ ગાંડા બનતા, ભાન ભૂલી જતા. બાળક બની એમની સાથે વાતો કરે, રમે, નાચે, એમના જેવા બની જીવે એ વખતના અનેક મનોરમ ચિત્રો, પ્રસંગો આજે મારી આંખ આગળ ખડા થાય છે લખીએ તો ઘણા પાના ભરાય

ખંતિલા ખૂબ જ રાત ને દિવસ કામ કરતા થાકે જ નહિ બાળકને સમજાવવા અને સમજવા એમણે અસંખ્ય પુસ્તકો મંગાવ્યાં-વાંચ્યા, પરિણામે બાળમંદિર શરૂ થયું. રાત દિવસ એનો એ જ વિચાર એમના મગજમાં રમ્યા કરતો અડધી રાતે જગાડી ને પૂછો તો "બાળક" સિવાય બીજો જવાબ નહિ મળે. અનેક બાળકોને એમણે કેળવ્યા, પોષ્યા અને જીવતા શીખવ્યું બાળપ્રેમી અનેક મિત્રો, માતપિતાઓ અને અધ્યાપનમંદિરના વિદ્યાર્થી ભાઈબહેનોને એમણે નવી દષ્ટિ આપી આજે ગામેગામ અને ઘેર ઘેર એમનું નામ સ્મરાય છે

ભાવનાશાળી એટલા કે ન પૂછો વાત કંઈ કંઈ કરવાના કોડ એમને હતા બાળકના સાચા પયગમ્બર હતા પ્રભુના સંદેશવાહક બની સંદેશો આપતા જવાની અને સુંદર નાગરિકો બનાવવાની હોંશ એ સેવતા મૉન્ટીસોરી ને મળવા ઇટાલી જવાના સ્વપ્ના વર્ષો સુધી સેવ્યા પણ એમની એ પ્રબળ ઇચ્છા પાર ન પડી

ગિજુભાઈ પવિત્ર યોગી હતા શરીર, મન અને હૃદયની એમની પાવનતા જોનારને પવિત્ર બનાવતી ફળની આશા રાખ્યા સિવાય એમણે કાર્ય કર્યું

ઘડિયાળની માફક નિયમિત જીવન જીવતા જેમણે એમને જોયા હશે એમનાથી તેમને માથુ નમાવ્યા સિવાય રહી શકાયુ નહિ હોય.

એમના એકવડિયા દેહને જોતાં જ પૂજ્યભાવની લાગણી થયા વિના રહેતી નહિ. એમણે જીવી પણ જાણ્યુ છે.

ગિજુભાઈ એટલે આદર્શ ગુરુ, સાચા મિત્ર, પ્રેમભર્યા પિતા, નવયુગના સાચા પ્રણેતાઃ આવા પુરુષની ખોટ બાળકને જ નહિ, મિત્રો, કુટુમ્બીજનો કે સ્વજનોને જ નહિ પણ સારાએ દેશને પડી છે. એમના અવસાનથી અનેકને હાર્દિક શોક થઈ અશ્રુ-ધારાઓ પણ પડી છે. આજે બાળજગતનો આત્મા ઊડી ગયો છે. બાળકોનો બેલી, બાળકોનો મિત્ર એમને મૂકીને ચાલ્યો ગયો. છેવટની ઘડીસુધી બધાને એમ થતું કે ગિજુભાઈને પ્રભુ હજી જિવાડે, લાંબુ આયુષ્ય અર્પે, "અમારી આયુષ્ય એમને મળે" એવી તીવ્ર ઇચ્છા રાખનાર પણ ઘણાં સ્વજનો પ્રભુને પ્રાર્થના કરતા પણ પ્રભુએ બધાની અંતરઇચ્છા પૂરી ન કરી આપણી વચ્ચેથી એમને લઇ ગયા. કહેવત છે કે "જેની અહીં જરૂર તેની ત્યાં પહેલી જરૂર પડે છે"

ગિજુભાઈ ગયા. એમનો દેહ ગયો પણ એમનો આત્મા તો જીવે જ છે આપણે એમનો અધૂરો યજ્ઞ પૂરો કરવા તનતોડ પ્રયત્ન કરશું તો એ જોઈ એ રાચશે. ગિજુભાઇ મારા ગુરુ હતા, એમનું ઋણ હું કદી નહિ વિસરું એમને ચરણે મારી અંતરની અંજલિ અર્પું છું

જયાબહેન દાણી

# એના જીવનપાઠો

પૂજ્ય શ્રી. ગિજુભાઈના સહવાસમાં હું ૧૯૩૧ થી ૧૯૩૪ સુધી રહી. આ સમય દરમિયાન અને તે પછી પણ એમણે મને અનેક પ્રસંગોએ ઘડ્યા કરી છે. આત્માના અનેક ગુણોએ કરીને એમણે મને કઠણ જીવનપાઠો હળવી રીતે ભણાવ્યા છે. એ બધા યાદ કરતા અમુક જાતનો ભાર લાગે છે. એ પ્રસંગોમાંના થોડાક અહીં ઉતારીને કંઈક હળવી થાઉં છું.

પહેલવહેલા ગિજુભાઈએ મને ચડ્ડી અને પહેરણ પહેરેલા પોશાકમાં જોઈ, અને તરત જ કહેલું, " તારાબેન, આ પોશાક તમને સારો નથી લાગતો. ઘેરે પહેરતાં તે સાડીનો પોશાક જ સારો લાગે " ટીકા કરનાર ગિજુભાઈ મને ન ગમ્યા. મેં મારો એ જ પોશાક ચાલુ રાખ્યો પાછળથી મેં બરાબર અનુભવ્યું કે એમની ટીકા ખરી હતી.



ઉનાળાની એક બપોરે હું દ. મૂ. બાળમંદિરમાં કામ કરતી હતી. અચાનક ગિજુભાઈ ત્યાં આવ્યા મને કહ્યું, " તારાબેન, તમે હરિજન આશ્રમે જઈ આવો." મેં કહ્યું, " શું કામ છે? હમણાં તો તડકો ઘણો છે. " ત્યારે કહ્યું, " કામ કશું નથી, તમે જઈને પાછાં આવો એટલું જ. તમે સૈનિક છો, હું તમારો સરદાર છું. હુકમ

કરું છું તમે જાઓ ભલે તડકા રહ્યો " હરિજન આશ્રમ માગ માટે દૂર તો ખરો જ, છતાં કંઈ પણ કામ વિના તે જ વખતે મારે જવું પડયું જઈને આવી ત્યારે ગિજુભાઈએ કહ્યું, "હવે બસ "



એકવાર ફરીને ગિજુભાઈએ હુકમ કરીને કહ્યું, "કાલથી તમારે દરરોજ સવાર અને સાંજ બરાબર ૭ વાગે મને સલામ ભરવા આવવું." આ સાંભળી મને નવાઈ લાગી, અને ગમ્યું પણ નહિ આની પાછળ કંઈક હેતુ હશે એમ ધારી હું દરરોજ બન્ને વખત તેમને મળતી આમ ત્રણ મહિના ચાલ્યું દરમિયાન મને ખબર પડી કે નિયમિતતાનો પાઠ શીખવવા એમણે આ હુકમ કરેલો.



બાળમંદિરમાં એક બાળકે ઊલટી કરી કામ કરનાર બીજા હતા છતાં ગિજુભાઈએ મને જ કહ્યું, "આ સાફ કરી નાખો " મને તો મૂળથી જ આવાં કામ ન ગમતાં એ કરતાં ખૂબ ચીતરી ચડે મે ના પાડી ગિજુભાઈએ ફરી ફરીને કહ્યું, "તમારે સાફ કરવું જ પડશે " હું પણ મક્કમ રહી ' પણ મને ઊલટી થઈ જાય, હું તો વાળવાની નથી જ " એમ મે કહી દીધું, કે તરત જ ગિજુભાઈ ઊઠયા, બહાર ગયા ધૂળ સૂપડી અને સાવરણી લઈ આવ્યા ઊલટી સાફ કરવા લાગ્યા હું ઊંચક મને જોઈ રહી છેવટે ન રહેવાયું ગિજુભાઈના હાથમાંથી સૂપડી–સાવરણી લઈ લીધી અને બરાબર સાફ કરી બધું નાખી આવી બીજે એક પ્રસંગે, એક બાળક ઝાડે ગયેલું બન્ને વખતે જાતે પાં' ભરની બતાવી મારી નફરત દૂર કરી



। કોઈ પણ જવાબદારીનું કામ કરવા માટે મને મારામાં અશ્રદ્ધા હતી. પૂ. શ્રી. ગિજુભાઈ અને મુ. શ્રી. તારાબેન મોડકને એ વાતની ખબર પડી. બન્નેએ મળીને એક અક્ષરશાળા ચલાવવાનું કામ મને સોંપવાનો વિચાર કર્યો. તેમણે મને ઉદ્દેશીને કહેલું, "આ કામ તારાબહેનને સોંપીએ પણ એ કરી શકશે કે કેમ? કરી શકે એમ લાગતું તો નથી." મેં આ સાંભળીને કહ્યું, "મને સોંપો તો હું કરીશ." તે જ દિવસથી એક વાસમાં શાળા શરૂ કરી. મારી ઇચ્છા રજા કરતી છનાં ત્રણ મહિના સુધી મારું કામ જોવા કોઈ ન આવ્યું. કોઈએ કશું પૂછ્યું પણ નહિ. છેવટે એક દિવસ શ્રી. તારાબેન શાળા જોવા આવ્યાં. કામ જોઈને એમને સંતોષ થયો પછી તો ગિજુભાઈ પણ કામ જોઈ ગયા અને સંતોષ વ્યક્ત કર્યો. ત્યારથી મને મારામાં શ્રદ્ધા ઊપજી.



વધારે પરિચય થતાં અને ઘરમાં નાનામોટા દરેકની સાથે છૂટથી ભળી ગયા પછી, ગિજુભાઈએ મને કહ્યું, "હવે હું તમારો 'દાદો' થયો, ને તમે મારી દીકરી. હવે તમારે મને 'બુઢ્ઢા દાદા' કહીને બોલાવવો" તે પછી છેલ્લા દોઢેક વર્ષ મેં એમને 'બુઢ્ઢા દાદા' કહીને જ બોલાવેલા. તેમણે પણ મારી જોડે દીકરી જેવો જ વર્તાવ રાખેલો. તેઓ કહેતા, "સુશીલા મારી દીકરી છે. તમે અને સુશીલા બન્ને સખીઓ છો, તેથી પણ તમે મારી દીકરી થયાને!" મુ શ્રી. જડીબેને પણ મને તેમની સુશીલાની જેમ રાખેલી.



ગિજુભાઈ મારે ત્યાં ઘણી વાર આવતા અને હું રસોઈ કરતી હોઉં ત્યારે અથવા ન કરતી હોઉં ત્યારે પણ કંઈક ખાવાનું

આગે "દીકરી, બુઢ્ઢા દાદાને શું ખાવાનું આપો છો?" એમ કહીને મીઠાઇ, રોટલી કે ભાતથી માંડીને છેવટ શાક, ગોળ કે અથાણું પણ થોડું લઇને ચાખે અને થતું અને કહેતી, "ગિજુભાઇ, આમાં શું ખાતા હશો? પહેલેથી કહો તો કંઇક કરી પણ રાખું" ગિજુભાઇ કહે, "તમે પાલણપુરની કઇ ચીજો કેવી કેવી બનાવો છો તે જોવું ■ મારે તો ચાખવું છે, ખાવું થોડું જ છે?" એમ કહી જોરથી હસતા.



એક વાર હું ગિજુભાઇથી રિસાઇ ગયેલી એ આખો પ્રસંગ યાદ આવે છે ત્યારે તો આજેય આંખ ભીની થઇ જાય છે. મને એમણે અમુક કામ કર્યાં માટે બીજાના કહેવા માત્રથી જ ઘણો ઠપકો આપ્યો. મને પૂછ્યું પણ નહિ અને સાંભળી પણ નહિ. એટલે મને રીસ ચડી અને મારે ઘેર ચાલી ગઇ ત્યાર પછી થોડી થોડી વારે થઇને ત્રણ ચાર વાર મને બોલાવવા માણસ મોકલ્યા, પણ હું ન જ ગઇ બીજે દિવસે સવારે વહેલા ગિજુભાઇ જાતે મારે ત્યાં આવ્યા. આવીને કહે, "દાદાથી દીકરી રિસાઇ જાય ત્યારે દાદાને કેટલું દુઃખ થતું હશે તે ખબર છે?" મેં કહ્યું, "મારી વાત સાંભળ્યા વિના બીજાના કહેવાથી જ શા માટે મને બોલ્યા?"

ત્યારે કહ્યું, "મારી ભૂલ થઇ, તમને સાંભળ્યા વિના જ હવે તો હું તમારું કહેવાનું સમજી ગયો છું અને એટલે તો મનાવવા આવ્યો છું ચાલો ઘેર ચા પીવા" એમ કહી મારી છત્રી લઇને ઊપડ્યા કહ્યું, "હવે છત્રી લેવા તો આવશો જ ને?"

આટલી કોમળતા અને નિખાલસતા અનુભવતા મારી રીસ

માટે મને પસ્તાવો થયો. મોટી મૂછો ઉપરથી મને તો કડક લાગતા ગિજુભાઈ અંતરથી નરમ હતા તે મેં આવા કેટલાક પ્રસંગોથી જાણ્યું છે.

૧૯૩૮માં રાજકોટમાં અધ્યાપનમંદિર શરૂ કરતાં ગિજુભાઈએ મને લખેલું, 'તમને જોયાને ઘણો વખત થયો છે. રાજકોટમાં અધ્યાપનમંદિરને અંગે બાલમંદિર શરૂ કરવાનું છે તેમાં તમને શિક્ષિકા તરીકે મેં નીમ્યાં છે. ત્યાંની ગ્રામશાળાની અને મોટાં બહેનની રજા લઈને આવી જજો.''

કેટલાક કારણોને લીધે હું જઈ શકી નહિ, ત્યારે તેમણે લખ્યું: "તમે ત્યાંનું કામ બગડે તેમ હોય અને ન આવી શકો તો હરકત નથી. પણ દાદાને જરૂર પડે ત્યારે પણ દીકરી કામ ન આવે એ કેવું કહેવાય?" આમ ગિજુભાઈ કામકાજ સંબંધે સતત જાગતી રાખતા.

માંદગીની શરૂઆતમાં મેં તબિયત પૂછાવી અને સંભાળ માટે આવું એમ જણાવેલું ત્યારે લખ્યું, 'હું તમને કાગળ લખું ત્યારે આવી જજો. મારો વિચાર તો મને જરાક ઠીક થઈ જાય કે જલદી આવીને રહેવાનો છે." પણ એ નિર્માણ જ નહોતું. થવાનું થઈ ગયું અને પાછળ તો એમનાં સ્મરણો સંભારતાં જ રહેવું પડ્યું.

પૂ. શ્રી ગિજુભાઈના આત્માને અંતના નમસ્કાર.

તારાબેન ભારતી

# અમર બાળમિત્ર

ગૂજરાતમાં અમર નામ મૂકી જવા જેવું કામ કરી જનારાઓમાં ગિજુભાઈની ગણતરી થશે

એ અર્થમાં નહિ કે તેમની પાછળ કૃત્રિમ સ્મારકો કરવામાં આવશે, પણ એ અર્થમાં કે એમણે બાળકો માટે જે સહાનુભૂતિ અને આદરનું વાતાવરણ પેદા કર્યું છે તે ગૂજરાતની હવામાંથી હવે કદી ખસવાનું નથી

ગિજુભાઈએ ઘણા ઘણાંના જીવન બાળસેવાના રંગથી રંગ્યા છે પણ ગિજુભાઈની ગેરહાજરીમાં પણ ઉપર જણાવેલ વાતાવરણ નિત્ય નવા બાળસેવકો અને સેવિકાઓને રંગ લગાડતું જ રહેશે.

બાળકોને રમાડે છે અને ડુલાવેફુલાવે છે તો ઘણા ગિજુભાઈની બાળસેવા એ જુદી જ વસ્તુ હતી રમાડેલું બાળક નમ્ર અને ખૂંધુ બને છે ગિજુભાઈના શાસ્ત્રીય પ્રેમના પ્રતાપે બાળકોનો આત્મા વિકાસ પામતો એવી મારા ઉપર છાપ પડી છે

ગિજુભાઈ એક અદ્ભુત કલાકાર થઈ ગયા, એમની નકલ કરવી ખરેખર ઘણી જ કઠણ છે એમની બાળવાર્તાઓમાંથી બાળકને વાર્તા કહેવી કે એમના ગીતોમાંથી ગીતો ગવડાવવા કે એમની જેમ બાળમંદિરમાં શાંતિની રમત રમાડવી એ બધું ઉપરથી લાગે

છે તેટલું સહજ સાધ્ય નથી અને ઘણા પ્રયત્નો નકલી લાગ્યા વિના રહેતા નથી.

એનું કારણ છે. ગિજુભાઈ બાળકો સાથે ખેલ કરતા જોવામાં આવતા તે બધાની પાછળ તેમના મનમાં એક ગંભીરજીવન સાધના હતી. બાળક માટે એક જીવનની સહાનુભૂતિ પ્રગટાવવી છે, તેના વિકાસને રૂંધનારાં પડો તોડવાં છે એ વિચાર તેમની પ્રત્યેક ક્રિયામાં અને શબ્દમાં હાજર હતા. તેથી તેમના મુખમાં હોકાનું ગીત, ઉપનિષદના કાવ્યસમુ બની જતું અને સુપડકન્નો રાજા કોઈ રામાયણમહાભારતની કથાસમો બની જતો.

આ મારાં વાક્યો ભલે ચર્ચાસ્પદ હશે. હું તેનો રદિયો ઐતિહાસિક પુરાવાઓથી નહિ આપી શકું પણ બાળકોના આત્મામાંથી સૂરણાના ઝરાઓ ગિજુભાઈ પ્રગટાવી શકતા તે મેં જોયું છે અને તેથી એ પ્રકારનું વર્ણન મેં કર્યું છે.

હું ફરી મારી શ્રદ્ધા પ્રગટ કરું છું કે બાળમિત્ર ગિજુભાઈનું કામ અમર રહેવાનું છે.

જુગતરામ દવે

# બાલશિક્ષા કે પિતાકા અવસાન

આચાર્ય શ્રી ગિરિજાશંકર બધેકા, જિન કો ગુજરાતકાઠિયાવાડ કી ઔર દેશ કે અન્ય ભાગો કી પઢી લિખી જનતા ગિજુભાઇ કે નામ મે પહિચાનતી થી, આજ હમારે બીચ નહીં હૈં. ૨૩ જૂન ૧૯૩૯ કો બમ્બઇ કે સર હરકિસનદાસ હોસ્પિટલ મે ૫૪ વર્ષ કી અવસ્થા મે ઉન્હોંને અપની ઇહ લીલા સમાપ્ત કર દી. શિક્ષા કે ઔર વિશેષ કર છોટે બચ્ચો કી શિક્ષા કે ક્ષેત્ર મેં પિછલે ૨૫ વર્ષો મે ઉન્હોને જૈસી ઉજ્જ્વલ ઔર મહાન્ સેવા કી હૈ વૈસી ઇસ દેશ મે અભી તક કોઇ નહીં કર પાયા ઇસ દેશ કે બાલ જગત કે ઇતિહાસ મે સ્વ૦ શ્રી ગિજુભાઈ કી સેવાએ સુનહેરા અક્ષરો મે લિખી જાયગી ઇસ મે હમે અંશ માત્ર ભી સદેહ નહીં હૈ મોન્ટીસોરીપદ્ધતિ કા ભારતીય વાતાવરણ મે ભારતીયતા કે અનુરૂપ શાસ્ત્રીય ઔર સફલ પ્રયોગ કરને મે જૈસી ઉજ્જ્વલ સિદ્ધિ ગિજુભાઇને પ્રાપ્ત કી થી વૈસી ઇસ ક્ષેત્ર મે અભી તક ઔર કિસી કો નસીબ નહીં હુઇ.

અપને તપ પૂત જીવન કે અન્તિમ ક્ષણ તક વે દેશ કે નૌનિહાલો કી હી ચિંતા કરતે રહે ઉન કા લિખા હુઆ ઢેરો બાલસાહિત્ય, ઉન કી લિખી હુઈ, બાલશિક્ષા-સંબંધી સેંકડો પુસ્તકે ઔર ઉન કે દ્વારા સંપાદિત ગુજરાતી, મરાઠી, હિન્દી શિક્ષણ પત્રિકા

ઇસ ક્ષેત્ર કી સાહિત્યનિધિ કે અનમોલ રત્ન સિદ્ધ હુએ હૈં ઔ-
હોતે રહેંગે

આજ કે ઇસ નવયુગ મેં જબ સારે દેશ મેં બચ્ચોં કી શિક્ષા-દીક્ષા કા નયે સિરે સે સૂત્રપાત હો રહા હૈ, ઔર બાલ-જગત મેં નયે પ્રભાત કે દર્શન હોને લગે હૈં, બાલકોં કે અનન્ય ઉપાસક આચાર્ય શ્રી. ગિજુભાઈ કા યોં અચાનક ચલા જાના બહુત હી અખર રહા હૈ, નિકટ ભવિષ્ય મેં ઉન કે સ્થાન કી પૂર્તિ સંભવ નહીં દીખતી ફિર ભી હમેં આશા હૈ કિ આચાર્ય શ્રી ગિજુભાઈ અપને પીછે અપને જીન હજારોં પ્રેમીયોં, પ્રશંસકોં ઔર સૈંકડોં શિષ્ય-શિષ્યાઓં કો છોડ ગયે હૈં વે સબ મિલકર ઔર સંગઠિત હોકર ઉન કે છોડે હુએ જીવનકાર્ય કો સંપૂર્ણ બનાને મેં અપની સારી શક્તિયાં લગા દેંગે ઔર ઇસ પ્રકાર આચાર્યશ્રી કે ઋણ સે કુછ અંશોં મેં ઉરૂણ હોકર અપને કો કૃતકૃત્ય બના સકેંગે પરમેશ્વર હમ સબ કો સચ્ચી શ્રદ્ધા ઔર પ્રેરણા દેં ઔર આચાર્ય-શ્રી કી આત્મા કો ચિર શાંતિ પ્રદાન કરે

કાશિનાથ ત્રિવેદી

# બાળચૈતન્ય

આફ્રિકામાં કેટલાંક વર્ષો રહ્યા પછી હિન્દમાં વકીલાત કરવા ધારેલી, પરંતુ થોડા વખત પછી તે છોડી કોઈ મંગળ ચોઘડીએ ગિજુભાઈ ભાવનગર દક્ષિણામૂર્તિ ભવનમાં વીશ વર્ષની સેવા માટે જોડાયા. તે સમયે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ કે બાળક્ષેત્રમાં તેમને ભાવિ ખેંચી જશે! પોતાના બાળકોનો પ્રેમ તેમને મૅડમ મૉન્ટીસોરીના ગ્રન્થ તરફ લઈ ગયો—અને ત્યાંથી તણખા ઝર્યા. તેમને મૉન્ટીસોરીસિદ્ધાંતોનું અપૂર્વ મહત્ત્વ પ્રતીત થયું અને તેમની નજર ચોપડી પરથી આસપાસના વાતાવરણમાં ઘૂમવા લાગી. તેમની ઉગ્ર પ્રકૃતિમાં પ્રથમ દર્શને માબાપો બાળવર્ગના દુશ્મન લાગ્યા. તે વખતના તેમના વિચારો, લખાણો અને ભાષણોમાં માબાપોની ક્ષતિ માટે ખૂબ આકરાં વિશેષણો છે. વખત જતાં માબાપો જમાનાની અસરોથી ઘડાયેલાં છે તે વસ્તુ તેમને પ્રતીત થતાં કેટલીક સૌમ્યતા આવી અને આકરાં વિશેષણો હળવાં થયાં, પરન્તુ તે સાથે તેમની મહેનતનું ક્ષેત્ર વધી ગયું. જૂની અસરો તોડવા કટિબદ્ધ થયા અને પોતાનું જ્ઞાન, અભ્યાસ અને ચાલુ વાતાવરણમાં દૃષ્ટિપાતથી થતા પોતાના અનુભવજન્ય મનનો તેમનાં દરેક પગલામાં પ્રેરક બન્યાં.

આફ્રિકાની સ્મરણોમાં એક કવિતા તેમની રચેલી હતી તે ઘણું-

પણે વિકસાવવાનો ગિજુભાઇનો ભગીરથ પ્રયત્ન શરૂ થયો. નાનાભાઇની ઝોળી છલકતી હતી અને તેમાં ઘણા હાથ પડતા. ગિજુભાઇનો હાથ પણ તેનો લાભ લેવા લબાતો રહ્યો નાનાભાઇ જેટલો અવકાશ આપે તેથી એક હાથ આગળ ગિજુભાઇ વધી ગયા હોય. બીજે વર્ષે નાનાભાઇ ત્યાં સુધી પહોંચે ત્યાં બાળકો માટે નવું કર્ત્તવ્ય ગિજુભાઇને પણ આગળ દોરી ગયું હોય. આ વીશ વર્ષોનો ઇતિહાસ નાનાભાઇ તરફથી સિંચનનો અને તેથી આગળ ને આગળ વધતા જતા ગિજુભાઇની વૃદ્ધિ સાથે બાળચૈતન્ય વિકસાવવાના ક્ષેત્રમાં ગિજુભાઇના અપ્રતિમ ફાળાનો ઇતિહાસ છે.

બાળકો માટે સરસ જગ્યા હોય પછી સારાં ચિત્રો, ને રંગબેરંગી કળાના નમૂના જોઇએ સર્વ સાધનસંપન્ન વાતાવરણમાં સ્વયંસ્ફૂર્તિને પૂરો અવકાશ દેવાતો થોડુંક મળ્યું એટલે બાળકોને યોગ્ય પુસ્તકાલયની જરૂર લાગી તે તૈયાર ક્યાંથી હોય? મોટા કિત્તાથી લખી બાળપુસ્તકો તૈયાર કર્યા ને તે બાળમંદિરના બાળકો સો સો વાર વાંચી ગયા! સિદ્ધ થયેલું કાર્ય તુરત જ પ્રેસમાં ગયું ને તે ક્રમે બાળપુસ્તકોનો ભંડાર પ્રગટ થયો બાળકોનો સંસર્ગ એટલે બાળકોના મનોરથો (જેને માટે ગિજુભાઇની દૃષ્ટિમાં કશી મર્યાદા રહી જ નહોતી) નો સંસર્ગ અને તે માટે તેમનાં માબાપોનો, શેરીનો, વાતાવરણનો, શિક્ષકોનો, બાળશાસ્ત્રીઓ અને તેમના પુસ્તકોનો, બાળકોનાં આર્દામિત્રોનો અને તે મૈત્રી પશુ પક્ષી ફૂલ, ઝાડ, પાન પ્ર વિવિધ દિશામાં જતા ગિજુભાઇની દૃષ્ટિમર્યાદાને પરિચયમાં તે સર્વનો સંસર્ગ આવતો ગયો દરેક સંસર્ગના પરિણામે સત્વરિતોય સુધારાને વિકાસને માર્ગે ગિજુભાઇની બાળદુનિયા વધી અને "મૉન્ટીસોરી સંઘ" આગળ વધ્યો. બીજા કોઇ પાછળ રહી જાય તે કેમ ચાલે? 'શિક્ષણ

પત્રિકા ' શરૂ થઈ. દરેક માબાપને પહોંચાય તે રીતે મનોહર ચર્ચા, કથા, વાર્તા, નિબંધ સ્વરૂપમાં બાળકો માટે સાહિત્ય વર્ષ્યું અને ભાઈને યોગ્ય બેન—તારાબેન મોડક મળ્યાં. ભાર હળવો થયો ને કામ બમણું થવા માંડ્યું. ગણિત માટે અંગ પાલે એટલે ગણિતશાસ્ત્રી શ્રી. હરિહર ભટ્ટની મદદ મળી. બાળકોને ગણિત એક રમત થઈ ગઈ. વાંચન પછી ગણિત આવ્યું !

બાળકોને સ્થાન, ચિત્રો, સાધનો, પુસ્તકો મળ્યાં, પણ તેટલાથી બાળવ્યક્તિત્વ પૂરું કેમ થાય ? તેને માટે સંગીત પ્રગટ થયું અને ગિજુભાઈની ઉપાસનામાં શ્રી. ચુનીભાઈ ભળ્યા. દરબારમાં માન પામેલા ગવૈયાની શક્તિ બાળકોના તરફ વળી અને બાળકોને મોઢે ભાવવાહી મીઠું તાલબદ્ધ ને શાસ્ત્રીય તેમજ બાળકોને અનુકૂળ સગીત પ્રકટ્યું. સંગીત સાથે નાચગાન, નૃત્ય, રાસ, નાટક ઇ. સર્વ દિશામાં વિકાસ ચાલ્યો. સંગીતમાં રુચિ ન હોય ને કોઈ કોઈ બાળક બહાર રુવે તેને માટે નાનું સરખું ક્રીડાંગણ, કસરતશાળા ને નાનો સરખો બગીચો આવ્યો. સ્થાનમર્યાદા તોડી બાળપ્રવાસો ગોઠવાયા. બાળમંદિરમાં જેટલું નાનાં બાળકો પાસે સિદ્ધ થાય તેની પૂરી વિગતો ભેગી કરી ગૂજરાત અને બૃહદ્ ગૂજરાતમાં ગિજુભાઈ તરફથી વાવણી થવા માંડી. બાળમંદિર એટલે નાની દુનિયા અને તેનું જ પ્રતિબિંબ બહાર મોટી દુનિયામાં પડવા માંડ્યું. સૂર્યબિમ્બમાંથી કિરણો છૂટી પ્રકાશ પથરાય તેમ બાળમંદિરના અનુભવો ફેલાવા લાગ્યા. હવે સ્થૂળ ગજમાર્ગ પ્રકટ થયો. ધોરી રસ્તે અનેક ભાઈઓ અને બેનોને બાળસેવા માટે ગિજુભાઈએ ભેળાં કર્યાં. મોન્ટીસોરીસિદ્ધાંતો અને બાળદુનિયા એક થઈ ગયાં અને તે ભૂમિકા પર સેવામાર્ગે બધાં ભેળાં થયાં. આ ગિજુભાઈનું અધ્યાપનમંદિર. ગિજુભાઈએ પોતાને મઝેનું, ચેતન ભેળવેલું ને

સિદ્ધ કરેલુ ચારે બાજુ વાવવા માડયુ મુબઈ ઇનાકા બહાર આખા હિન્દભરમાં વાવેતર કરી નાખવા માટેનો ગિજુભાઇનો મનોરથ અધૂરો રહી ગયો છે આ દેહ મારફત વધુ કામ લેવાનુ પરમાત્માને યોગ્ય લાગ્યુ નહિ હોય પાછના ત્રણ ચાર વર્ષ તેમને અનેક વ્યથા ઘેરી વળેલી

ગિજુભાઇને જાણવાની સમજવાની મને અનેક તકો મળી છે પોતાના બાળકો ને કુટુમ વચ્ચે, મિત્રો વચ્ચે, શિષ્યો વચ્ચે, અને સૌથી વધારે પોતાના સેવાક્ષેત્રમા બાળકો વચ્ચે ગિજુભાઈને નિહાળવા, સમજવા, પૂછપરછ કરી જાણવા અને જ્ઞાન મેળવવાનો અમૂલ્ય લાભ મને મળ્યો છે સર્વ પ્રસગોમાં તેમની વિચારશ્રેણી ને પદ્ધતિથી પરિચિત થયો છુ આજે હજી પણ ગિજુભાઈ વિદેહ થયા છતા તે બહુ નજીક છે, છના તેમની ભખના હતી તેથી વધી છે કાળાન્તરે થોડીક સ્થૂળતા દૂર જતા તેમની દ્વારા થયેની બાળસેવા હિંદના નવા યુગમા એક અજોડ ફાળાનુ પ્રકરણ લેશે અને તેમા ગિજુભાઇનુ સ્થાન અગ્રતમ હશે બાળમદિરમા માળીના છોકરા હતા, દરજીના હતા શ્રીમત માબાપના ને ગરીબના બાળકો હતા, દરેક કોમના હતા, દરેક જ્ઞાતિના હતા બાળકો પ્રત્યેની ઉદાર દૃષ્ટિ ને બાળપૂજાના વૈષ્ણવમાર્ગથી વધુ આગળ ગિજુભાઈ વધ્યા ને બાળમદિરમા બાળકોમા પૂર્ણ માનવસ્વરૂપ પ્રકટ કરાવવાના ગરતા ગિજુભાઇએ મેળવ્યા અને સૌને દેખાડ્યા તેમા ગુરુમત્ર એકમ મૉન્ટીસોરીનો હતો અને તેથી વધુ હિદના ઉદાર ભાવ અને પરમાત્માની સકલ્પનાનો હતો જેમા ગિજુભાઇ મહાન નિમિત બન્યા

હીરાલાલ અ શાહ

# એકલે હાથે એ ઝઝૂમ્યો હતો

જ્યારે જ્યારે સ્વ ગિજુભાઇને મળવાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે એમનુ જીવન જે વિષયમા વ્યાપી રહ્યું હતું તે વિષય પર વિવેચન થતુ બાળમાનસ એઓ બરાબર પારખી ગયા હતા એટલે તે સબધે એમના અનુમાનો કદી ખોટા પડતા નહિ છોકરાછોકરીઓના મન તેમના મિત્ર બની-તેમનામાંના એક થઇ જઈ એવા મેળવી લેતા હતા કે તેઓ પોતાની સઘળી વાતો એમને કહી દેતા અને એમની આપેલી શિખામણ મહાવાક્ય જેવી માનતા અમારા કુટુબનો એક બાળક એમના સહવાસમા આવેલો તે તોફાનમસ્તી કરે, નાચેકૂદે અને અમે તેને વારવા જઇએ તો સામું કહે છે કે ગિજુભાઇ કહે [illegible] કે નાચો, કૂદો, મઝા કરો અને તમે કેમ અટકાવો છો ? હુ તો ગિજુભાઇનું કહ્યું કરીશ

ગિજુભાઇએ બાળમાનસ, બાળશિક્ષણ, બાળક્રીડા, વગેરે માટે શુ કર્યું [illegible] તે જાણવુ હોય તો ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનનો ઇતિહાસ, ત્યાં થયેલુ કામકાજ જુઓ એ ભવન તો બધ થયુ છે પરન્તુ એનો આત્મા Spirit હજુ ચાલુ છે એ સસ્થા સ્વ ગિજુભાઇએ એ દિશામા કરેલ કિંમતી કામનો પુરાવો પૂરો પાડે છે ગુજરાત અને કાઠિયાવાડ બાળકેળવણીની આ બાજુથી તદ્દન અજ્ઞાત હતુ તે બાજુને હસ્તીમાં લાવનાર તથા

એકલે હાથે શરૂઆતમાં તે સંબંધે ઝઝૂમનાર તેઓ એકલા જ હતા. પાછળથી એમને સાથ મળી ગયો એ વાત ખરી પરંતુ પ્રારંભની મુશ્કેલીઓ તો એમણે જ વેઠી

બાળસાહિત્યનાં ગિજુભાઈને હાથે લખાયેલા પુસ્તકો અનેક છે છોકરાંઓ તે વાંચતા થાકતા નથી વાંચે છે તેમાંથી શિક્ષણ ગ્રહણ કરે છે, સાથેસાથે હસે છે ને ગમત કરે છે

આવા બીજા ગિજુભાઈ ગૂજરાત અને કાઠિયાવાડને મળતાં દાયકાના દાયકાઓ વહી જશે

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# અડગ શ્રદ્ધાળુ

સદ્‌ગત શ્રી ગિજુભાઈ સાથે મને પ્રથમ પરિચય સને ૧૯૧૩ માં મુંબઈમાં શ્રી પી ડી સીંગણેના લૉ ક્લાસમાં થયો. પૂર્વજન્મના સંબંધને લીધે કે કોઈ અગમ્ય કારણે અમો એક બીજા તરફ આકર્ષાયા, સાથે કાયદાનો અભ્યાસ કર્યો, સાથે પાસ થયા, અને વઢવાણ કૅમ્પમાં સને ૧૯૧૪ માં સાથે ભાગીદારીમાં વકીલાત શરૂ કરી. વકીલાતના ધંધાની અનિષ્ટ બાજુના કારણે શ્રી ગિજુભાઈનો તે ધંધા પ્રત્યેનો અભાવ તેઓ વખતોવખત વ્યક્ત કરતા, અને જીવનની કોઈ વધારે ઉપયોગી દિશા ખોળવા તેઓ રાત્રિદિવસ મથતા હતા. તેવામાં એક પ્રસંગ બન્યો, અને તેમનું આખું જીવન તત્કાળ પલટાઈ ગયું. એક અસીલ એક બનાવટી ખાતું લઈ તેમની પાસે તેવા ખાતા પરથી દાવો લખાવવા આવ્યો. ખાતું બનાવટી છે તેમ તેમની ખાતરી થઈ અને તેમણે તે કેસ લેવાની ના પાડી, એટલું જ નહિ પણ તેમને વકીલાતના ધંધા પ્રત્યે ધિક્કાર છૂટ્યો. આ હકીકત બન્યા પછી દૈવયોગે દરબારશ્રી ગોપાલદાસે તથા સદ્‌ગત શ્રી મોતીભાઈ અમીને મૅડમ મોન્ટીસોરીનું પુસ્તક શ્રી ગિજુભાઈના હાથમાં મૂક્યું. તેઓ તે ખૂબ રસપૂર્વક વાંચી ગયા. તે પછી બાળશિક્ષણને લગતું બીજું કેટલુંક સાહિત્ય પણ વાંચ્યું. અને એક જ માસમાં વકીલાતને સદાને માટે તિલાંજલિ

આપી તેઓ ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિના આજીવનસભ્ય તરીકે ગરીબાઇનું વ્રત લઇ જોડાયા.

તેઓશ્રીને દિવસે દિવસે એવી માન્યતા દૃઢ થતી ગઈ કે ઈશ્વરે તેમને બાળશિક્ષણનું કાર્ય સોપ્યું છે, અને તે પ્રભુના કાર્ય તરીકે જિંદગીપર્યંત તેમને કરવાનુ છે, અને તેવી સુદૃઢ માન્યતા અનુસાર તેઓ તે કાર્યમાં તન અને મનથી લાગી ગયા. પ્રથમના છસાત વર્ષ બાળશિક્ષણશાસ્ત્રનુ સાહિત્ય જ્યાં જ્યાંથી મળ્યુ ત્યાં ત્યાંથી મેળવી વાચતા ગયા. અને પોતાના અભ્યાસ કાર્યમાં મૂકતા ગયા. તે સાત વર્ષોમા બહારની દુનિયા તેમના વિશે કશું જાણતી ન હતી. એક વખત મે તેમને પૂછેલ: "આનુ સંગીન અને સાચુ કાર્ય આપ કરો છો, છતા જગત હજુ સુધી તેની કાંઇ કદર કેમ કરતું નથી?" તેમણે જવાબ આપેલો, "મને મારા કાર્યમાં અખૂટ શ્રદ્ધા છે, અને જગતને મારા કાર્યની કદર કરવી જ પડશે. હજુ મારા જીવનમાં ન્યૂનતાઓ છે. તમારા જડીબેન (શ્રી ગિજુભાઇના ધર્મપત્ની) હજુ ત્રાંબા—પિત્તળના વાસણમા રસોઇ કરે છે, તે વૈભવ છોડી માટીના હાડલામા રસોઇ કરશે ત્યારે જ જગત મારા કામની કદર કરશે"

એક વખતે મેં તેમને પૂછેલ, "તમારા બાળમંદિરમાં નવીન પદ્ધતિથી શીખેલાં બાળકો આ જગતમાં શું કરશે?" તેમણે જવાબ આપેલો, "તેઓ પરાધીન જગતમા જીવવાની ના પાડશે, અને સ્વાધીન જગતમાં જ જીવશે અગર મરી ફીટશે."

પ્રથમનાં સાત વર્ષમા આ રીતે પોતાના કાર્યમાં અખૂટ શ્રદ્ધા અને પ્રભુ ઉપર વિશ્વાસ રાખી શાંત રીતે કોઇ પણ પ્રકારની જાહેર ખબર અગર ઘોંઘાટ કર્યા વગર તેમણે તેમનું કાર્ય



શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિરમાંથી છુટા થતી વખતના કાર્યકરો સાથેની તસવીર ઇ. સ. ૧૯૩૮

Lakshmi Art Bombay 8

બાળકો, અસંખ્ય વિદ્યાર્થીઓ અને બાળકોનાં માબાપો તેમનાં અવસાનથી કરુણ આક્રંદ કરે છે, અને મારા ઉપર તેમના વિદ્યાર્થીઓના જે પત્રો આવે છે તે વાંચી હૃદયના ચૂરેચૂરા થઇ જાય છે. ઘણાં લખે છે કે શ્રી. ગિજુભાઇના સ્વર્ગવાસથી તેમનું જીવન શૂન્ય થઇ ગયું છે. તેઓને હંમેશ તેમના તરફથી જીવનની તદ્દન નવી દિશા અને અદ્‌ભુત પ્રેરણા મળતી.

શોક કરવો મિથ્યા છે. પ્રભુની એવી જ ઇચ્છા હશે. હવે તો શ્રી. ગિજુભાઇના કાર્યને જીવંત રાખી આગળ ધપાવવું તે જ તેમના સૌ મિત્રોનું કર્તવ્ય છે. શ્રી. ગિજુભાઇ સ્વર્ગવાસી થયા છતાં અમર છે. તેમનો આત્મા બાળજગતમાં અહોનિશ વિહર્યા કરશે, અને બાળશિક્ષણની વધારે વેગવાન અને બળવાન પ્રેરણા આપ્યા કરશે તેમાં શંકા નથી. પ્રભુ તેમનાં આત્માને ચિર શાંતિ આપો.

પોપટલાલ ચૂડગર

# જીવતું યૌવન

સદ્‌ગત ગિજુભાઈ સાથે મને લગભગ પચ્ચીસ વર્ષનો પરિચય હતો. સૌથી પહેલાં તેમનો મને પરોક્ષ પરિચય થયેલો. ભાઈ મસ્તરામ જેઓ ગિજુભાઈના એક સ્વજન થાય તેઓ મારા હાઈસ્કૂલના સહાધ્યાયી હતા. તેમના બંગલે હું જતો અને ઈસ્ટ આફ્રિકાથી આવેલા ગિજુભાઈના પત્રો તેમ જ કાવ્યો જે ગૂજરાતી માસિકોમાં પ્રગટ થઈ રહ્યા હતા તે મને તેઓ વંચાવતા. તે સમય દરમિયાન ગિજુભાઈનાં પત્ની જડીબહેનને પણ ભાઈ મસ્તરામને ત્યાં જ પહેલવહેલો મળેલો. ત્યારબાદ થોડાં વર્ષ બાદ ગિજુભાઈ મુંબઈમાં પરેલ ઉપર 'મગનબાગ'માં રહેતા અને વકીલાતનો અભ્યાસ કરતા ત્યારે પણ એકાદવાર તેમને હું મળેલો એવું મને સ્મરણ છે. વઢવાણમાં તેમણે વકીલાત શરૂ કરી ત્યારબાદ એક દિવસ તેમને ત્યાં જ હું મહેમાન થયેલો અને તેમની સાથે રહેલો. તેમની સાથેના મારા પરિચયની ખરી શરૂઆત તો અહીં જ થઈ. દરબાર ગોપાળદાસ તે વખતે રાયસાંકળીના દરબાર હતા અને વઢવાણ કૅમ્પમાં જ ઘણું ખરું રહેતા. તેમને ત્યાં એક સુંદર સિતાર વગાડનારો આવેલો. તેને સાંભળવા ગિજુભાઈ સાથે હું ગયો હતો. દરબાર ગોપાળદાસ તે વખતે વસોમાં મોન્ટીસોરીપદ્ધતિએ બાળમંદિર ચલાવતા હતા. ગિજુભાઈ વકીલાતમાં ઠીક ઠીક પ્રગતિ કરતા હતા

પણ તેમના આત્માને તેમાં કાંઈ ચેન પડતું નહોતું. તેમનામાં રહેલી શક્તિઓ વિસ્તૃત કાર્યક્ષેત્ર અને નવસર્જન શોધી રહી હતી દરબાર ગોપાળદાસના પરિચયના પરિણામે મોન્ટીસોરીપદ્ધતિનાં પુસ્તકો તેમના જોવામાં આવ્યાં; વસોનું બાળમંદિર તેમણે નજરે નિહાળ્યું; અને તેમનું મન શિક્ષણપ્રદેશ તરફ આકર્ષાયું. ઈ. સ ૧૯૧૬ લગભગમાં તેઓ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં જોડાયા, અને ભાવનગર આવીને વસ્યા. તે દરમિયાન મારે ભાવનગર રહેવાનુ ખૂબ બનતું. તેથી ગિજુભાઈ સાથે મારો પરિચય વધતો ગયો. અનેક સાંઝો મેં તેમની સાથે ગાળી હશે. તેઓ અનેક વિષયમાં રસ ધરાવતા અને મારી આસપાસ પણ કૉલેજજીવનનું ગાઢ વાતાવરણ હતું, તેથી અનેક વિષયો ઉપર કલાકના કલાક સુધી અમારી ચર્ચા ચાલતી. તેઓ દરેક વાતને બુદ્ધિના ત્રાજવે તોળતા અને દરેક વિષયના મૂળને સ્પર્શવા પ્રયત્ન કરતા. તેમનું ભાવાળુપણું ભારે મોહક હતું. તેમની સહાનુભૂતિ પણ ખૂબ પ્રેરક હતી. ગમે તેવી અગવડમાં પણ તેઓ હમેશાં હસતા જ હોય. સાંસારિક આધિ, વ્યાધિ કે ઉપાધીઓ તેમના માનસને ભાગ્યે જ ક્ષુબ્ધ કરી શકતી ભગવાન બુદ્ધ પ્રત્યે તેમને ખૂબ આદર હતો. સમાજના અનેક પ્રશ્નોમાં પણ તેમને ઊંડો રસ હતો. તેમનો અનુભવ તેમ જ અવલોકન વિશાળ હતાં. ધીમે ધીમે તેમનું ધ્યાન બાળશિક્ષણ ઉપર વધારે ને વધારે એકત્ર થતું ગયું. આપણાં અનેક દર્દોનું મૂળ તેમને બાળકની ઉપેક્ષામાંથી જ ઉદ્‌ભવતું દેખાયું. દેશના ઉત્કર્ષનો સાચો ઉપાય કેળવણી છે અને એ કેળવણીનું પુનર્વિધાન બાળકની કેળવણીથી જ શરૂ થવુ જોઈએ એમ તેઓ માનતા. જે દમનચક્રીમાં બાળકો પીસાઇ રહ્યાં હતાં તે જોઈને તેમનો આત્મા ખૂબ ત્રાસ અનુભવતો. આ કારણે તેઓ શિક્ષકો તેમ જ માબાપોની કડકમાં કડક શબ્દોમાં

ઝાટકણી કાઢતા જે પ્રજાને મહાન ભાવી સરજવું છે તે પ્રજા પોતાના બાળકોની ઉપેક્ષા કેમ જ કરી શકે? બાળક એક મુલાયમ છોડ્યતા છે તેને સભાળપૂર્વક ઉછેરો અને સમજપૂર્વક કેળવો તો તે આવતી કાલનો સમર્થ નાગરિક બનશે પણ આ સભાળણુ અને આ સમજણ-એ વિશે જ આપણા લોકોમા ગાઢ અજ્ઞાન પ્રવર્તતુ હતુ એ અજ્ઞાન દૂર કરવાનુ અને સાચુ બાળશિક્ષણ કેવુ હોવુ જોઇએ તેની સાચી સમજ લોકોને આપવાનુ કામ ગિજુભાઇએ ઉપાડ્યુ અમારી સાથે પણ આ જ વાત અને આ જ ચર્ચા ચાલતી તેમણે વીશ વીશ વર્ષ સુધી આ વિષય પાછળ અખડ તપશ્ચર્યા કરી ઊઘતી જનતાને જાગ્રત કરી, બાળશાળાઓને કેદખાના અને કારખાના મીટાવીને ક્રીડાગણો બનાવી દીધા, તેમના પરિચયથી મારી જેવા અનેક મિત્રોને પોતપોતાના બાળકો વિશે સાચી દૃષ્ટિ પ્રાપ્ત થઈ

તેમની સાથે મે કલાકોના કલાકો ગાળ્યા છે ભાવનગર હુ જ્યારે જાઉં ત્યારે તેમને મળવાનુ અને તેમની સાથે એકાદ ટક જમવાનુ હોય જ બાળશિક્ષણ તેમનુ ખાસ કાર્યક્ષેત્ર હતુ, છતા તેમની દૃષ્ટિ સર્વગ્રાહી હતી. તેમનો પ્રેમાળ અને હસનો સ્વભાવ ન બોલતાને પણ બોલાવતો બાળમદિરમા તેમની સાથે ફરવુ અને નવા પ્રયોગો અને નવા અનુભવોની વાતો સાંભળવી એટલે બે ઘડી ખટપટ અને ખટરાગથી ભરેલી દુનિયાને ભૂલી જવી તેમની સાથે ઉમરભેદ કદી જણાય જ નહિ તેઓ બાળક સાથે બાળક હતા, યુવાન સાથે યુવાન હતા અને પ્રૌઢ સાથે પ્રૌઢ હતા તેમનામાં જીવતુ યૌવન ભરેલું હતુ બાળકોના સતત સહવાસે તેમની ઉપર ઉમરની અસર થવા દીધી જ ન હતી બાળકોને તેમણે પ્રતિષ્ઠા આપી,

બાળકોએ તેમને અખંડિત યૌવન આપ્યું છે(ના છે ના જાન્યુ
આરીના અન્ત ભાગમાં હું તેમને ગજકોટ મળેલો, ત્યારે પણ ગિજુ-
ભાઇ તો ગિજુભાઇ જ હતા એ જ હાસ્ય, એ જ વિનોદ, એ જ
સહાનુભૂતિ સર હરકીશનદાસ હોસ્પીટલમાં તેમને મળવું એ ભારે
હૃદયદ્રાવક હતું તેઓ બોલી શકતા નહિ પણ તેમની આંખો
આવનારને બરોબર ઓળખતી ને તેમના જાગ્રત મગજમાં ભૂત-
કાળના અનેક સ્મરણો ઉભરાતા, બાજુએ પડેલા પેડ ઉપર પોતાની
જાતને વ્યક્ત કરવા તે કંઇ કંઇ લખતા તે લખાણ તો બધું
બરોબર ઊકલતું નહિ પણ તે પાછળ તેમનો કરુણા પ્રેરતો પ્રેમ
બરોબર પ્રગટ થતો અને મારી જેવા અનેક સ્નેહીઓને ગમગીન
બનાવી દેતો તેમની આંખો, તેમની મુદ્રા ઉંવટની વિદાય માગી
રહી હતી પાસે પડેના ફૂલો જે કોઈ આવે તેને તેઓ આપતા
અને હાથમાં હાથ મિલાવીને સામે ટગર ટગર જોઇ રહેતા. તેઓ
આખરે ગયા અને આપણે તેમના વિયોગે રડતા અહીં રહ્યા
વર્ષોના સબંધથી સંકળાયેલો સ્નેહી જ્યારે આપણી વચ્ચેથી
વિદાય લે છે ત્યારે જ સંસારસબંધોની અનિત્યતાનું આપણને
સચોટ ભાન થાય છે ગિજુભાઇ ગયા અકાળે વિસર્જન પામ્યા,
એમ છતાં તેઓ જેટલું જીવન જીવ્યા તેટલું પુરુ સફળ કરીને
ગયા તેમનું જીવન એટલે એક અડગ સેવાવ્રતી મિશનરીનું જીવન
કથા પૂર્વકાળમાં ભગીરથે ઘોર તપસ્યા કરીને પિતા-પિતામહોનો
ઉદ્ધાર કર્યો હતો ગિજુભાઇએ અપૂર્વ સાધના વડે માન્ટીસોરી-
ગંગા આપણા દેશમાં ઉતારીને આગામી પ્રજાનો ઉદ્ધાર કર્યો છે.
આજે તેમનું સ્મરણ કરતા કરતા અનેક બાબતો યાદ આવે છે
અને જીવનના અનેક પ્રસંગો ગિજુભાઈથી એક યા અન્ય પ્રકારે
અંકિત થયેલા દેખાય છે એવા અોડવત્સલ સ્વજનની કોઇ ગાજે

પણ ખોટ પુરાવી શકય છે જ નહિ. તેઓ જે ઉજ્જવળ કારકિર્દી મૂકી ગયા છે તે આપણને સદા માર્ગદર્શક બને અને તેમના ક્ષેત્રમાં આપણાથી બનતું કાંઇક કરીને તેમનું ઋણ અંશતઃ પણ આપણે અદા કરીએ એટલો જ હવે એમના અને આપણા સંબધનો સાર રહ્યો! પરમાત્મા એવી શક્તિને આપણી વચ્ચે ફરી ફરીને અવતાર આપે અને એ દ્વારા ભાવી પ્રજાના કલ્યાણની યોજનાઓ યોજે એવી આપણે પ્રાર્થના કરીએ!

પરમાનંદ કાપડિયા

# આછાં સ્મરણો

તપ્તેશ્વરની ટેકરી આસપાસનુ મનોહર સૃષ્ટિ સૌંદર્ય, શુદ્ધ ઠંડા પવનની લહરીઓ, દૂર દૂર નજર નાખી શકાય તેવે સ્થળે આવેલુ બાળમંદિર, તેમા હસતા, રમતાં, કૂદતા અને ગણગણ કરતા બાળકોને જોઇને કોના મનને આનંદ ન થાય ?

બાળમંદિરની અંદર જઇને જુઓ તો કોઇ વાચવામા, કોઇ ચિત્ર કરવામાં, કોઇ નિર્દોષ રમત રમવામાં, એમ સૌ પોતપોતાને અનુકૂળ કામ કરવામા ગુંથાયેલા નજરે પડે છે. ટૂંકામા આ બાળમંદિરમાં અભ્યાસ કરતા બાળકુસુમો કુદરતની સાથે એકતાન થઇને વિકસતા હોય તેવુ જોવામા આવે છે

ક્યાં એ શહેરની ગંદી ગલીઓમા આવેલી અંધારીઆવાળી બાળશાળાઓ, ક્યાં એ મેલાંઘેલાં દેખાતા બાળકો, અને ક્યાં એ બાળકોને ત્રાસરૂપ થઇ પડતા શિક્ષકો ! તપ્તેશ્વરનુ બાળમંદિર મન ઉપર કોઇ અનોખી છાપ પાડે છે કેટલાએ બાળકો તથા માબાપોને માટે એ મંદિર આશીર્વાદસમુ અને પ્રિય થઇ પડેલુ છે

ગિજુભાઇનો બચુ ( નરેન્દ્ર ) શાળાને માટે યોગ્ય ઉમરનો થયો, અને ગિજુભાઇના મનમા તેના શિક્ષણનો પ્રશ્ન ઊભો થયો. ગામની શાળામા તેને શી રીતે મોકલી શકાય ? બચુને તો ઘર

આગળ જ શિક્ષણ આપવું જોઇએ. આ વિચારની સાથે જ ગિજુભાઈએ બાળમાનસ અને બાળકેળવણીના અભ્યાસ કરવાની શરૂઆત કરી અને એક સખી ગૃહસ્થની મદદથી ભાવનગરમાં તીર્થક્ષેત્ર સમા બાળમંદિરની સ્થાપના કરી.

ગિજુભાઇના આ પ્રથમ વિચારરૂપી અંકુરમાંથી આજ ગૂજરાતકાઠિયાવાડનાં અનેક બાળમંદિરોરૂપી વૃક્ષ ઊભાં થયાં છે. ગિજુભાઈની પાસે જ તાલીમ પામેલા અનેક અધ્યાપકો તેનું પોષણ કરે છે, અને અનેક બાળકો શિક્ષણની નવી પદ્ધતિ (મોન્ટીસોરી)નાં ફળનો સ્વાદ લઈ રહ્યાં છે.

આજથી પા સદી પહેલાં ગૂજરાતકાઠિયાવાડની કોઈ કોઈ શાળાઓના બાળકોને કિન્ડરગાર્ટનપદ્ધતિ પ્રમાણે શિક્ષણ આપવામાં આવતું હતું. એ અરસામાં મેડમ મોન્ટીસોરીની બાળશિક્ષણપદ્ધતિનો થોડો થોડો અવાજ હિન્દુસ્તાન સુધી પહોંચ્યો હતો, અને ગિજુભાઇએ તે અવાજને ઝીલી લીધો. હિન્દુસ્તાનનાં બાળકોને અનુકૂળ એવો મોન્ટીસોરીપદ્ધતિમાં ફેરફાર કરીને ગિજુભાઈએ બાળશિક્ષણનો એક નવો ક્રમ તૈયાર કર્યો છે, જેને "ગિજુભાઇપદ્ધતિ" તરીકે સારી રીતે ઓળખાવી શકાય.

ગિજુભાઇએ બાળશિક્ષણ ઉપર નાનામોટાં ઘણાં સ્વતંત્ર પુસ્તકો તૈયાર કરી ગૂજરાતની આલમના શિક્ષણશાસ્ત્રીઓને ચરણે ધર્યાં છે. તે ઉપરના વિચારની સાક્ષી પૂરે છે.

બાળક એ પ્રભુની મહાન બક્ષિસ છે અને બાળક આવતી કાલના સમાજનો પિતા છે, માટે બાળમાનસને અનુકૂળ હોય તેવું શિક્ષણ બાળશાળાઓમાં અપાવું જોઇએ એ પહેલાં ગિજુભાઇએ જોયું અને બીજાને તે પ્રમાણે જોતાં કર્યાં છે.

મોન્ટીસોરીપદ્ધતિનો ખરદ્ ગૂજરાતમા ફેલાવ કરવાના ઉદ્દેશથી ગિજુભાઈએ 'મોન્ટીસોરી સત્ર'ની સ્થાપના કરીને શ્રીમતી તારાબેનના સહકારથી "શિક્ષણ પત્રિકા" નામનુ માસિક શરૂ કર્યું છે આજે ૧૬ વર્ષથી આ માસિક નિયમિત રીતે બાળકેળવણીમા રસ લેતા માબાપો, શિક્ષકો અને બાળકોને માટે સુદર વાચન પૂરુ પાડે છે

બાળસૃષ્ટિમા આજે સૌથી વધારે કોઇ નામ જાણીતુ થયુ હોય તો તે ગિજુભાઇનુ છે

ગિજુભાઈ આપણી વચ્ચે રહ્યા નથી પરતુ બાળકેળવણી ઉપર લખેલા તેમના પુસ્તકો (જેમા બાળનાટકો, બાળવાર્તા પ્રવાસવર્ણન, પ્રાણીવર્ણન, પક્ષીવર્ણન, વનસ્પતિવર્ણન સૃષ્ટિસૌન્દર્યનુ વર્ણન, બાળકહેવતો, અને મહાન પુરુષોના જીવનચરિત્રોનો સમાવેશ થાય છે) અને તેમની પ્રેરણાથી ઠેકાણે ઠેકાણે સ્થપાયેલા બાળમદિરો મોજૂદ છે અને તે રીતે તેમની યાદગીરી અમર થઇ ગઇ છે.

ગિજુભાઇ માત્ર શિક્ષણશાસ્ત્રી નહોતા. તેમનામા ઊંડી ધાર્મિકભાવના હતી તેમને મન ધર્મ એટલે માત્ર Religion નહિ પરતુ ફરજ અને સેવા પણ એટલા જ મહત્ત્વના હતા. તેમની કાર્યશક્તિ, વ્યવસ્થાશક્તિ નિડરતા અને નિયમિતપણે કામ કરવાની ટેવથી તેમની સાથે કામ કરનારાઓ હમેશા મુગ્ધ બનતા અને તેમના ગુણોના મુક્તકંઠે વખાણ કર્યા વિના રહી શકતા નહિ ગિજુભાઇ નાના સાથે નાના અને મોટા સાથે મોટા થઇ શકતા. બાળમદિરમા નાના વિદ્યાર્થીઓ સાથે એકતાન થઇને નાચ કરનારા ગિજુભાઇ અને અધ્યાપનમદિરમાં શિક્ષણશાસ્ત્ર ઉપર પ્રવચન કરતા ગિજુભાઇ કોઈ અજબ પ્રકારના જાદુઈ આવડતના હતા.

ગિજુભાઈમાં ધાર્મિક સસ્કાર તેમનાં માતુશ્રી અને મોસાળ પક્ષમાંથી ઊતરી આવેલા હતા. જ્યારે તેમની ઝીણવટથી કામ કરવાની ટેવ અને વકીલોને સહજ એવી લડાયકશક્તિ ( Fighting Siprit ) તેમના પિતા તરફથી ઊતરી આવેલા હતા ગિજુભાઈના પિતા વકીલ હતા.

ગિજુભાઈની સાહસિક વૃત્તિ તેમને પૂર્વ આફ્રિકા સુધી લઈ ગઈ. આફ્રિકાના તેમના બે વર્ષના રહેવાસ દરમિયાન તેઓએ એક અંગ્રેજ સોલીસીટરની ઑફિસમાં કામ કર્યું. દેશમાં પાછા આવ્યા પછી તેમને વકીલાતનો ધંધો કરવાની ઇચ્છા થઈ એટલે ઉત્તરોત્તર ડિસ્ટ્રીક્ટ પ્લીડર અને હાઈકોર્ટ પ્લીડરોની પરીક્ષા ઊંચે નંબરે પસાર કરી વઢવાણમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો ગિજુભાઈનું મૂળ વતન વળા. તેમના પિતાએ ઘણાં વર્ષો પૂર્વે વકીલાતની શરૂઆત કરેલી અને ગિજુભાઈએ પણ અણુધારી રીતે વઢવાણમાં વકીલાતનો જ ધંધો કરવા માંડ્યો. થોડા જ વખતમાં ગિજુભાઈ જેવા સરળ પ્રકૃતિના માણસ માટે વકીલાતનો અટપટો ધંધો કરવાનુ કઠણ થઈ પડયું.

એ અરસામાં ભાવનગરમાં શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનની સ્થાપના થઈ આ સસ્થાના આદ્ય ચાલકો માહેના એક તેમના મામા સ્વ. હરગોવિંદભાઈ હતા ગિજુભાઈનો તેમના મામા પ્રત્યે અપૂર્વ પૂજ્યભાવ, માન અને શ્રદ્ધા, એટલે તેમના મામાએ ગુરુકુળની પરંપરા પર સ્થાપેલી દક્ષિણામૂર્તિની સંસ્થામાં જોડાઈ શિક્ષકનો ધંધો કરવાનુ ગિજુભાઈને વધારે પસદ પડ્યું. તેમણે વકીલાતનો ધંધો કાયમ રાખ્યો હોત તો પૈસાની દૃષ્ટિએ તેઓ વધારે સુખી અને સુસપન્ન હોત, પરતુ દક્ષિણામૂર્તિમાં આજીવનસભ્ય તરીકે

જોડાયા પછી લોકકલ્યાણનાં તેમણે જે જે કાર્યો કર્યાં તેમાંથી કેટલું થઇ શક્યું હોત તે કહેવું મુશ્કેલ છે.

આજીવનસભ્ય તરીકેનો તેમનો ૨૦ વર્ષનો સમય પૂરો થતાં તેઓ સંસ્થામાંથી નિવૃત્ત થયા. દક્ષિણામૂર્તિમાંથી નિવૃત્ત થયા પછી તેમના કાર્યપ્રદેશને વધારે વિસ્તૃત બનાવવાનો અને પોતાની દરેક શક્તિઓનો બાળકેળવણીના ક્ષેત્રમાં ભોગ આપવાનો તેમણે નિર્ણય કરેલો.

ઇશ્વરે તેમને માટે આ દુનિયામાંથી ટૂંક સમયમાં ચાલ્યા જવાનું નિર્માણ કર્યું હશે તેવું તેમણે ધાર્યું નહિ હોય, તેમ જ બીજા કોઇની કલ્પનામાં પણ આવ્યું નહિ હોય.

ગિજુભાઈ તો ગયા, અને અમર થઇ ગયા. બાળકેળવણીમાં રસ લેનાર આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોની હવે ફરજ ઊભી થાય છે કે ગિજુભાઇએ ૨૦ વર્ષ સુધી સતત પરિશ્રમ કરી બાળકેળવણીનું જે કામ ઉપાડેલું છે તે આગળ વધારે અને એ રીતે તેમના આત્માને સંતોષ પમાડે.

પરમાત્મા ગિજુભાઇના આત્માને અનંત શાન્તિ આપો

હીરાલાલ હરગોવિંદ પંડ્યા

ગિજુભાઈમાં ધાર્મિક સંસ્કાર તેમનાં માતુશ્રી અને મોસાળ પક્ષમાંથી ઊતરી આવેલા હતા જ્યારે તેમની ઝીણવટથી કામ કરવાની ટેવ અને વકીલોને સહજ એવી લડાયકશક્તિ ( Fighting Siprit ) તેમના પિતા તરફથી ઊતરી આવેલા હતા ગિજુભાઈના પિતા વકીલ હતા

ગિજુભાઈની સાહસિક વૃત્તિ તેમને પૂર્વ આફ્રિકા સુધી લઈ ગઈ આફ્રિકામાં તેમના બે વર્ષના રહેવાસ દરમિયાન તેઓએ એક અંગ્રેજ સોલીસીટરની ઑફિસમાં કામ કર્યું દેશમાં પાછા આવ્યા પછી તેમને વકીલાતનો ધંધો કરવાની ઇચ્છા થઈ એટલે ઉત્તરોત્તર ડિસ્ટ્રીક્ટ પ્લીડર અને હાઈકોર્ટ પ્લીડરોની પરીક્ષા ઊંચે નમ્બરે પસાર કરી વઢવાણમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો ગિજુભાઈનું મૂળ વતન વળા તેમના પિતાએ ઘણાં વર્ષો પૂર્વે વકીલાતની શરૂઆત કરેલી અને ગિજુભાઈએ પણ અનુધારી રીતે વઢવાણમાં વકીલાતનો જ ધંધો કરવા માંડ્યો થોડા જ વખતમાં ગિજુભાઈ જેવા સરળ પ્રકૃતિના માણસ માટે વકીલાતનો અટપટો ધંધો કરવાનું કઠણ થઈ પડ્યું

એ અરસામાં ભાવનગરમાં શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનની સ્થાપના થઈ આ સંસ્થાના આદ્ય ચાલકો માહેના એક તેમના મામા સ્વ. હરગોવિંદભાઈ હતા ગિજુભાઈનો તેમના મામા પ્રત્યે અપૂર્વ પૂજ્યભાવ, માન અને શ્રદ્ધા, એટલે તેમના મામાએ ગુરુકુળના પગ પગ પર સ્થાપેલી દક્ષિણામૂર્તિની સંસ્થામાં જોડાઈ શિક્ષકનો ધંધો કરવાનું ગિજુભાઈને વધારે પસંદ પડ્યું તેમણે વકીલાતનો ધંધો કાયમ રાખ્યો હોત તો પૈસાની દૃષ્ટિએ તેઓ વધારે સુખી અને સુસંપન્ન હોત, પરંતુ દક્ષિણામૂર્તિમાં આજીવનસભ્ય તરીકે

તરીકે, ભણનાર તરીકે નહિ પણ આજે તો ત્યા જ હું એ. ભણુ નાર તરીકે હતો કેવી નવાઈ !

દક્ષિણામૂર્તિમા આવી પહોચ્યો. ગૃહપતિએ અમને અમારો નિવાસ બતાવ્યો. સૌ વિદ્યાર્થીઓની સાથે હુ પણ ગોઠવાયો લાબી એવી એક ઓરડી હતી અને એમા સામસામા વિદ્યાર્થીઓ ગોઠવાતા હતા જેલની બેરેકો મને યાદ આવી પણ જેલમા તો અમને ફરજિયાત એ પ્રમાણે ગોઠવતા હતા જ્યારે અહીં અમારે સ્વેચ્છાએ એમ કરવાનુ હતુ એટલો ફેર હતો

આ બધુ બન્યુ ત્યા સુધી ગિજુભાઈને જોયેલા નહિ એ ક્યા હશે એમ એક જણને પૂછ્યુ તો 'સામા મકાનમા' એવો ઉત્તર મળ્યો. મે મકાનની સામે જોયુ બેઠા ઘાટનુ એક મકાન હતુ આગળ બે જાળીઓ હતી મકાનની આગળ નાનો સરખો બાગ અને બાગમાં એક હીંચકો હતો એ મકાનમા ગિજુભાઈ રહેતા હતા વિદ્યાર્થીનિવાસથી તે સાવ નજીકમા હતુ

થોડી વારમાં ખાવાનો વખત થયો અને અમે રસોડે ઊપડ્યા સૌ સૌના હાથમા પોતપોતાની થાળી, વાટકી અને લોટા હતા અને અમે વાતો કરતા ચાલ્યા જતા હતા રસોડામા જમવા બેઠા ત્યા ગિજુભાઈ આવે છે એમ સાભળ્યુ સૌ એમને જેવા આતુર બન્યા ગિજુભાઈ અદર આવ્યા એમણે એક અડધી બાંયવાળુ પહેરણુ ને ટૂકી ધોતલી પહેરી હતી સૌના નામ પૂછતા ગયા મારી પાસે આવી મારુ નામ પણ પૂછ્યુ પછી બે શબ્દો સૌને કહી એ ચાલ્યા ગયા ગિજુભાઈ સાથેનુ એ મારુ પહેલુ મિલન. પહેલા મિલને અમે કેટલા નજીક આવ્યા હતા એ ન તો એ જાણતા હતા કે ન તો હુ પણ એક વાત સાચી અને તે એ કે એમની

તરીકે, ભણનાર તરીકે નહિ પણ આજે તો ત્યા જ હું એક ભણ નાર તરીકે હતો કેવી નવાઈ !

દક્ષિણામૂર્તિમા આવી પહોચ્યો ગૃહપતિએ અમને અમારો નિવાસ બતાવ્યો સૌ વિદ્યાર્થીઓની સાથે હુ પણ ગોઠવાયો લાબી એવી એક ઓરડી હતી અને એમા સામસામા વિદ્યાર્થીઓ ગોઠવાતા હતા જેલની બેરેકો મને યાદ આવી પણ જેલમાં તો અમને ફરજિયાત એ પ્રમાણે ગોઠવતા હતા જ્યારે અહીં અમારે સ્વેચ્છાએ એમ કરવાનુ હતુ એટલો ફેર હતો

આ બધુ બન્યુ ત્યા સુધી ગિજુભાઈને જોયેલા નહિ એ ક્યાં હશે એમ એક જણને પૂછ્યુ તો 'સામા મકાનમા' એવો ઉત્તર મળ્યો. મે મકાનની સામે જોયુ બેઠા ઘાટનુ એક મકાન હતુ આગળ બે જાળીઓ હતી મકાનની આગળ નાનો સરખો બાગ અને બાગમા એક હીચકો હતો એ મકાનમા ગિજુભાઈ રહેતા હતા વિદ્યાર્થિનિવાસથી તે સાવ નજીકમા હતુ

થોડી વારમા ખાવાનો વખત થયો અને અમે રસોડે પહોચ્યા સૌ સૌના હાથમા પોતપોતાની થાળી, વાટકી અને [illegible] હતા અને અમે વાતો કરતા ચાલ્યા જતા હતા રસોડામા જમવા બેઠાં ત્યા ગિજુભાઈ આવે છે એમ સાભળ્યુ સૌ એમને જોવા આતુર બન્યા ગિજુભાઈ અંદર આવ્યા એમણે એક આખી બાંયવાળુ પહેરણુ ને ટૂંકી ધોતલી પહેરી હતી સૌને નામ પૂછતા ગયા મારી પાસે આવી મારુ નામ પણ પૂછ્યુ પછી બે શબ્દો સૌને કહી એ ચાલ્યા ગયા ગિજુભાઈ સાથે એ મારુ પહેલુ મિલન. પહેલા મિલને અમે કેટલા નજીક આવ્યા એ ન તો એ જાણતા હતા કે ન તો હુ [illegible] અને તે એ કે એમની

-સાદાઈએ મારી પર ભારે છાપ પાડી હતી અને પહેલે જ દિવસથી એમણે પોતાની મૂર્તિ મારા મનમાં રમતી કરી દીધી.



**ગિજુભાઇ આચાર્ય તરીકે ને વ્યક્તિ તરીકે!**

પછી તો અધ્યાપનમંદિર શરૂ થયું અને ગિજુભાઇના પરિચયમાં સૌ વધુ આવતા ગયા. અધ્યાપનમંદિરને અંગે હું તથા મારા એક મિત્ર દૈનિક કાઢતા હતા. એનું નામ હતું 'ફોરમ.' એ ફોરમને અંગે સમાચાર લેવા ગિજુભાઇ પાસે મારે અવારનવાર જવાનું રહેતું. ગિજુભાઈ સમાચાર પણ આપે ને ફોરમને અંગે બીજી સૂચનાઓ પણ આપે. ફોરમને અંગે ગિજુભાઇથી પરિચિત થવાનો મને ઠીક પ્રસંગ મળ્યો.

પણ એમનો એક તરફી પરિચય શા કામનો? ગિજુભાઇનો પરિચય બધી રીતે થાય તો જ ઠીકને? એ પરિચય કરાવવાને ખાતર આમ બન્યું હશે કે કેમ એ તો કોણ જાણે, પણ એક વખત આમ બન્યું:

પાઠ્યપુસ્તકો દરેક વિદ્યાર્થીની પાસે પોતાનાં જ હોવાં જોઈએ એવું જાહેર થયું હતું. મારી પાસે બીજાં બધાં તો પુસ્તકો હતાં પણ અમુક ન હતાં. એ બીજા પાસેથી મેળવીને વાંચી લઇશ એ ઇચ્છાએ ખરીદ્યાં ન હતાં. પણ એક દિવસ અધ્યાપનમંદિરના વર્ગમાં ગિજુભાઇએ સૌ વિદ્યાર્થીઓને પૂછ્યું અને કોની પાસે નથી એમ જાણવા માગ્યું.

મેં હાથ ઊંચો કર્યો.

ગિજુભાઇ: "તમે કેમ એ પુસ્તકો ખરીદ્યાં નથી?"

મે જવાબ આપ્યો "બીજા પાસેથી મેળવીને વાચી લઈશ એવો વિચાર હતો તેથી"

ગિજુભાઈ 'પણ તમે જાણો છો ને કે દરેક વિદ્યાર્થીએ પાઠ્યપુસ્તકો પોતાના જ રાખવાના છે?"

મે કહ્યુ "હા જી"

ગિજુભાઈ "તો હવે કાલે ખરીદી લેજો"

મે કહ્યુ "ભલે"

વર્ગ વીખરાયો ગિજુભાઈ સાથે થયેલા આ સવાદ પછી હું સહેજ ઝખવાણો પડી ગયો હતો અતરમાં સહેજ ઓછુ આવ્યુ હતુ અને આખમાં ઝળઝળિયાં આવી ગયા હતા

ગિજુભાઈએ મને જોયો અને પોતાની પાસે બોલાવ્યો એમણે મારી પીઠ થાબડી કહ્યુ "શિસ્તની ખાતર આચાર્ય તરીકે મારે સૌને ચોપડીઓ ખરીદવી જોઈએ એમ કહેવુ જ જોઈએ એથી તમારે માઠુ લગાડવુ ન જોઈએ જાવ હવે ગિજુભાઈ તરીકે હુ કહુ છુ કે તમે એ ચોપડીઓ ખરીદશો નહિ અને મારી પાસેથી લઈ જજો"

પછી તો ખૂટતી એ ચોપડીઓ ગિજુભાઈએ મને આપી અને એ રીતે આ પ્રસગનો અત આવ્યો.

**પધડાની પતાવટ કેવી?**

અધ્યાપનમદિરને અગે દૈનિક કાઢવાની વાત હું લખી ગયો છુ. એ દૈનિકમા અધ્યાપનમદિરના વિદ્યાર્થીઓના સમાચાર અપાતા. જગાના અભાવે ઘણીવાર એમ બનતું કે કેટલાકના સમાચાર આપવા રહી જતા હતા. આથી કેટલાક વિદ્યાર્થીઓએ ગૃહપતિને ફરિયાદ કરી કે દૈનિકના તત્રીઓ ઇરાદાપૂર્વક અમારા સમાચાર લેતા નથી.

ગૃહપતિએ મને બોલાવ્યો ને સમાચાર કેમ લેતા નથી એનો ખુલાસો માગ્યો. મેં જે સાચી વાત હતી તે કહી, પણ એથી એમને સંતોષ ન થયો અને વાત ગિજુભાઈની પાસે પહોંચી.

ગિજુભાઈએ ગૃહપતિ અને મને બંનેને બોલાવ્યા.

ગૃહપતિએ કહ્યું, " ગિજુભાઈ, દૈનિકના તંત્રીએ હું જે કહું તે સાંભળવું જોઈએ. "

હું બોલ્યો, " પણ સાંભળવાની હું ક્યાં ના પાડું છું. જરૂર તમે જે કહો તે અમારે સાંભળવું જ જોઈએ અને એનો અમલ કરવો જોઈએ પણ જે વસ્તુ શક્ય ન હોય તેને માટે અમે શું કરી શકીએ ? દૈનિકના તંત્રી તરીકે એટલી સ્વતંત્રતા તો અમને હોવી જોઈએ ને ? "

હું બોલતો હતો અને ગિજુભાઈ સાંભળતા હતા.

ગૃહપતિઃ " પણ એનો અર્થ એ નહિ કે તમે મનસ્વી રીતે અમુક સમાચારો લો ને અમુક ન લો. "

મેં કહ્યું, " એમાં મનસ્વીપણું ક્યાં છે ? દૈનિકનાં પાનાં એ આવે છે. એમાં એકમાં અગ્રલેખ ને બીજામાં સમાચાર. સમાચાર દોઢ પાનાના આવે તો શું કરવું ? ક્યા કાપી નાખવા ને ક્યા નહિ એ તો તંત્રીની જવાબદારી પર રાખશો ને ? "

ગૃહપતિ મૂંગા રહ્યા. પણ અમારો ઝઘડો પત્યો નહોતો. ગિજુભાઈ મૂંગા મૂંગા અમારો આ સંવાદ સાંભળતા હતા. અમને સાંભળીને તેઓ હસી પડ્યા અને પહેલેથી છેવટ સુધી જેમ મૂંગા હતા તેમ જ મૂંગા રહીને બોલ્યા વિના બીજા ઓરડામાં ચાલ્યા ગયા.

ગૃહપતિને હું બને એક બીજાની સામે જોઇ રહ્યા બનેને શુ કરવું તે સૂઝ્યુ નહિ અને આસનો પરથી ઊઠ્યા અને હાથ મિલાવ્યા.

દૂર કાચની બારીમાથી ગિજુભાઇએ આ જોયુ અને તેઓ મદમદ હસ્યા આ જોઇને ગૃહપતિ ને હું બને સમજી ગયા ઝઘડાની આ પતાવટ કેવી મીઠી હતી?



ઇશ્વરી સંકેત!

અધ્યાપનમંદિરના કાળ દરમિયાન ઉપરના પ્રસંગો મુખ્ય હતા. એ પછી અધ્યાપનમંદિર પૂરુ થયુ અને સૌ વીખેરાયા ગિજુભાઇથી અમે શારીરિક રીતે જુદા પડ્યા પણ માનસિક રીતે નહોતા પડ્યા એમ તો તેઓ અમારી સાથે જ હતા

મનમા ઘણી વાર ઇચ્છા થતી કે ગિજુભાઇની સાથે કામ કરવાની તક સાપડે તો કેવુ?

વડોદરા બાળમંદિરમા કામ કરતો હતો એક વખત મનમા તુક્કો આવ્યો કે બાળમંદિરમા કામ નથી કરવુ ચાલ વીમાના ક્ષેત્રમા પડુ અને રાજીનામુ આપી બાળમંદિરમાથી છૂટા થઇ મેં ગિજુભાઇને એ સમાચાર આપ્યા

ગિજુભાઇએ લખ્યુ, 'ભલે, પણ કવિને કેમ એ ગમશે? એ ક્ષેત્રથી તમે કટાળો નહિ તો સારુ. વકીલાતથી કટાળીને જેમ હુ બાળમંદિરના ક્ષેત્રમાં આવ્યો તેમ તમે પણ વીમાથી કટાળીને પાછા આમા જ આવશો. અને તે દિવસે પાછો હુ તમને ફરી આવકાર આપીશ ' પોતાના વિદ્યાર્થી પ્રત્યે ગિજુભાઇને કેટલી મમતા હતી!

ઈશ્વરનો શો સંકેત હશે એની કોને ખબર પડે? હુ વીમાના ક્ષેત્રમાં પડુ એ પહેલા કાઇક જુદુ જ બન્યુ ચરોતર સ. સ મડળી

અહીંથી જવા માટે મેં રજા લીધેલી. એ રજાના પૈસા મારે આપવાના હતા. એના મંત્રી શ્રી મોતીભાઈ અમીન પાસે ગયો ને એમની પાસે મંદિરનું કામ માગ્યું. એમણે મને કહ્યું, "મારી પાસે બાલમંદિરનું લખવું બીજું કંઈ કામ તો નથી પણ જો તમારે બાળમિત્રના તંત્રી થવાની ઇચ્છા હોય તો એનો પ્રબંધ હું કરું."

બાળસાહિત્યલેખનનો મને ઠીક ઠીક શોખ હતો અને 'બાળમિત્ર'ના તંત્રી થવાની તક મળે તો સારું એમ થઈ ગયું. એટલે ધીમાના દેશમાં પડવાનું મેં મોકૂફ રાખ્યું ને 'બાળમિત્ર'નો તંત્રી થયો.

ગિજુભાઈને આથી ખૂબ આનંદ થયો. 'બાળમિત્ર'ને અંગે પછી તો ગિજુભાઈને હું અવારનવાર ખૂબ મળતો અને માર્ગદર્શન મેળવતો, પણ હજી મારા મનથી એમની સાથે કામ કરવાનું મળે તો કેવું એ વાત ભુલાઈ નહોતી.

**નહીં એટલે નહીં!**

એક વખત ગિજુભાઈ બિમાર પડ્યા. બિમારી જેવી તેવી નહોતી, ભારે હતી. દમ એમને એટલો ચડતો કે શ્વાસ પણ ન લઈ શકે. એ વખતે એક મહિના જેટલો સમય તેમની પાસે રહેવાનું મને મળ્યું. આ વખતે એમના સઘળા પત્રવ્યવહારનું કામ મને મળ્યું. આ કામે મને એમની નજીકમાં ઠીક ઠીક આણ્યો અને પાવરધો પણ સારો બનાવ્યો.

પછી તો એવું થઈ ગયું કે ગિજુભાઈ જ્યારે કોઈ પ્રવાસે જાય અને મને રજા મળી શકે તેમ હોય તો તેઓ પોતાની સાથે આવવા આગ્રહ કરીને મને લખે. ગિજુભાઈ સાથે પ્રવાસ કરવાની ખૂબ મજા પડે એ વાત હું જાણતો એટલે એવી તક હું ચૂકતો નહિ

આ પ્રવાસો દરમિયાન નાના નાના અનેક પ્રસંગો બનતા પણ એ બધાનો ઉલ્લેખ કરવા જાઉં તો તો પાર ના આવે એટલે એકાદ મુખ્ય પ્રસંગ વિશે કહીશ.

એક વખત અમે એક ગામમા ગયા. ગામના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થને ગિજુભાઇ મળવા ગયા બરોબર એ જ વખતે એ ગૃહસ્થને લગ્નપ્રસંગે બહાર જવાનુ હતું. પોતાની સાથે ગિજુભાઇને એમણે આવવાનો આગ્રહ કર્યો ગિજુભાઇએ પોતાને અમુક વાગે બીજે જવાનુ છે એમ કહી દિલગીરી દર્શાવી.

પણ પેલા ગૃહસ્થે તો આગ્રહ ચાલુ જ રાખ્યો અને છેવટે એટલા વાગે એ જગ્યાએ પહોચાડવાની ગિજુભાઈને ખાતરી આપી એટલે ગિજુભાઇ એમની સાથે ગયા

ગિજુભાઇના જવાથી સૌને આનદ થયો. એમ કરતા વખત તો થવા આવ્યો ને મે પેલા ગૃહસ્થને ગિજુભાઇને જવાનો વખત થયો છે માટે વાહનનો બદોબસ્ત કરવા વિનતિ કરી. પેલા ગૃહસ્થે લગ્નવાળા ભાઈને કહ્યુ લગ્નવાળા ભાઇએ કહ્યું, "હમણાં મોટર મોકલાવુ છુ."

પણ એ મોકલાવાની વાત તો બોલવામા જ ગઈ. એનો કાંઇ અમલ ન થયો આ બાજુ જે સમયે પેલી જગાએ પહોચવાનુ હતુ એમા પંદર મિનિટ જ બાકી રહેલી

મે ગિજુભાઇને કહ્યુ, 'કાઇ બંદોબસ્ત થાય એમ લાગતું નથી."

આ સાભળી ગિજુભાઈ તરત ઊભા થયા, અને પેલા ગૃહસ્થ પાસે જઇ નમસ્કાર કરી બોલ્યા "લ્યો ત્યારે જય જય! સમય થઈ ગયો છે આટલાં વાગે તો મારે પહોચવુ જ જોઇએ એટલે

મને તરત બોલાવ્યો અને ઇસારો કરી કહ્યું, "વિદ્યાર્થીઓને સિક્કાવાળી સહીના પ્રમાણપત્રો નથી આપવા પણ મારી પોતાની જ સહીવાળા પ્રમાણપત્રો આપવા છે. જુઓ, થોડા મને આપી જાવ અને હું એની પર સહી કરતો થાઉં."

એમની આજ્ઞા પ્રમાણે મેં કર્યું અને બધા પ્રમાણપત્રો ઉપર તેમણે સહી કરી આપી મને થયુ જ્યારે આટલી ગભીર માંદગી છે ને સિક્કાવાળી સહીથી ચાલી શકે તેમ છે છતા આ માણસ પોતાના વિદ્યાર્થીઓને પોતાની સહીવાળા પ્રમાણપત્ર આપવાનો આગ્રહ રાખે છે એ કેટલુ સાહસ ખેડે છે! એટલુ સાહસ કરવાને જે તૈયાર થયો એને પોતાના વિદ્યાર્થીઓ પ્રત્યે કેટલો પ્રેમ હશે!

પણ એ એમની છેલ્લી સહી હશે એની મને શી ખબર! એથી જ એમણે પોતાની સહીવાળા પ્રમાણપત્ર સૌને આપવાનો આગ્રહ રાખ્યો હોય એમ પણ ન બને? કારણ કે એ પછી ગિજુભાઈ બરાબર એક મહિના બાદ ગુજરી ગયા રાજકોટનું અધ્યાપનમદિર એ ગિજુભાઈનુ છેલ્લુ અધ્યાપનમદિર અને તે વખતના પ્રમાણપત્ર ઉપર કરેલી સહી એ એમની છેલ્લી સહી!

સોમાભાઈ ભાવસાર

# એકની એક વાત

પૂ ગિજુભાઇ સાથે એક વખત ગાડીની મુસાફરીમાં તેમણે મને કહ્યુ, ' ભક્ત ! એકાદ ગીત ગાઓ '

ગીતો તો બધાં તમે સાભળેલા છે ને નવુ હમણા કશુ નથી લખાયુ '

' છેવટે કૂકડાનુ ગીત તો છે જ ગાઓ, કૂકડાનુ ગીત '

' પણ એ ગીત તો તમે હજારવાર સાભળ્યુ છે '

' તમારે તો તેમ છતા બીજા ગીતો ન લખો ત્યા સુધી કૂકડાનુ ગીત ગાયા જ કરવુ તમે તો જુઓ છો જ કે હુ જ્યા જાઉ છુ ત્યા એક જ ગીત ગાઉ છુ અમદાવાદ કે મુબઇ, ગામડુ કે શહેર જ્યા જાઉ છુ ત્યાં હુ એકની એક વાત કહુ છુ અને એ વાત બાળસ્વાતત્ર્યની લોકોને ખબર છે કે મને બાળક સિવાય બીજી વાર્તા આવડતી નથી તેમ છતા એની એ જ વાર્તા સાભળવા લોકો મને બોલાવે છે અને એમની એક વાત વારવાર કહેવામા મને રસ પડે છે એનો એ જ સૂરજ રોજ ઊગે છે, છતા તેનાથી થાક લાગતો નથી ગુલાબના છોડ ઉપર રોજ એવા જ ફૂલો આવે છે અને એક જ જાતની સુગધ આપે છે તેમ છતા આપણે તેનાથી કટાળતા નથી ભક્ત રામનામ અસખ્ય વાર લે છે છતા તેમાંથી તેનો રસ જરા પણ ઓછો થતો નથી અને

બાપુ રેંટિયો અને અહિંસાથી સ્વરાજ લેવાની એકની એક વાત વર્ષોથી કહેતા આવ્યા છે, હજી પણ કહે છે ને હવે પણ કહેશે. અને બાળકો પણ શું કરે છે? શા માટે એની એ જ દફ્તાપેટી ઉપર રોજ અને વારવાર રમ્યા કરે છે?

'બાળકો એકનાં એક ગીતો અને એની એ જ વાર્તાઓ શા માટે વાર'વાર સાંભળવા માગે છે? એકની એક વાત પાછળ મચ્યા રહેવું એ જીવનનો સ્વભાવ છે, કારણ કે એ સિદ્ધીની ચાવી છે. આપણા દેશમાં એકની એક વાત પાછળ મચ્યા રહેનાર માણસોની મોટી ખોટ છે કારણ કે બાળકો પાસેથી સંદેશ ઝીલવાનું માણસોને સૂઝતું નથી. અને બાળકનો સંદેશ કોઈ દેશ કે જાતિ માટે નથી, તેનો સંદેશો સમગ્ર માનવજાતિ માટે છે બાળકની દુનિયા–મોટેરાઓની દુનિયાને અવિરતપણે એક સંદેશો આપ્યા જ કરે છે. એ સંદેશો એકની એક વાત પાછળ મચ્યા રહેવાનો છે બાળકની સાથે જીવન જીવતાં મને 'આ એકની એક વાત પાછળ મચ્યા રહેવાની વાત' જડી છે, અને હવે એ ખોવાય તેમ નથી' આટલી વાત કરીને તેમણે મને વળી પાછું કહ્યું, 'ભક્ત! કૂકડાનું ગીત ગાઓ.' અને અમે સાથે રહ્યા ત્યાં સુધી તેમણે કૂકડાનું ગીત સાંભળ્યું અને મેં ગાયું. કૂકડાનું ગીત ગાઈ ગાઈને બીજાં ઘણાં ગીતો મે લખ્યા ને ગાયા અને હજી લખું છું–છતાં કૂકડાનું ગીત અને ગિજુભાઈ એ બધા ગીતોનું મૂળ છે. ગિજુભાઈ જીવે છે, મને લાગે છે કે ગિજુભાઈ જીવે છે, મને ન લાગે તો પણ ગિજુભાઈ તો જીવે જ છે. કારણ કે જે થોડોક સમય પણ સાચું જીવન જીવે છે તે હંમેશને માટે જીવે છે, અમર તત્ત્વ સત્યજીવન વિના બીજું શું છે?

•

મૂળજીભાઈ ભક્ત

૧૯૨૮–૨૯ ના અધ્યાપનમંદિરના છેલ્લા સત્રને અંતે તેમનાં બે બાળકોને સખત ઓરી નીકળ્યાં. આથી બાળમંદિર અને અધ્યાપનમંદિરમાં પંદરેક દિવસ વહેલું વૅકેશન રાખવું પડયું. હું સારવારમાં મદદ માટે તેમને ત્યાં રોકાયો. થોડા દિવસમાં તો બન્ને બાળકોની માંદગીએ ભારે ઉગ્ર રૂપ પકડયું. તેમના પુત્રને ન્યુમોનિયા થયો. કેટલીય રાતો ચિંતા અને ઉજાગરામાં અમે ગાળી.

અધ્યાપનમંદિર વહેલું બંધ કરવું પડયું એટલે તેમનાં થોડાં વ્યાખ્યાનો બાકી રહી ગયેલાં. ખાસ કરીને બાળમાનસ પર કહેવાની મારી માગણી તેઓ સંતોષી ન શકેલા તેનો તેમના દિલમાં ખટકો હતો.

દરદીઓ પાસે જાગવાનો અમારો બન્નેનો વારો સાથે આવતો. એક દિવસ બાળકો સહેજ સ્વસ્થ ઊંઘમાં પડ્યાં કે મને કહેઃ "ધોળકીઆ! સાંભળો, એક વાત. આપણે સૂતાં સૂતાં પણ જાગીએ તો છીએ જ, તો તેનો ઉપયોગ કેમ ન કરવો? આ લોકો (દરદી બાળકો) ઊંઘે એટલી વાર આપણો વાર્તાલાપ ચાલે. બોલો, તમારા કાંઇ પ્રશ્નો છે? હોય તો કાઢો, પછી હું અધૂરાં વ્યાખ્યાનો ચલાવું."

અમારો વારો મધરાત સુધી રહેતો. એક ઓશીકા પર અમે બન્ને માથાં રાખી સામસામી દિશામાં પગ લંબાવી સૂતા. ગિજુભાઈ ધીમા પણ દૃઢ સ્વરે ચિંતા, થાક અને ઉજાગરાને તે ઘડીએ અળગાં કરી ખરેજ જાણે અધ્યાપનમંદિરનાં ભાઈબહેનોના વિશાળ સમુદાયને સંબોધતા ન હોય તેવી ગંભીરતાથી માનસશાસ્ત્રનાં વ્યાખ્યાનો અને મારા પ્રશ્નોના જવાબો આપતા. આ ક્રમ દિવસો સુધી ચાલ્યો. દિવસો જતાં બાળકોની તબિયત સુધરતી ચાલી અને અમને વ્યાખ્યાનો માટે જોઈતી શાન્તિ અને અવકાશ વધુ મળવા લાગ્યાં.

અધૂરા વ્યાખ્યાનો તો પૂરા થયા જ ઉપરાંત કચ્છની પ્રાથમિક શાળાઓના એફીકરણની યોજના અમે આ વાર્તાલાપમાં વિચારી કાઢી



મારા એક સાથી ૧૯૩૦ના અધ્યાપનમંદિરમાં હતા ત્યારે વધરાવળના હુમલાથી ભયભરેલી માંદગીમાં સપડાયા તે કહેતા "આ માંદગી જો મને બીજે કયાંય આવી હોત તો જરૂર હું આ દુનિયામાં ન હોત ગિજુભાઇ, તારાબેનની સારસંભાળે જ મને આ ભયંકર માંદગીમાંથી ઉડાવ્યો દક્ષિણામૂર્તિમાં માંદા પડવું એ પણ જીવનની એક મોજ છે ઘેર કોઇ ભાગ્યે જ આટલી ચિંતા વેઢારે !"

મને ભાવનગરના પ્રખ્યાત મેલેરિયાએ સપડાવ્યો બાળમંદિરમાં સંગીત શરૂ થયું ત્યારની ટાઢની ચમકારી શરીરમાં પ્રવેશેલી કઠણ મન કરી ધ્રુજારીને દાબી બેઠો પરિણામે કલાકેક પછી ધાણી ફૂટે એવું ટેમ્પરેચર ચઢયું—સાડી છ ડિગ્રી અચાનક ગિજુભાઇ મારી પાસે આવ્યા મારો દેખાવ જોઇ વરતી ગયા વાંસે હાથ ફેરવી કહે ભના કચ્છી માડુ! આટલી હદે કચ્છી અજડાઇ હોય! ચાલો તમારા નિવાસગૃહમાં આમ કહી મને બાથમાં લઈ નિવાસગૃહમાં લઇ ગયા

સાંજે સાડા છએ જ્યારે મે આંખ ઉઘાડી ત્યારે મારી પથારી પર માથા પર બરફ ઘસતા ગિજુભાઈ અને પગે માતાનો વહાલપ ભર્યો હાથ ફેરવતાં સામે તારાબેનને મે જોયા બન્નેએ મમતાથી પૂછ્યું "હવે કેમ લાગે છે?"

મને મારો તાવ ચાલ્યો ગયો લાગ્યો



કચ્છની પ્રાથમિક શાળાઓ માટેના અભ્યાસક્રમની રચના

અંગે તેમની સલાહ લેવા હું ભાવનગર ગયો વળતે દિવસે તો તેમને પાટણ બાળમંદિરે યોજેલા બાળસંમેલનમાં જવાનું હતું. દુઃખી થઈને મને કહે "તમે આવ્યા ને સાથે તો બેચાર દિ' બહાર થશે તમારા દિવસો બગડે એ મને ન ગમે" આમ કહીને ઊંડા વિચારમાં પડી ગયા લાગ્યા થોડી વારે માર્ગ સૂઝ્યો હોય તેમ આનંદમાં આવી જઈ મને કહે "પણ ફિકર નહિ તમે પાટણ ચાલો ને! દિવસે સંમેલનનાં તથા બીજાં કામો અને રાતે આપણાં કામો પતાવશું"

ભાવનગરથી રાતે ઊપડ્યા. સિહોર ગયું ને મને કહે "ચાલો, ચલાવો એક પછી એક મુદ્દા કાઢો.' મારી પાસેથી વિગતો સમજતા જાય અને નોંધ કરાવતા જાય અમે અભ્યાસક્રમ માટેના સંદર્ભો (References) સાથે રાખેલા, રાત ક્યાં ગઈ તેની અમને ખબર ન પડી વીરમગામ ગયું ત્યારે મેં કહ્યું 'ગિજુભાઈ ઘડીક તો આડે પડખે થાઓ પાટણમાં દિ' આખો કામ કરવું છે!" હસતાં હસતાં મને કહે "ઊંઘવું ખાતું ભાવનગર જઈને ચોખ્ખું કરીશ તમે ઠેઠ કચ્છમાંથી આવ્યા અને તમારે તરત જ પાછું જવું જોઈએ એ હું જાણું છું મારી ફિકર કરવાની દોસ્તોને ખોટી ટેવ પડી છે અચ્છા, તમે આગળ ચલાવો" મહેસાણા સુધી તેમણે ચલાવ્યું ત્યાં અમારી મંડળીનાં ભાઈબહેનો પણ આવ્યાં. અમારે ગાડી બદલવાની હતી દાતણપાણી ને ચા પતાવીને મંડળીને વાર્તાલાપ કરતી છોડી બદલેની ગાડીમાં તેઓ મને ડબ્બાને છેડે લઈ ગયા ને કહ્યું 'પાટણ આવતાં તો કેટલુંક પતાવી ચાલો, કાઢતા આવો"

આમ પાટણ આવ્યું, સામૈયું, સરઘસ, ખાણીપીણી, મુલાકાતો અને પછી થયો સંમેલનનો સમય સંમેલનની બેઠક, બાળકો

સાથેનો વાર્તાલાપ નિર્ણયો, સંચાલકો સાથે મંત્રણા આવું બધું અંધારું થયું ત્યાં સુધી ચાલ્યું ભોજન વચ્ચે કલાકેક મળ્યો તે કાંઇ મુલાકાતીઓ છોડે ! થોડું ખાધું ન ખાધું અને રંજન કાર્યક્રમોમાં મોડી રાત સુધી આ કાર્યક્રમો ચાલ્યા પૂરા થયે મને કહે "ગતે પતાવીને સવું કે હો!" હું તાજુબ થયો! કાંઇ બોલું તો તેમનો ટોણો સાંભળું, એટલે હું મૂંગો રહ્યો

અને પછી તેઓ અભ્યાસક્રમની રૂપરેખા પૂરી તૈયાર કરાવીને જ ઊઠ્યા ત્યારે ઘડિયાળમાં ત્રણના ટકોરા થયા!



ગજકોટમાં તેમના છેલ્લા અધ્યાપનમંદિર વખતે તો તેમની તબિયત ચિંતાજનક હતી દાકતરોની મના છતાં અધ્યાપનમંદિરના તમામ કાર્યક્રમો સાંગોપાંગ પાર પાડવા પ્રયત્ન કરતા સાવ પથારીવશ થયા તો ય ટેકાથી ચાલી નાખીને કાર્યક્રમોમાં હાજરી આપતા વાત કરે ત્યાં ઉધરસ-દમ શરૂ થાય તો પણ કોઇનું ગણકાર્યા વગર ચલાવ્યે રાખવાનું કરે આ પ્રયત્નોએ તેમની તબિયત ભાંગી નાખી આ સમયે હું અધ્યાપનમંદિરમાં વ્યાખ્યાનો આપવા ગયેલો આવા રોગગ્રસ્ત શરીરે તેમને વાત કરવામાં પણ ભારે તકલીફ થાય છે એ હું જાણતો હતો, એટલે હું તેમની પાસે જઇ બેસતો ત્યારે મૂંગો રહેતો છે'ને દિવસે ચીડાઇને મને કહેઃ "તમે ચારપાંચ દિવસ થયા આ યા છો કેમ કઇ બોલતા નથી! કચ્છનું કાગ્ભારું મારે સાભળવું છે હો! બોલો, દિવાળીની રજાઓમાં વર્ગ રાખવાની વાત કરતા હતા તેનું શું થયું? મારી તબિયત સામે નહિ જોતા થોડા વખતમાં તેને સીધા થયે જ છૂટકો છે. તમે રાતે નિરાંત લઇ આવજો આપણે બેસશું."

નવેક વાગ્યે એક ભાઇએ આવીને મને કહ્યું, 'તમને ગિજુ-

ભાઇ બોલાવે છે' એમને એમ થયું હશે કે તેમને તકલીફ પડશે એ વિચારે મે તેમને મળવાનુ માંડી વાળ્યુ હશે, એટલે તેમણે મને સામેથી બોલાવ્યો હુ ગયો તકિયો સામે મૂકી તે પર ઊંધુ ઘાલી તેઓ પડ્યા હતા દમ ખબર લેતો હતો મારો પગ-રવ સાભળી જાણે કાઇ જ ન હોય તેમ ટટ્ટાર થઇને બેઠા મને પોતાના ગાદલા પર ખેચી છેક લગોલગ બેસાડ્યો. અને હળવે સાદે પણ ધીરજથી તેમણે કેટલી ય વાતો કરી નાખી જાણે છેલ્લો આદેશ દેતા ન હોય તેમ સિદ્ધાંત અને વ્યવહારની વાતો કહી! અગિયારે હુ જવા ઊઠ્યો. મારે સારુ આ છેલ્લુ દર્શન હતુ ! મે પ્રણામ કર્યા તેમણે મને બાથમાં લઇ વાસે હાથ ફેરવી રજા આપી મારી આખ ભીની થઈ

ખરે જ દૈવી પુરુષ! શિક્ષણની સાધના પાછળ શરીરનો વિચાર સરખો પણ તેમને ન આવતો



અધ્યાપનમંદિરમાથી કોઇને પણ નૈતિક કારણોસર કે શિસ્ત ખાતર મુક્ત કરતા તેમના દિલને ભારે આઘાત થતો આવા કિસ્સા-ઓમા પણ તેઓ જ્યારે જ્યારે મુક્ત થયેલા ભાઇબહેનોને મળતા છે ત્યારે ત્યારે તેમની સાથે જાણે કૌટુબિક સબધ હોય તેવા મુક્ત-ભાવથી તેઓ ભળ્યાહળ્યા છે તેમના સુખદુ ખમા ભાગ લીધો છે

સમાજની ક્રૂરતાએ વિધવા બહેનોને જે અન્યાય કર્યો છે તે વિશે તેમના હૃદયમા ભારે વેદના થતી આવી અનેક બહેનોને શિક્ષણનુ જ્ઞાન સપાદન કરાવવામા તેમણે અનેક દિશામાં મદદ કરીને યોગ્ય સ્થાને મૂકી છે આ વાત તો તેમના અતિનિકટના સહવાસમા આવેલાઓએ પણ ભાગ્યે જ જાણી હશે



'શિક્ષણ પત્રિકા' માસિકને ઘરોઘર પહોંચાડવાના તેમના અભિલાષ પાછળ કેટલી સચ્ચાઇ હતી એ વાત હવે તો જાણીતી છે તેમનુ શિક્ષણ પત્રિકા કાર્યાલય કેમ ચાલતુ ? સરનામા કરવા, રેપર ચીટાળવાં, રજિસ્ટર સાથે મેળવણી કરવી અને અંકોની ટપાલમા રવાનગી કરવી વળી ગ્રાહકોની સરનામાબદલીની અને અંક ન મળ્યા બદલની ફરિયાદોનો નિકાલ પણ આ બધુ ગિજુભાઈતારાબેન સ્વહસ્તે કરે। આપણા માસિકોના ઇતિહાસમા આવા દૃષ્ટાંતો શોધ્યાં મળશે? એક રૂપિયાના લવાજમમા તેર અંકો અને છતા ય વરસ દહાડે સરવૈયામા સારી એવી રકમ જમાપાસામા ઊભી દેખાય એ શી રીતે બનતુ હશે એનો પાઠ ગિજુભાઈ પાસેથી આરસાં એવાં લવાજમોવાળાં ખોટની ધા નાખતા માસિકોએ લેવાનો રહ્યો।

એમની વૈજ્ઞાનિક નજર ચોમેર ફરતી છેવટે છેવટે તેમણે " આસન વ્યાયામપદ્ધતિ " ના બાળકો અને સ્ત્રીઓને સુલભ એવા આસનોના પ્રયોગો શરૂ કરેલા નબળી પડેલી તેમની તબિયતે આસનોનો વ્યાયામ જાતે કરવાનુ શક્ય ન હતુ, છતા કેટલાક આસનોની હિલચાલ શરીરની કઈ કઈ નસ-નાડીઓને લગતી છે તેની ખાતરી પોતે આસનો કરીને કરતા અને શરીરશાસ્ત્રના જ્ઞાતાઓ સાથે આ પદ્ધતિઓની ખૂબીઓ સબંધે ચર્ચા કરતા અને ચર્ચા નોતરતા આ કાર્ય તેમની નજરે છેલ્લી પથારી વખતે અટક્યુ નહિ તો બાળકો અને સ્ત્રીઓ માટેના આસનોનુ વૈજ્ઞાનિક પુસ્તક આપણને સાંપડ્યુ હોત।

પ્રભુલાલ ધોળકીઆ

# ગુણનિધિ ગિજુભાઈ

એ સાચું છે કે શ્રી. ગિજુભાઈ આજે આ દુનિયામાં નથી; છતાં યે મને તો એમ જ લાગ્યા કરે છે કે જાણે ગિજુભાઈ હયાત છે.

ગિજુભાઈ વિદ્વાન હતા. સરસ વક્તા હતા. સારા લેખક હતા. કામ કરવાની અજબ શક્તિઓ ધરાવતા હતા અનેક ઉદાત્ત ગુણોવાળા હતા. પોતે આવા મહાન છતાં મારા જેવા પોતાના એક વિદ્યાર્થીની સાથેનું તેમનું વર્તન મિત્રના જેવું હતું અને એટલે જ ગિજુભાઈ ખૂબ યાદ આવે છે.

એમનાં વ્યાખ્યાનો કલાકો સુધી સાંભળતાં સહેજ પણ કંટાળો ન આવે એવાં હતાં. ગંભીર, હળવી અને રમૂજી શૈલીએ એ બોલતા અને સાંભળનારને ખૂબ રસ પડતો. ૧૯૩૦ની સાલમાં સત્યાગ્રહની લડત વખતે જ્યારે તે બોરસદ તાલુકાના હિજરતીઓમાં ફરતા હતા ત્યારે રાજકીય બાબત ઉપર તેઓ ખૂબ રમૂજી રીતે બોલતા અને ગામડાંના લોકોને ખૂબ રસ પડતો. વસોમાં સ્વ. પૂ. મોતીભાઈ અમીન સાહેબે ભરેલા શિક્ષકોના એક માસના વર્ગના પૂર્ણાહુતિ પ્રસંગે એમણે જે વ્યાખ્યાન કરેલું તે વળી એક અનોખી જ શૈલીનું હતું.

બાલમંદિરનાં બાળકો આગળ જ્યારે તે હાવભાવપૂર્વક વાર્તાઓ કહેતા કે બિલ્લીનું ગીત ગાતા અથવા નાટકો કરતા ત્યારે બાળકો

તો શું પણ અમે મોટાઓને પણ એટલી બધી મજા પડતી કે તેનું વર્ણન જ ન થઈ શકે.

એમને માટે લખવું એ તો રમત વાત હતી. કોઇ લેખ માગે તો તરત લખાવી દે. પોતે તો અનેક પુસ્તકો, લેખો વગેરે લખ્યું જ છે; એ ઉપરાંત મારા જેવા અનેકને પ્રોત્સાહન આપીને તેમણે લખતા કર્યા છે.

દક્ષિણામૂર્તિ બાળઅધ્યાપનમંદિરમાં હું ભણતો હતો ત્યારનાં જીવનભર ન ભૂલાય એવાં અનેક સંસ્મરણો પૈકીનાં ફક્ત બે જ અહીં રજૂ કરું છું.

વરસાદ પડ્યો એટલે બાગમાં એક દિવસ સાંજના ઝિનિ-નિયાના ફૂલછોડનાં બી વાવવા માટે અમારી સાથે ગિજુભાઇ પણ ચાચવો (તીકમ) લઇને ખોદતા હતા. તે દિવસે તેમને કપાળમાં ચાંચવો લાગેલો અને લોહી પણ નીકળ્યું હતું. બાળમંદિરના બાગને પાણી પાતી વખતે અમારી સાથે તે પણ કામ કરતા. આમ ગિજુભાઇને મહેનતનાં કામ તરફ અભાવ ન હતો.

દક્ષિણામૂર્તિ બાળમંદિરમાં ભણેલા અને પરણીને સાસરે ગયેલાં બે વિદ્યાર્થીનીઓ એક વાર ગિજુભાઇને મળવા આવેલી એ મિલનપ્રસંગે એ બેતાનો પોતાના ગુરુ ઉપરનો જે સ્નેહ હું જોઇ શક્યો તે ઉપરથી મને ઘણા વિચારો આવેલા તે પ્રસંગે મને દેખાડી આપ્યું કે સાચા શિક્ષકો તરફ વિદ્યાર્થીઓનો જીવનભર કેવો સ્નેહ અને સદ્ભાવ હોય છે.

ગિજુભાઈ વિવિધરંગી માણસ હતા. જેમણે જેમણે એમને બાળમંદિરમાં કામ કરતા જોયા છે તેઓ સૌ જાણે છે કે ગિજુ-ભાઇ એક અદ્વિતિય શિક્ષક હતા. જે નિર્ભયતાથી નાનાં નાનાં બાળકો ગિજુભાઈ પાસે જઈ કાનમાં વાત કરી પોતાને જે કહેવું

હોય તે કહી આવતા અને ગિજુભાઈ પાસેથી સંતુષ્ટ થઈને પાછા ફરતા એ દશ્યો આજે ય મને ઘણી વાર યાદ આવે છે.

ગિજુભાઈ બાળકોના મિત્ર અને વકીલ હતા. પોતાના ધંધાદારી ભાઈઓ એટલે શિક્ષકોનું સ્થાન સમાજમાં ગૌરવભર્યું બને એ માટે પણ એ સતત પ્રયત્નશીલ રહેતા. અનેક વ્યક્તિઓ સાથે પરિચય હોવાથી તેમનો પત્રવ્યવહાર ઘણો હતો. બાળશિક્ષણની એમની એકોપાસના હતી. આ બધા કાર્યોમાં સતત રચ્યાપચ્યા રહેનાર ગિજુભાઈનામાં આધ્યાત્મિક ઉન્નતિ સાધવાની આકાંક્ષા પણ હતી એ પણ હું એમના નિકટ પરિચયથી જાણી શકેલો. શિક્ષકોને તાલીમ આપવામાં એમના જોટાનો માણસ જડવો મુશ્કેલ છે. આમ અનેક શક્તિઓ અને ગુણોના ભંડાર ગિજુભાઈની શક્તિઓ અને ગુણોનો આછોપાતળો ખ્યાલ આપવાનું કામ પણ મુશ્કેલ છે. આખી દુનિયા જેને મેળવવા માટે વલખાં મારે છે તે પૈસા મેળવવાની તો એમને પડી જ ન હતી. સાચે જ એ મહાન હતા.

રાજકોટના અધ્યાપનમંદિરમાં વ્યાખ્યાનો આપવા મને બોલાવેલો ત્યારે તેમની સાથે ઊંડા પંદર દિવસ રહેવાની સરસ તક મને મળી. ત્યારે અમે અનેક વિષયો ઉપર વાતો કરતા. શિક્ષણમાં ક્રાન્તિના એ ઝંડાધારી હતા એટલે સ્વાભાવિક રીતે જ શિક્ષણમાં ક્રાન્તિ કરનારી વર્ધા યોજનાના ઝડપી ફેલાવા માટે કેવી યોજનાઓ કરવી જોઈએ તે સંબંધી અમે વાતો કરતા. એમણે વાંચેલાં જુદા જુદા વિષયના પુસ્તકો વગેરે સંબંધી પણ અમારે ઘણી વાતો થતી. એમના દિલમાં શિક્ષણમાં ક્રાન્તિ કરવાની તમન્ના હતી. તે માટે કામ કરવાની શક્તિ અને આવડત પણ હતી. પણ ગિજુભાઈ તો સ્વ-આદર્શો અધૂરાં મૂકીને અણીને વખતે ગયા.

એમના મૃત્યુ બાદ મને ખબર પડી કે ગૂજરાતે એમને જે સન્માનથેલી આપેલી તેની વ્યવસ્થા માટેની કમિટિમાં એમણે મને પણ મૂક્યો છે માર્ગ ગયેલાં પુસ્તકો એ જોતા, મને પ્રોત્સાહન આપતા અને પ્રસ્તાવનાઓ પણ લખી આપતા આમ મારી ઉપર તો એમનો એટલો બધો સદ્ભાવ હતો કે મને તો ગિજુભાઈ જતાં એક અત્યંત નિકટના સ્વજન ગુમાવ્યા જેવું જ લાગે છે અને મને ખબર છે કે એમના અનેક વિદ્યાર્થીઓને પણ એમ જ લાગે છે પોતાના વિદ્યાર્થીઓ એમને મન એમના કુટુંબીઓ હતા એમના અનેક વિદ્યાર્થીઓના મનમાં પણ એ જ ભાવના હતી અધ્યાપનમંદિરમાંથી વિદાય થતી વખતે અનેક ભાઈબહેનોની આંખો ભીની થતી મે જોઈ છે અમારામાં કેટલાકે તો એમની અંગત સેવા કરી જીવનની ધન્યતા અનુભવી છે આવી સેવા કરનાર પૈકી ભાઈ પુરુષોત્તમદાસ ( પી ડી ) અને તેમના પત્ની શ્રી શાન્તાબેનને એમની સેવા કરતા મે જોયા છે

છેલ્લી એક જ વાત ગિજુભાઈની ખોટ તો ન પુરાય એવી છે પણ ગિજુભાઈનો શોક કરવો ઘટતો નથી કર્તવ્યકર્મ બજાવતાં બજાવતાં મૃત્યુને ભેટનાર વ્યક્તિનો શોક ન ઘટે એમના સ્નેહીઓ અને વિદ્યાર્થીઓ, આપણે સૌ એમના જીવનકાર્યને આગળ વધારવા માટે કંઈકને કંઈક કરતા રહીએ એ જ એમને આપેલી સાચી અંજલિ ગણાય એમ હું તો માનું છું, તેથી ઈશ્વર પાસે માગું છું કે મારા મહાન ગુરુના જીવનમાર્ગને આગળ વધારવા માટે જે કરવું જોઈએ તે માટે કંઈકને કંઈક કરવાની અને એ રીતે ગુરુઋણમાંથી થોડેક અંશે પણ મુક્ત થવાની મને બુદ્ધિ અને શક્તિ આપો

•

મોમાભાઈ કીશાભાઈ પટેલ

# સ્ત્રીઉન્નતિમાં ફાળો

૧૯૩૪ના અધ્યાપનમંદિર વખતે અમને અમુક પ્રશ્નો પૂછવાનું કહેલું. મેં પૂછ્યું: "ગમે તેટલું ઓછું ભણેલ બહેનને તમે કેમ દાખલ કરો છો? વળી ઘણાં તો બેહકાર હોય છે તો તમે બધાંને સરખી જ રીતે કેમ રાખો છો?" મને જવાબ મળ્યો: "પ્રશ્ન પાછળનો સદ્ભાવ હું સમજી શકું છું. કારણ પ્રમાણપત્રનો ગેરઉપયોગ થાય અને મારી પદ્ધતિને થોડી ઘણી બદનામી મળે. અહીં એવાં ઘણાં જ બહેનો આવે છે જે ઓછું ભણેલ છે, અજ્ઞાન છે ત્યારે ઘણાં વળી એવાં આવે છે કે ખૂબ પૈસાદાર છે, જેને નોકરીની કંઈ પડી નથી. ઘણાં ઘણાં તો માત્ર સારા વાતાવરણનો લાભ લેવા આવે છે. આ બધાં બહેનો થોડું ઘણું જીવનને ઉપયોગી એવું લઈ જાય તો પણ બસ છે. જો અમણ બહેનો પણ થોડું ઘણું જીવનને ઉપયોગી એવું શીખવા લાગે તો પોતાના કુટુંબને, ભાઈભાંડુને, પાડોશીને, ગામને કે કોઈ સારી સંસ્થાને ઉપયોગી થઈ પડશે. તેમનાં પોતાનાં બાળકોના વર્તનમાં પણ ફેર પડશે. થોડી ઘણી સંસ્કારિતા વધશે. નવી દૃષ્ટિ મળશે. વિકાસક ને આનંદજનક વાતાવરણ મળશે. આમ સ્ત્રીઉન્નતિમાં, અજ્ઞાનનું નિવારણ કરી રાષ્ટ્રની ઉન્નતિમાં થોડો ઘણો ફાળો આપી શકે તો એથી મને ઘણો સંતોષ છે. કંઈ ન કરવું એ કરતાં કે હું કંઈ બધા કરીએ

તો ઘણુ થઈ જશે એમ કરવામાં સરવાળે માનવજીવનને ફાયદો છે બહુ ઊંચુ ધોરણ રાખી દરવાજા બધ કરી દઉં તો બહુ જ થોડો લાભ થાય"

બહેનો માટે ગિજુભાઇ ઘણી લાગણી રાખતા કોઇ ને શુ મુશ્કેલી છે, શુ દુઃખ છે, કેવા સજોગો છે વગેરેની માહિતી રાખતા વારાફરતી બધી બહેનોને પોતાની સાથે ચા પીવાનું આમત્રણ આપે અને એ બહાને બધી બહેનો સાથે વાતો કરે સૌના સુખ-દુખ જાણે અને નિવારણ કરે આમ અનેક બહેનોની કૌટુમ્બિક મુશ્કેલીમાં ગિજુભાઇ સારી ઓથરૂપ હતા

અધ્યાપનમદિર વખતે બહેનોને ઉપયોગી એવી અનેકવિધ પ્રવૃત્તિઓ ગોઠવેલી સગીત, સિવણ ચિત્રકામ માટીકામ, કાતર-કામ, ભરત, ગુથણ રગોળી પૂરવાનુ, સાયકલનુ, માસિક ચલા-વવુ, બહેનોની ટુકડી પાડી સ્વતત્ર પ્રવાસ, અક્ષરજ્ઞાન આપવા જવુ, રાષ્ટ્રીય સપ્તાહ વખતે ખાદી વેચાણ (બિહાર ધરતીકપ વખતે રાહત ફડ, બાળકોને ન મારવા વિશે ઘેર ઘેર સમજાવવાનુ, આમ સામાજિક, રાષ્ટ્રીય અને બાળશિક્ષણવિષયક અનેકવિધ તાલીમો અગેનુ શિક્ષણ આપેલું ગિજુભાઇને થતું કે એક વર્ષમા બહેનોને આખી જિંદગી સુધી જે તાલીમ ન મળે તે શીખવી દઉં એક વર્ષ તો સુનહરું દિવસો જેમ પસાર થઈ જતુ, છતા કોઇને ધાક-ધમકી કે કોઇની બીક ન હતી જે મુશ્કેલી હોય તે ગિજુભાઇને સર્વ કોઇ કહી શકતા

ગિજુભાઈ કહેતા, 'બહેનોને અમુક કામ ન આવડે તે ચાલે જ નહિ બધા જ કામમાંથી તાલીમ લઇ પસાર થવુ જોઇએ, તો જ પુરુષો સાથે પોતાના હક માટે લડી લેવાની તાકાત આવે" અને

એટલે જ અધ્યાપનમંદિરમાં દરેક જાતની તાલીમમાંથી પસાર થવું પડતું. બહેનો એટલે નમાલી નહિ દયા ખાવા લાયક નહિ, બહેનોને પાછળ પડી રહેવાની જરૂર નહિ. પુરુષો જેટલું જ કામ કરી શકીએ છીએ તેટલી ખુમારી રાખવી જોઈએ. અને એટલા જ માટે દરેક કામમાંથી બહેનોએ પસાર થવું તેવો તેમનો આગ્રહ હતો.

જીવનનું શિક્ષણ—વ્યાખ્યાન શરૂ થતા પહેલા હમેશા ગિજુભાઈને ભાઈબહેનો વિષે કંઈક ને કંઈક કહેવાનું હોય જ કોઈએ કામ ન કર્યું હોય, કોઈએ કોઈનું પૂછ્યા સિવાય લીધું હોય, કોઈ નિરાશ હોય તો કોઈ અનિયમિત થયું હોય. આવી રોજિંદી બાબતમાં કંઈ ને કંઈક કહેવાનું હોય ત્યારે ગિજુભાઈ કહેતા, "તમે બધા મોન્ટીસોરીપદ્ધતિ શીખવા આવ્યા છો એ ઠીક છે, પણ મુખ્ય અને મહત્ત્વની બાબત તો જીવનની તાલીમ છે. સમૂહમાં રહીને જીવતા શીખવું, પરસ્પર અનુકૂળ થવું, નિમેવા વખતે હાજર થવું, પરસ્પર મદદ કરવી, સહન કરવું, સમાસ કરી રહેતાં શીખવું, સમૂહના કામમાં મદદ કરવી એ બધું જીવનને માટે બહુ ઉપયોગી છે. માત્ર મોન્ટીસોરીપદ્ધતિ ભણ્યો અને આ બધું રહી જશે તો તમે કંઈ નથી. આ બધું જીવન માટે બહુ ઉપયોગી છે." આમ શિક્ષણ માટે ગિજુભાઈની દૃષ્ટિ વિશાળ હતી. તેમનાં વ્યાખ્યાનમાં દેશની યે વાત આવે અને ગાંધીજીની પણ આવે. બાળશિક્ષણની સાથોસાથ રાષ્ટ્રદૃષ્ટિ ને જીવનદૃષ્ટિ તેમના વ્યાખ્યાનમાંથી કદી અલગ રહી શકી નથી.

એક વાર અમુક બહેનો કહે, "અમે મુસલમાન જોડે ન જમીએ." એ બહેનો સાથે વિચારણી હતી બધા સાથે છૂટથી

ભળતાં પણ હજુ સુધી મુસલમાન સાથે ખાવાનો પ્રસંગ ન આવેલ. ગિજુભાઈએ કહ્યું, "અહીં આવીને બધું આ જ શીખવાનું છે. નાતજાતના ભેદ ભૂલી જાઓ. આ મુસલમાન, આ બ્રાહ્મણ એવું ન રાખવુ અહીં જો તમારે કંઇ શીખવાની ઇચ્છા ને હોશ હોય તો આ બધું શીખવાનું જ છે." એક બહેને કહ્યું, "ગિજુભાઈ, તમે અમને સાથે જમવાનું કહો છો પણ તમે પોતે જ કેમ એમની સાથે નથી જમતા?" તે જ દિવસે ગિજુભાઇએ હમીદાબેનને ચાનું આમંત્રણ આપ્યું અને બીજે દિવસે સાથે જમ્યા પણ ખરા. એ અધ્યાપનમંદિર વખતે પહેલાવહેલા જ મુસલમાન બેન હમીદાબેન સિયપજી હતા. પછી તો કોઈનો વિરોધ ન હતો. આખુ વર્ષ કોઈને ખબરે ય નથી પડી કે અમે બધા કોની સાથે જમીએ છીએ. એ જ વર્ષમા એક હરીજન ભાઇબહેન હતા. ઘણાને અડવામા ખાસ વાંધો ન હતો પણ જમવામા હતો. પૂ ગિજુભાઇ આ બધુ જાણતા હતા. તેમણે બહેનોની નબળાઇ દૂર કરવા એક કાર્યક્રમ ગોઠવ્યો. અધ્યાપનમંદિરના દરેક ભાઇબહેનને હરિજન આશ્રમમા જઇને જમવાનું હતુ અને તે પણ હરિજન ભાઇબહેનોના હાથનુ. કોઈને મનમાં કંઇ રહ્યુ નહિ સૌ સાથે જમ્યા. હરિજન ભાઇબહેનો સાથે જ બેઠાં, પીરસ્યુ, વ. આમ નાતજાતની, કોમની, ઊંચાનીચાની અનેક સંકુચિત ભાવનાઓ પૂ ગિજુભાઇએ છોડાવી વિશાળ દષ્ટિથી જોતાં, વિચારતા ને વર્તતા અનેક ભાઇબહેનોને કરી મૂક્યા અધ્યાપનમંદિરમા ૭ જેટલા હરિજન ભાઇબહેનો પણ આવી ગયા છે. બાળમંદિરમા હરિજન બાળકો પણ આવતા. અધ્યાપનમંદિરમા ખાદી પહેરવાનુ ફરજિયાત હતુ, કાતવાનું પણ હતુ. આમ નવી દષ્ટિએ બહેનોને શિક્ષણ આપવાનું ભૂલ્યા નથી.

એક બહેન પોતાના દસ માસના બાળકને ઘરે મૂકીને ભણવા

આવેલાં. પૂ. ગિજુભાઈને ખબર પડતાં કહ્યું, "અધ્યાપનમંદિરનું શિક્ષણ લેવું એ ગૌણ વાત છે અને નાના બાળકને સાચવવું એ મુખ્ય બાબત છે. તમે લાગણી ને હોંશથી તાલીમ અહીં આવ્યાં છો. પણ વર્ષ દરમિયાન તમારા બાળકની શું સ્થિતિ થશે તેની તમને કલ્પના છે? હું તમને શું શિખવાડવાનો છું? તમારે તમારા બાળક પાસેથી જ શીખવાનું છે. તેને ઉછેરી મોટું કરવું એ જ સાચું ભણતર છે. હું જાણું છું કે તમે અનેક મુશ્કેલીઓ વેઠીને આવ્યાં હશો. તમને પોતાને બાળકને મૂકીને આવતાં જીવ ન જ ચાલ્યો હોય. પણ તમારામાં કંઈક શીખવાની ધગશ ▒ માટે જ આવ્યાં છો. તમારું બાળક મોટું થશે તમે આવશો ત્યારે અવશ્ય તમને જ્ઞાન આપીશ. અત્યારે તો તમારે તમારા બાળકને જ ઉછેરવાનું. બાળકને દુઃખી કરીને હું તમને અહીં ન ભણાવી શકું. અત્યારે તો તમે એને તમારો ગુરુ કરજો અને જે શીખી શકાય તે તેની પાસેથી શીખજો." આમ બાળક પ્રત્યે તેમની ભાવના અને મમતા અનહદ હતાં. બહેનોને સાચો રસ્તો બતાવવાનું તેઓ કદી ન ભૂલતા.

એક વાર અધ્યાપનમંદિરનાં ભાઈબહેનોનો ઉત્સવ હતો. ઉત્સવમાં ભાગ લેવા એક ભાઈનાં પત્ની પણ આવેલાં. સાંજે ચાંદનીમાં ભાઈબહેનોના સમૂહરાસ હતા. પેલાં બહેનને અમે કહ્યું, "ચાલો." ત્યારે તેણે કહ્યું, "તમે બધાં બહેનો, ભાઈઓ સાથે રાસ લ્યો છો તેથી હું નહિ આવું. કારણ કે જે ભાઈઓ સાથે હું દાંડિયારાસ લઉં તો મારા પતિને ગમે નહિ તેમણે મને ના પાડી છે." જ્યારે તે ભાઈ અમારી સાથે રાસ લેતા હતા. બીજે દિવસે પૂ. ગિજુભાઈએ કહ્યું, "હું જાણું છું કે આમાં ઘણા ભાઈઓ એવા છે કે જે સ્ત્રીઓ સાથે હળવામળવા વગેરે બાબતની

છૂટ લે છે અને પોતાની સ્ત્રી બીજા પુરુષો સાથે છૂટથી બોલે કે સાથે દાંડિયારાસ લે તો તેઓ સહન નથી કરી શકતા. ત્યાં તેમનું મન સંકુચિત થઇ જાય છે. તો તમારું મન જો એટલું બધું સંકુચિત હોય તો તમારે બીજી સ્ત્રીઓ સાથે છૂટથી ન ભળવું જોઈએ, કારણ તમે પોતે તમારી સ્ત્રીને બીજા પુરુષો સાથે નથી ભળવા દેતા. જો તમે પોતે ઉદાર બની તમારી સ્ત્રીને બીજા પુરુષો સાથે ભળવા દો તો જ તમને બીજાંની સ્ત્રી સાથે છૂટથી ભળી શકવાનો અધિકાર છે નહિતર નહિ. આની પાછળ સ્ત્રીઓને વધારે ગુલામ રાખવાની પુરુષોની વૃત્તિ અને ધણીપણું કરવાનો હક દેખાઇ આવે છે." બહેનો માટે ગિજુભાઇને ઘણું માન અને સદ્ભાવ હતાં. બહેનોનું અપમાન થાય તે તેઓ સાખી ન શકતા.

આમ પૂ ગિજુભાઈએ અધ્યાપનમંદિર મારફત બહેનોની મહત્ત્વની સેવા કરી છે અને તેમને આગળ લીધી છે. આ બહેનો તથા તેની પાસે ભણનારાંખેલનારાં અનેક બાળકો તેમના સદાય ઋણી રહેશે. આપણે ઇચ્છીએ કે આ ઋણ પેઢી દર પેઢી વધતું જ જાય એટલે કે આદર્શ બાળશિક્ષણનો ફેલાવો વિશેષ ને વિશેષ થતો જાય. સરવાળે જૂની ઢબનું દમનકારી ને વિકાસવિરોધક શિક્ષણ ક્યાંએ ન રહે એટલે એ જ ઋણ આપણી વિશાળ ને અમૂલ્ય મૂડી બની રહેશે.

શારદાબેન રાજ્યગોર

# અનન્ય ઉપાસક

પૂજ્ય ગિજુભાઈ અનેકના મિત્ર, મુરબ્બી, સલાહકાર ને શુભેચ્છક હતા. વત્સલ પિતા પોતાનાં સંતાનની જેવી ચિંતા કરે ને ઉત્કર્ષથી રાચે તેમ તેઓ અનેક ભાઈબહેનોની ચિંતા કરતા ને તેમને માર્ગદર્શન કરી સહાય કરતા. તેમની પત્રલેખનની ધારા સદાય અવિરતપણે ચાલુ જ રહેતી. સૌને મમત્વથી પોતાના કરી લેવાની તેમનામાં અજબ કળા હતી.

અલબત્ત કોઈ કોઈને ગિજુભાઈ વિશે કહેવાનું હશે, કોઈ બાબતમાં મતભેદ કે વિરોધ પણ હશે. ફરજ અદા કરવા જેવું આકરું ને કડવું બીજું એક પણ કામ નથી. અનેક ભાઈબહેનો અધ્યાપનમંદિરમાં એકઠાં થતાં, એમાંથી કોઈકને તો કંઈક કહેવું યે પડ્યું હોય. સાચું કહેતાં યે માઠું લગાડનાર મળ્યા હોય જ. કોઈ કોઈ એવા હશે કે જેમને દુઃખ્યું હોય પેટમાં ને કૂટે માથું. એમને એમ થતું હશે કે ગિજુભાઈ તે વળી કોણ? એ ક્યાં બહુ ભણેલ છે? ક્યાં ઈંગ્લાંડઅમેરિકાની ડિગ્રી લઈ આવ્યા છે? એ સાચું છે કે ગિજુભાઈ એમ. એ., પી એચ. ડી., બી. એ., બી. ટી., એસ. ટી. સી. કે એવું કશું જ ન હતા. છતાં એમની કામ કરવાની અજબ શક્તિ, એમની વ્યવસ્થા ને દીર્ઘદૃષ્ટિ. બાળપ્રેમ ને બાળકેળવણી માટેની અજબ નિષ્ઠા એ બધું જોઈ ભલભલા અંજાયાં. પરદેશ જઈ

આવેલા ને પોતાની શક્તિ વિશે વધારે પડતો વિશ્વાસ ને ગુમાન રાખનારા પણ છક્ક થઇ ગયા, ઘણા આંગળી ચાલી ગયા તેમનુ ગુમાન ગળી ગયુ

ગિજુભાઇએ જે કર્યું તે ગૂજરાતભરમા ને હિન્દભરમા બાળ કેળવણીના ક્ષેત્રમા કોઇ નથી કરી શક્યા એ નિર્વિવાદ છે છતા કોઈ કોઈ બિચારા તેજદ્વેષથી અદેખાને બળી ગયા હશે તેને એમ થાય ખરુ કે માળુ આપણે કઇ નહિ ને આ વળી આવડા મોટા શાથી? એવા લોકો મનમા દાઝે તો એનો બીજો ઉપાય નથી ને રાચે તો પ્રેરણા મેળવી ઉત્કર્ષ પામે પોતાની શક્તિ ને ગુણ પ્રમાણે જ માણસ બીજાનું સન્માન કરે છે, તોલ કરે છે ને પોતાનો કરાવે છે ગિજુભાઇના જીવનથી ઓછુ ભણેના ને વગર ડિગ્રીવાળા અનેક ભાઇબહેનોના જીવનમા આત્મવિશ્વાસનો અજબ સચાર થયો તેઓ સમજ્યા કે આતરિક ઘડતર એ જ મહત્ત્વની ને સાચી વસ્તુ છે

ગિજુભાઇ કોઇને સલાહ આપે તો વૈજ્ઞાનિકની જેમ તાટસ્થ રીતે આકરુ લાગે તો પણ સાચુ કહે તમને આકરુ લાગે ન ગમે છતા મારે સાચી વાત જણાવવી જોઇએ ઠીક લાગે તો ફરીવાર આવજો નહિતર તમારી ઇચ્છા હુ તો સારુ શુ ને ખરાબ શુ એ તારવીને તમને કહું કરવાનુ તમારા હાથમા છે. હું તમારી ચોકી કરવા આવવાનો નથી માણસ પોતે જ પોતાનો ચોકીદાર, સુધારક, રક્ષક ને શિક્ષક છે ' આમ ગિજુભાઇ કોઇને દબાણ ન કરતા છતા પોતાને સાચુ લાગે તેનુ બીજાને કડવુ લાગે તો પણ કહેવાનું ન ચૂકતા

એક જાણીતા પ્રજાસેવક જેમણે આઠદસ વર્ષ ગાંધીજી સાથે

આશ્રમમાં ગાળ્યાં છે ને અઢી દાયકાથી જાહેરસેવાનું કામ કરે છે એવા એમણે એક વાર પૂછેલું "સહશિક્ષણનો અખતરો કરવા જતાં ગાંધીજીના હાથ દાઝેલા ને તેને માટે એમને હિંમત નહોતી રહી એ જ કામ ગિજુભાઈ આટલી સહેલાઈથી ને આનંદપૂર્વક કેમ પાર પાડી શકે છે?" પાછું પોતે જ કહ્યું, "મારા સાંભળવા પ્રમાણે એમને ખાસ બહુ મુશ્કેલી પડતી હોય એમ નથી લાગતું. તમને આ સફળતાનું રહસ્ય શું લાગે છે?" સ્વાતંત્ર્ય, પ્રેમ, મમત્વ તથા ગિજુભાઈની કાર્યપદ્ધતિ એવી હતી— બમણાંત્રમણાં કામનો ધસારો, એક કામ પૂરું ન થાય ત્યાં બીજી ત્રણ યોજનાઓ ને કાર્યક્રમ હાજર જ હોય, ત્યાં પ્રેમ કરવાનો વખત ક્યાંથી રહે? કોઈને કંઈ કહેવાઈ ગયું હોય, કોઈને માઠું લાગ્યું હોય, કોઈને અંગત કે કૌટુંબિક મૂંઝવણ હોય તો તેને ગિજુભાઈ પોતાની પાસે બોલાવે અથવા તેની પાસે જાય, આશ્વાસન આપે, ગમ્મત કરાવે, હસાવે ને રાજી કરીને છૂટા પડે. આ તેમની સફળતાનું રહસ્ય હતું.

**માણસની પારખ**

માણસનું પારખું કરતાં આવડવું એ એક ઉત્તમ કળા છે. જેને માણસને પારખતાં આવડે છે તે બીજા પાસેથી હોંશે હોંશે પાર વિનાનું કામ કરાવી શકે છે. જેને જે ગમતું હોય ને આવડતું હોય એવું તેની પાસેથી કામ કરાવે. કોઈ સંગીતકાર, નૃત્યકાર, ચિત્રકાર, વ્યાખ્યાતા જે કોઈ આવે તેનો લાભ લેવાનું ન ચૂકતા. કોઈ વાર્તા કહેનાર આવે તો તેને પણ ન છોડે. કોઈ અભિનેતા આવે, કોઈ નટ આવે, કોઈ [illegible] આવે, કોઈ [illegible] આવે, [illegible] કે પુરાતત્ત્વના અભ્યાસક આવે, કોઈ દેશ-પરદેશ ફરનાર આવે કે કોઈ ભાષાના નિષ્ણાત આવે તો તેનો

લાભ લેવાનું ગિજુભાઈ કદી ન ભૂલે આવી રીતે અધ્યાપનમંદિર દરમિયાન અનેક જુદી જુદી આવડતવાળા નિષ્ણાત ભાઈબહેનોનો લાભ અધ્યાપનમંદિરના ભાઈબહેનોને મળ્યો છે

"અધ્યાપનમંદિરમા આવનારા મોટી ઉમરના ભાઈબહેનો સુદ્ધા નાની નાની બાબતો માટે કેમ ઝગડતા હશે ને ફરિયાદ કરવા આવતા હશે? કોઈ પાણીનું તો કોઈ વાળવાનું તો કોઈ શણગારનું કે પોતાને કરવાની પૂર્વતૈયારીનું કામ નથી કરતા પૂછયા વિના લેવુ, બીજાની જગ્યાએ કચરો નાખવો વ કેમ કરતાં હશે?" એક ભાઈએ વિદ્યાર્થી ભાઈબહેનો હાજર ન હતા ત્યારે આવો પ્રશ્ન પૂછયો "આ બધાની પાછળ કારણ એ છે કે આપણાં બાળકોને ઘર આગળ કે સમાજમા સામાજિક શિક્ષણ અથવા સમૂહ-જીવનની તાલીમ જ આપવામા આવતી નથી, એટલે આ બધા ભાઈબહેનો મોટા હોવાં છતાં એમને સભ્યતાથી વર્તતા કે બોલતા-ચાલતા નથી આવડતુ કોઈની સાથે ગમે તેમ બોલાય નહિ, કોઈનું કઈ પૂછયા સિવાય લેવાય નહિ, કોઈને કશુ નુકસાન કરાય નહિ. વ જાતની સન્માનની ભાવના કે સામાજિક શિક્ષણની તાલીમ ઘર આગળ તેમ જ શાળામાં મળવી જોઈએ એ આ લોકોને મળી નથી એ આ અવિવેકને—અવ્યવસ્થાના કારણરૂપ છે આપણુ જીવન એકલવાયુ વધારે છે એને સમૂહગત જીવન, સમૂહગત તાલીમ ને સમૂહગત શિક્ષણની ખાસ જરૂર છે"



ગિજુભાઈને કહીએ કે, "ચાલોને ફરવા તો મરકે "ક્યા ફરવા આવુ? હજી તો ઘણા કામ છે" વાચનાલયખાતાનુ હોય, કોઈને મળવાનુ હોય, બાળમંદિરનુ કામ હોય આમ અનેક કામ હોય. સભામા જવાનુ પૂછીએ તો કહેશે કે—"નાનાભાઈ ગયા એટલે

ત્યા-હાયવોય ને ધમાલમાં અમારુ જીવન જાય છે. આ વસ્તુ સાચી નથી ને સારી યે નથી એ હું જાણુ છુ તમારા જેવા શાંતિપ્રિય માણસને આ બધુ બહુ વિચિત્ર લાગે પણ અમારા જેવા માટે બીજો રસ્તો નથી મારા જેવા શાંતિ ઇચ્છે તો પણ મળી શકે તેમ નથી " આમ ગિજુભાઇ બહારથી ધમાલમા છતા અંતરથી શાંતિપ્રિય હતા

ગિજુભાઇ સૈનિક જેવી કડક શિસ્તમા માનતા અમુક બાબત નક્કી કરી હોય એ ગમે તે ભોગે ને મહેનતે થવી જ જોઇએ, ન થઈ હોય તો ધૂળ કાઢી નાખે ગિજુભાઇ ખિજાય ત્યારે કોઇના નહિ એવી બીજનો ભોગ થઇ પડનારને લાગે કે ગિજુભાઇ તો ભારે ક્રોધી છે પણ એ ક્રોધ તો અશિસ્ત અને અવ્યવસ્થાને અંગે હોય આની સાથેસાથ ગિજુભાઇમા એ પણ એક ખૂબી હતી કે અમુક બાબત પતી ગઇ એટલે એ વિશે કંઈ જ નહિ. કહેવુ ઘટે તેને કહી લે પણ પછી એ વિશે હદી એક શબ્દ પણ ન બોલે સભારે પણ નહિ આમ દરગુજર કરવાની આદર્શ પાઠ આપવાની, જવાબદારીનો ખ્યાલ આપવાની, ક્ષમા આપવાની, ઉ ારમન રાખી ગળી જવાની દિવસમા બેચાર વખત કઇક ને કઇક ગમત કરી સૌને હસાવી મન હળવા ને પ્રસન્ન કરવાની તેમનામા ખાસ આવડત હતી

ગિજુભાઇ પોતે સખત કામ કરતા કામમા સ્ફૂર્તિ રહે એટલા માટે તો જૂના કેટલાયે વર્ષોથી યોગાભ્યાસ કરી પ્રવાહી ઉપર જ વધારે રહેતા કામ કરી કરીને દેહને ઘસી નાખ્યો શરીર કહ્યું કરે તેવુ ન હતુ જ્યાં અંદરના થનગનતા આત્માથી રહેવાતુ ન હતુ રાજકોટના ઉન્હાળુ અધ્યાપનમંદિર વખતે તો રાતના

બાર બાર વાગ્યા સુધી જાગી બહેનોનું કાતરકામ, માટીકામ, ભરતકામ રંગોળીકામ વ જુએ, તપાસે ને પરીક્ષા કરે. પાછા સવારે ચાર વાગ્યે ઊઠીને ગાંધીજીની પ્રાર્થનામાં જાય. આ બધું પોતાને માટે હતું. પણ બીજાને માટે તો છેલ્લા ત્રણ વર્ષથી કહેતા કે "વખતસર આવો ને વખત થાય એટલે બાળમંદિર પર ખોટી ન થાવ. ઘેર આરામ કરો રજામાં બિલકુલ કોઈએ કામ બતાવવું નહિ ને કોઈએ કરવું પણ નહિ રજામાં તો ફરવાનું ને મઝા કરવાની કામ કરવું હોય તો રજાનો અર્થ શો છે!"

જ્યારે શિક્ષકો ને ભાઈબહેનો વાર્તા કહેતાં ને ગીત ગાતાં યે શરમાતાં ત્યારે ગિજુભાઈએ ગીતો આપ્યાં ને વાર્તાઓ સંભળાવી એટલું જ નહિ પણ નાચ કરતાં ને નાટકો કરતાં યે કરી દીધાં. છીભ વિનાનાં ને શરમાળ મનાતાં અનેક ભાઈબહેનો નૃત્ય, અભિનય ને નાટકોમા ખીલી ઊઠ્યાં. ગિજુભાઈ આરબ થાય ને ધનિયો હજામ થાય, દલો તરવાડી થાય ને વાણિયાભાઈ યે થાય, રાજા થાય ને ગુરુજી યે થાય. આમ અનેક નાટકોમાં જાતે ઊતરીને કેટલાંયે ભાઈબહેનોનો ક્ષોભ ઓછો કર્યો ને નાટકને શિક્ષણને યોગ્ય એવું સ્થાન અપાવ્યું. આમ છેવટની ઘડી સુધી ઘણું ઘણું કામ કરવાની મહત્ત્વાકાંક્ષા ધરાવતાં, સદાય સ્ફૂર્તિમાં ને જોશમાં રહેતાં નિત્યયુવાન ને અમર આત્મા પાસેથી આપણને સદાય પ્રેરણા મળ્યા કરો.

હેમુભાઈ

# સંસ્મરણુદિ'

કેટલાક પોતાની ભૂલ જોઇ શકતા નથી, કેટલાક જુએ છે તો કબૂલ રાખતા નથી અને થોડા જ પોતાની ભૂલ સમજી દિલગીરી દર્શાવે છે. સ્વ પૂ ગિજુભાઇ એ ત્રીજા વર્ગના થોડામાના એક હતા એવો મારો અનુભવ છે

એક દિવસ અમારા બાળઅધ્યાપનમંદિરના પાણિયારે પાણી નહોતુ રાત્રિના બે વાગ્યાનો આશરો હશે વાચતાં વાચતા મને તૃષા લાગી અને પાણી તો નહોતુ. મારા જેવા બીજા કોઇને પણ પાણીની જરૂર પડશે એમ સમજી હુ ચોવીસ ટાકીએ પાણી ભરવા ગયો, પણ ત્યા એ ટાંકી ખાલી હતી છેવટે વિચાર આવ્યો કે ગિજુભાઇ રોજ કહે છે કે અહીં આવેલા તમે સૌ ભાઇબહેનો છો તો મારે અત્યારે કોઈ બહેન પાસે પાણી માગતા કેમ સંકોચ રાખવો? પૂરતો વિચાર કરી બહેનોની ઓસરીએ પાણી પીવા ગયો હાથમા બત્તી અને લોટો લઈને ગયો. ત્યારે ગૃહપતિએ પોતાના નિયમનુ ખડન થયુ હોય એમ માન્યુ અને ગિજુભાઇને જણાવી એમની આજ્ઞા લઇ મને બોલાવવા આવ્યા. હુ પાણી પીને ગયો પૂ ગિજુભાઇને મે સત્ય હકીકત જાહેર કરી ત્યારે તેમણે જણાવ્યુ, ' તમારે જો પાણી જ જોઇતુ હતુ તો મારે ત્યા આવવુ હતુ. આ વાકયથી મને લાગ્યુ કે મારા ઉપર એમની દષ્ટિ શંકાપૂર્ણ હોવી

જોઇએ, પણ એમના રોજના ભાઇબહેનનો સબંધ સમજાવનાં વાક્યોનું મે એમને ફરી સ્મરણ કરાવી જણાવ્યું કે બહેનોની બીજ ભાઈઓને ન હોવી જોઇએ અને ભાઇઓની બીક બહેનોને પણ ન હોવી જોઈએ "

એ વાત એમણે સ્વીકારી પણ સસ્થામા રહી સાચવવાની ફરજનું પણ એમણે સાથે સાથે ભાન કરાવ્યુ, અને સમૂહજીવન માટે મને એ સત્ય લાગ્યુ કેમ કે અનેકવિધ વ્યક્તિનો બનેલો સમૂહ અને તેની મનોવૃત્તિની પિછાન એકદમ કોઇને ન થાય બીજે દિવસે અધ્યાપનમંદિરના વર્ગમા મે એક પ્રશ્ન કર્યો

એ પ્રશ્ન ફરજિયાત કાંતણનો હતો, એ ફરજિયાત નહિ પણ મરજિયાત જોઇએ એમ બહુમતી ઠગવવા મથતી હતી મે કહ્યું " ગિજુભાઇ પોતેજ જ્યારે ફરજિયાત ન કાંતતા હોય ત્યા તેઓ ફરજિયાત કાતવાનો સસ્થાનો નિયમ શી રીતે ઘડી શકે ? અને એ પ્રશ્નના જવાબમા સ્વમાન ઘવાય તેવી વાણી સ્વ પૂ ગિજુભાઇએ મને સભળાવી મારો આત્મા કકળી ઊઠયો અને હું એમની નજીક ગયો અને મારા આત્માનો કમ્બાટ આસુરૂપે બહાર આવ્યો ગુરુશિષ્યનુ અતર તે દિવસે તૂટ્યુ, અને વહાનસોયી રીતે તેમણે કહ્યું " મને સમજતાં વાર થઇ તે માટે દિલગીર છુ અને તેનુ કારણ ગઇસાલના તમારા બનાવના પૂર્વગ્રહની છાપ છે આજે તે ભેદ તૂટ્યો છે " એથી પણ જાણે સંતોષ ન થયો હોય તેમ એમણે એક પત્ર લખ્યો

પ્રિય ચિ ઇશ્વરલાલ,

ગઇ કાલે મે તમને દુભવ્યા અને રડાવ્યા મારુ અતર પણ દુખાણુ તો છે જ અને તમે તે રાત્રે મળ્યા ત્યારે જોઈ શક્યા હશો

તમે નચિંત રહેજો તમને જાહેરમાં કહ્યું તેથી માઠું લાગ્યું હોય તો હું જાહેરમાં તે માટે તમે ઈચ્છો તો દિલગીર થાઉં. તમારું અપમાન કરીને મારે ક્યાં રહેવું ?

૧-૯-૩૩ તમારો ગિજુભાઈ

આમ પોતાની જાતને નિષ્પક્ષપાતપણે જોવી અને પોતાની ત્રુટિઓ સમજવી એ મહાન્ પુરુષો જ કરી શકે છે અને પૂ. ગિજુભાઈ મહાન હતા.

સને ૧૯૩૩ ની સાલ, હું જ્યારે દક્ષિણામૂર્તિના બાળ-અધ્યાપનવર્ગનો એક વિદ્યાર્થી બન્યો ત્યારે તે અગાઉની જિંદગીમાં કોઈ પણ ઠેકાણે નહિ નિહાળેલું એવું સાત્ત્વિક અને સ્વાભાવિક વાતાવરણ મેં જોયું અને એની મારા ઉપર અપૂર્વ છાપ પડી.

તાજી લડતના સૈનિકટોળા વચ્ચેથી આવેલ અનેક ભાઈ-બહેનો વચ્ચેનું જીવન દેશની આઝાદીના ગુંજારવથી ભરચક હતું.

"સાતવેંતનો સાથરો તારો"
બાકી પરભાર્યું
વધારે તેમાં શું તારું ?

એ કાવ્યપંક્તિ પ્રમાણે એક મોટી ધર્મશાળા જેવા ખંડમાં માત્ર લાંબા સૂઈ શકીએ તેટલી જ જગ્યા વચ્ચે રહીને જીવવાનું પ્રથમ દૃષ્ટિએ ઘણાને ગમતું નહોતું, પણ જ્યારે બે સત્ર પૂરાં થયાં અને સૌ સૌને ઘેર જતા હતા તે વેળા વિદાય દેવા પૂ ગિજુભાઈ આવ્યા ત્યારે તો એમ થયું કે પૂ ગિજુભાઈના જ્ઞાન-રસનું પાન કરવા માટે જો ટૂંટિયું વાળીને પણ બેસી રહેવું પડે તો પણ સારું

અને મેં જ્યારે વિયોગની વાત નિઃસંકોચ પ્રગટ કરી ત્યારે તેમણે કહેલા શબ્દો હજી મગજમાંથી ગયા નથી.

"થોડો સંગાથ લાંબા ગાળે જુદા રહી શકવાની શક્તિરૂપ છે. કોઈને કોઈ પણ જાતનો વિયોગ સાલવો જ ન જોઈએ એવી મારી માન્યતા છે."

એમની એ માન્યતા પ્રમાણે તો આજે આપણી વચ્ચે એ નથી છતાં એમનો વિયોગ આપણને સાલવો ન જોઈએ. પણ એ તો મહાનુભાવ હતા. વંદન હજો, હજારો વંદન હજો એ મહાનુભાવને.

હરિશ્ચાર્ય

# સ્મરણોની સુવાસ

મહાપુરુષનુ દર્શન વિવિધ હોય છે હિમાલયને જોનાર દરેક હિમાલય વિશે જુદું જુદુ દર્શન થયુ કહેશે કારણ કે હિમાલયની મહત્તા માપવાની દૃષ્ટિ દરેક પાસે જુદી જુદી છે. દરેક પોતાની રીતે જુએ છે. કવિ હિમાલયમા ભરચક કવિતાનુ દર્શન કરશે, કલાકાર હિમાલયને કળાભંડાર તરીકે ઓળખશે, તત્ત્વજ્ઞાની હિમાલયને તત્ત્વજ્ઞાનનું આદિસ્થાન તરીકે ઓળખશે, વૈદરાજ કે વૈજ્ઞાનિક હિમાલયને સર્વવસ્તુ ભંડાર તરીકે જોશે બધી દૃષ્ટિએ મહાન નીવડે તે જ હિમાલય–ગિરિવર કહેવાય આમ ગિજુ-ભાઈ માટે બન્યુ છે જડીબેનની ત્રણ ઓરડીના સંસારમા મહાલતા ગિજુભાઈ જેણે જોયા હતા તેઓ કહે છે કે તેઓની અદેખાઈ આવે એવા એ ભાગ્યશાળી ગૃહસ્થ હતા વિદ્વાનો, કેળવણીકારો, વૈજ્ઞાનિકો ઇજનેરો, રાજદ્વારી મુત્સદ્દીઓની વચ્ચે ગિજુભાઈને જેમણે જોયા હતા તેઓ કહે છે કે તેઓનુ સ્થાન સૌમા અનોખુ પડે છે લોક કહે છે તેવા તે પતુજી નથી લાગતા શિક્ષકોની વચ્ચે તો તેઓ 'પરમ શિક્ષક' લાગતા. બાળકોની વચ્ચે તો સાવ બાળક બની જતા નાટકમા સારા નટ હતા નાચમા સારા નૃત્યકાર બની શકતા મુસાફરીમા એકદિન સાથી થઈ શકતા પત્રવ્યવહારમા અને વહીવટમાં તેઓ પોતાને 'અમેરિકન' કહેતા ધર્મની રીતે

તેઓ સાચે જ 'ઓલિયા પીર' હતા. ગોદડીનો સામો ઓઢતાં, બગાસાં ખાતાં ખાતાં સ્વપ્નામાં પણ બાલોપાસનાના મંત્રો ઉચ્ચારતા. તેમની આંખમાંથી કોઈ આકર્ષક જાદૂભર્યું ઝમી ઝરતું કે જેના પાશે સૌ બંધાઈ જવામાં ભાગ્ય માનતા. છતાં દરેકને પોતાને જરૂરી તેવી જીવનકલ્પના તેમની પાસેથી મળી જતી. આવા ગિજુભાઈ 'હિમાલય'ની જેમ વિવિધ દર્શન આપી ગયા. તેમાંથી વાનગીરૂપે કેટલાંક સ્મરણો અહીં રજૂ કરીશ.

**પરમ સાધક**

એક મુરબ્બી કે જેણે જીવનભર ખાદીપ્રવૃત્તિદ્વારા ગરીબ જનતાની સેવા કરી છે તેઓએ એક વાર કહેલું કે હિન્દુસ્તાનમાં ખામી હોય તો સાધકોની છે. ગમે તે ક્ષેત્ર લો પણ દરેક ક્ષેત્રમાં સાધકોની ખોટ ડગલે ને પગલે જણાય છે. હિન્દુસ્તાનમાં મહાસભાવાદી સરકારને ભારતની પુનર્રચના કરવી છે પણ દરેક ક્ષેત્રમાં આવી પુનર્રચના માટે દીવારૂપ સાધનાથી માર્ગદર્શન કરી શકે તેવાં સ્ત્રીપુરુષો ક્યાં છે? જીવનને પ્રયોગરૂપ જીવી બતાવનાર કોણ છે? મહાન જીવન એટલે જ પ્રયોગો કરી કરી ધ્યેયસિદ્ધિ જીવનસંગ્રામ ખેલનાર જીવન. આજે હજારો યુવકો વિદ્યાપીઠોમાંથી બહાર પડે છે ને તેઓ સારી નોકરીઓ મેળવવાના ધ્યેય સિવાય નીકળતા નથી. પણ રાષ્ટ્રજીવનના એકાદ ક્ષેત્રને તેઓ જીવનક્ષેત્ર બનાવવાનું ધ્યેય કલ્પી શકતા જ નથી. ગિજુભાઈએ આવા સાધનામય જીવન માટે જીવી બતાવ્યું. પરદેશ ખેડ્યાં. વકીલ થયા. ક્યાંયે જીવનમંત્ર ન મળ્યો. ક્યાંયે જીવનસંતોષ ન શોધી શક્યા. છેવટ બાળગણને માટે જીવ્યા. તેઓની સમગ્ર આ જીવનનીતિથી ખસી જવા કેટકેટલી લાલચો! તેમને મળી હતી. એક ઉદ્યોગપતિએ તો માગો તે પગારે પોતાને ત્યાં નોકરી લેવા જણાવ્યું હતું. એક રજવાડાએ મરાસ

સાથે વર્ષાસનવાળી નોકરી સામે આવીને ધરી હતી રોજના હજાર રૂપિયા રળી મળે તેવા મિત્ર વકીલ ભાગીદાર છાશવારે ભાગીદારી ચાલુ રાખવા હમેશા તૈયાર છે એમ જણાવતા રોજ ને રોજ મૅટ્રિક આર્થિક મુશ્કેલીઓ પણ નડેલી બાળકો સિનેમા જોવાનુ કહે ને ગિજુભાઈ હા પાડે પણ પાકીટ ખોલતા આઠ આના યે તેમા હોય નહિ એકના એક દીકરાને ભારે એવી માદગી આવે, દવા કરાવવાના પૈસા ન હોય તો ય ગિજુભાઈ હાકે રાખે પ્રકાશકો ને પુસ્તકવિક્રેતાઓ લાલચો આપે " અમને તમારા પુસ્તકો આપો–આમ પુરસ્કાર દેશુ" ગિજુભાઈ કહે 'ભાઈ, આભાર તમારો, 'દક્ષિણામૂર્તિ પ્રકાશનમદિર' છે ત્યા સુધી કોઈએ માન પુરસ્કાર માટે ચિતા ન કરવી " આમ આર્થિક મૂઝવણોની વચ્ચે પણ તેઓ બાલોપાસનાના સાધક બનેલા

સાધકનુ બીજુ લક્ષણ ખુલ્લા દ્વાર પોતાની સાધનાના તત્ત્વદર્શન માટે તેઓ નમ્ર વિદ્યાર્થી તરીકે હમેશા આતુર રહેતા. કેળવણીના પુસ્તકો વાચતા, વિચારતા ને મૉન્ટીસોરીની દૃષ્ટિએ કસતા. હિંદુસ્તાનને પણ તેઓ મધ્યસ્થ રાખતા એક વાર મૉન્ટીસોરી-સમેલન વેળા એક યુવાન મિત્રે 'માનસ પૃથક્કરણ' ની રીતે બાળશિક્ષણની પદ્ધતિ તરીકે મૉન્ટીસોરી પદ્ધતિ સર્વોપરી નથી એમ મુદ્દો ઉઠાવી ગિજુભાઈએ યથામતિ જવાબ આપ્યા તો ય પેલા ભાઈને સતોષ ન થયો સાંજે તેઓ લેવા હતા ત્યા ગિજુભાઈ આવ્યા ને પેલા મિત્રને કહ્યુ, ' ભાઈ, તમારી વાતે સાચી હોય એ તો મને સમજાયુ ને અહીં આશ્રમ[illegible]મા રહ્યુ ? તમને મારુ આમત્રણ છે તમે મારી સાથે આવી જાઓ તમે મારા ગુરુ, હુ તમારો શિષ્ય આપણે તમારી રીતે શ્રદ્ધાપૂર્વક પ્રયોગો કરીએ."

પેલા યુવાનમિત્રે કહેલું બરાબર યાદ છે “ ગિજુભાઈ, તમે કર્યું છે તેવું મારાથી કદી થવાનું નથી પણ academic ચર્ચા ખાતર સામા વિચારો રજૂ કરવાનો મારો આશય હતો ”

‘ અરે ભાઈ, તે માટે હિન્દમાં હજી વાર છે બાળકો તરફ જ્યાં આપણી નજર પડી નથી, જ્યાં બાળકોની સેવાને એક રાષ્ટ્ર ને હિતકારી સેવા તરીકે સ્વીકારતા નથી, જ્યાં ત્યજાયેલાંની માફક બાળકો અનાથામે ઊછરે છે ત્યાં આ academic ચર્ચા શું ઉપયોગી થશે ? ત્યાં તો મારા મત પ્રમાણે બાળકો પ્રત્યેની આપણે સમાજની જીવનદૃષ્ટિ બદલી શકીએ તો ય ઘણું કર્યું ગણાય બાકી તમારા જેવા યુવાનોની સાથે બેસી શાસ્ત્રીય બાળકેળવણીની રચના કરવાના મને કોડ છે તમે આ બાળમંદિરની ટેકરીએ આવી જાઓ તમને પહેલો કોળિયો ભરાવીશ ને પછી ભરીશ ”

વળી ગિજુભાઈએ બાળમંદિર શરૂ કર્યું ને જીવનપર્યંત તેઓ ‘ જ્ઞાનભિક્ષુ ’ તરીકે રહેલા કોઈની પાસેથી ખબર મળે કે કોઈ શેઠને ત્યાં વિલાયતથી સાધનો આવ્યા છે મોન્ટીસોરી સ્કૂલ ચાલે છે બનારસ ને કલકત્તામાં પણ બાળગૃહ છે ગિજુભાઈ કાશીએ કે મક્કા યાત્રાએ જવાનું હોય તેમ તૈયારી કરે ને શ્રદ્ધાળુ ભક્ત જન તરીકે યાત્રા કરી આવે. મુસાફરીથી કદી કંટાળે નહિ ગમે તે ગામ જાય તો નિશાળ તો જોવાના, ત્યાંના પુસ્તકાલય કે સેવા-પ્રવૃત્તિ જોવાના. ચબૂતરો ને અન્નક્ષેત્ર પણ તેટલી જ નિષ્ઠાથી જોવાના. એક વેળા એક પરબે પાણી પીધા પછી કહે ‘ ઈન્દુભાઈ જીવનમાં આટલું એ સ્થાનોનો લહાવો મળે તો ય બસ છે આવું એક પાણીનું પરબ બાંધીને જીવી શકાય તો ય આપણો મોક્ષ છે ”

પુસ્તકો તેઓ આંખ ના પાડે તો ય વાચતા વિચારો મગજ ચાકીને લોથ થાય તો ય કરતા ચર્ચા કરવાની હોય તો ગતદહાડો કે સ્થળભેદ હોય જ નહિ ઘડીક આમ કરીને થાકે ત્યારે આંખ મીંચી લેતા પૂછીએ તો કહે, "નોળિયો નોળવેલ સુધી આવે તેમ જીવન-શ્રદ્ધાને હુ તાજી કરી લઉં છુ " સાચે જ ગિજુભાઇ હમેશતાજા evergreen હતા.

સાધક સાધનાનુ નાનુ કામ પણ પૂરતી ચીવટથી કરે છે. અમે બે મિત્રો કેળવણીની દૃષ્ટિ મેળવવા ગયા વિદ્યાપીઠના ઉત્તીર્ણ તરીકે અમને જ્ઞાનનો ફાંકો હતો પહેલે દિવસે કામની વહે-ચણી થઇ અમારામાંથી એક જણને બાળમંદિરના ઓરડામાથી કબૂતરોની પડતી હગાર કાઢવાનુ કામ સોપાયુ અને બીજાને બાળકોના જાજરૂના ખાડા ખોદવાનુ ને પૂરવાનુ કામ સોંપાયુ. અમે બને કોચવાયા આ તે ભણવાનુ કે ગુલામી એમ બોલાઇ જવાયુ ગિજુભાઇ પણ ચીડાયા ને કહે ' તમારે આ કામ ન કરવુ હોય તો અહીં બીજુ મારી પાસે શીખવાનુ નથી આજે રાતે જ ગાડી પકડો હુ વળાવા આવીશ નાનાભાઇને કહેવડાવો કે ભણ્યુ મોકલાવે '' અમે ચુપ થઇ ગયા સૌ વીખરાયા અમે બાળમંદિરની ઓસરીમાં મૂગા બેઠા હતા માનભંગની લાગણીમાં અંગે બળતા હતા ત્યાં ગિજુભાઈ આવ્યા અમારે ખભે હાથ મૂક્યો, " મિત્રો, શા માટે મૂઝાવ છો ? મને પણ તમારા દુ ખ-મા ભાગીદાર ગણો તમારા જેવા વિદ્યાર્થી ખોવા મને ગમતા હશે ? આજે તો સેકડો બાળશિક્ષકોની જરૂર છે ત્યા તમારા જેવા પ્રાણવાન ઓછા અહીં આવે છે ? આ કામમાથી તમને ' બાળશિક્ષક ' તરીકેની સાચી તાલીમ આપોઆપ મળશે એવી મારી શ્રદ્ધા છે તમારે બાળશિક્ષક બનતાં મા થવુ પડશે બાપનો

જ્ઞાનદીવડો તમારી પાસે છે, માની શ્રદ્ધા નથી તે આવા કામમાંથી મળી જશે. બાકી પુસ્તિકા, વ્યાખ્યાનો, પદાર્થપાઠો બધું ય [illegible] ને આપણે પ્રયત્ને મેળવી પારંગત થઈ શકીએ, પણ શ્રદ્ધા વિના સર્વ ધૂળ છે માન્ટીસોરીના નામે અદ્યતન ગણાવું છતાં મારે તમને કહેવું જોઈએ કે આ સ્થાન સાંદીપનીની પ્રણાલિ પ્રમાણે પ્રાચીન છે" બસ અમે પછી રહી ગયા બીજા દિવસથી અમારો અભ્યાસક્રમ પૂરો થયો ત્યાં સુધી આ ને આવાં અનેક કામોમાંથી અમે સહર્ષ પસાર થયા મોટે ભાગે ગિજુભાઈ આ બધા કામોમાં અમારી વચ્ચે જ હોય! સાધકનું આ ત્રીજું લક્ષણ. નાનું કામ પણ ચીવટથી કરવું તે પણ સાધનાનું આવશ્યક સાધન છે તે અમે જાણ્યું

**લોકપ્રિય ગુરુ**

ગિજુભાઈ લોકપ્રિય ગુરુ હતા.

ગિજુભાઈની પાસે જાતજાતના શિષ્યો આવતા. શિષ્યોના આવવાના હેતુઓ પણ જુદા જુદા રહેતા કોઈ સાચા શિક્ષક થવા આવતા તો કોઈ આર્થિક કેરીયરના લોભે આવતા કોઈ કામ વગરના કે બીજા કોઈ કામને માટેના લાયક નીવડેલા આવતા, તો કોઈ Just a fancy શોખ ખાતર આવતા કોઈ સંસાર અસાર થવાથી આવતા, કોઈ સંસારમાં સુગંધભરી અગરબત્તી થવા પણ આવતા કોઈ કુટુંબથી ત્યજેલા આવતા તો કોઈ પતિત અજાણ્યા આવતા શિશુમનના અભ્યાસને માટે દીપક હતા. તેમના થોડા જ સહવાસમાં તેમના અંતેવાસનું સુભાગ્ય મેળવીને દૃઢ મેળવતા બધા પોતાના જીવનવિકાસ સ્પષ્ટ થતા જોતા ને સાનંદ ઉત્સાહભર્યા જીવનપલટા કરીને કામે લાગતા તેથી તે તેમના

શિષ્યોના સમુદાયમાં કવિતા રેલાઈ શકતી કળાના વિવિધ ચમત્કારા આવતા. લોકકળાના દાંડિયારાસની જમાવટ આવતી બાળકેળવણીનાં અંગેઅંગની ઝીણવટભરી કુનેહ બહાર આવતી. બાળકોની દુનિયાને પોતાની જ દુનિયા માની ત્યજાયેલા ને તરછોડાયેલાંની જીવનશ્રદ્ધા ફૂટતી. પ્રદર્શન, પ્રકાશનમાળાઓ, પ્રચારકાર્યક્રમો એ બધાયમાં ઉપાસનાભરી વૃત્તિની લોકપ્રિયતા દીપી આવતી.

કેટલીયે વાર બને છે તેમ ગિજુભાઈ સમક્ષ ચાડીચુગલી પણ થતી તેઓ સાંભળી રહેતા. તેમની પાસે આવનારની અશક્તિનું માપ તેઓ કદી ન કાઢતા, પણ તેની શક્તિનું માપ કાઢતા, ને તે માપેથી ઉપાડીને એવી રીતે Treatment આપતા કે તે શક્તિ અનેકગણી વધી જતાં શિષ્યને તેનો ખ્યાલ પણ ન આવે, ને ગિજુભાઈ તો તટસ્થ લાગે. સાચો કુશળ કારીગર તો તે જ કે પોતાની પાસે આવી પડેલા આછાપાતળા સાધનોમાંથી નવા નવા નમૂના બનાવે. સ્વ ગિજુભાઈએ એ રીતે પોતાના બહોળા શિષ્યસમુદાયને તાલીમ આપી ગૂજરાતનું બાળકેળવણીનું ક્ષેત્ર તૈયાર કરેલું છે.

**વર્ધાયોજના અને ગિજુભાઈ**

" પણ ગિજુભાઈ, અમારે તમારી પાસેથી વર્ધાયોજના વિશે અભિપ્રાય જાણવો છે. "

" લો, વર્ધાયોજના હિન્દુસ્તાન માટે આશીર્વાદ સમ છે." એવો સ્પષ્ટ અભિપ્રાય આપ્યા છતાં પૂછનાર ભાઈ સંતોષાયા નહિ. ટૂંકામાં બોલવાની વાત ગિજુભાઈ કદી સ્વીકારતા નથી. શાસ્ત્રીય પરિભાષામાં વાત કરનાર ગિજુભાઈ આમ એક શ્રદ્ધાનું વાક્ય ઉચ્ચારે તે સૈમજી શકાયું નહિ. વળી વર્ધાયોજનાના એક ધામ

જેવા વિઠ્ઠલ કન્યાવિદ્યાલય, નડિયાદના સ્થાનમાં શાસ્ત્રીય કેળવણી-કાર તરીકે જાણીતા ગિજુભાઇ પાસે નવું જાણવાની ઇચ્છા થાય તે પણ સ્વાભાવિક છે. પછી તો ચર્ચા ચાલી. રાતના ત્રણેક વાગ્યા તેની ખબર પણ ન પડી ચર્ચાનો સાર એ હતો કે "ભાઇ, ગાંધીજી જીવનદ્રષ્ટા છે શ્રદ્ધાપૂર્વક દેશના જીવનને પારખે છે ને અનિવાર્ય એવા જીવનઘડતર તરફ દોરે છે. તેના ફળરૂપ આ વર્ધાયોજનાની સૂચના હું માનું છું. આ દૃષ્ટિ આપી તે દેશ ઉપર મોટો આશીર્વાદ છે. હવે કેળવણીકાર કે શિક્ષકનો ધર્મ બીજો છે, તેણે તો આ દૃષ્ટિએ જે ફળ લાવવાની જરૂર લાગે છે તેની પદ્ધતિ શોધવાનું છે, તેના પ્રયોગો કરવાનું છે"

"પણ, આવા પ્રયોગો સ્વયસ્ફૂર્તિ ને સ્વાતંત્ર્યને માર્ગે થઇ શકે ?"

ગિજુભાઈ તરત બેઠા થઇ ગયા. "હા, જરૂર થઇ શકે. જીવનનો સદ્ગુણ એ રીતે જ કેળવાય તો સાચો સદ્ગુણ બને. બાકી કાંતવાનું કરીને સારા કાંતનાર બનાવાના છીએ. કાંતવાની પાછળ અહિંસક સંસ્કૃતિની જીવનદૃષ્ટિ કેળવવાનો જે હેતુ વર્ધા-યોજનાની પાછળ છે તે સ્વાતંત્ર્ય અને સ્વયસ્ફૂર્તિના ઉપર રચાયેલી શિક્ષણપદ્ધતિથી આવવાનો છે. શાળાદ્વારા લોકજીવનને જે પલટો આપવાનું ગાધીજી કહે છે તે પણ આ માર્ગે શક્ય છે. મદ્રાસમાની સરકારો ધારે છે તેમ જલદી ગામેગામ આવી શાળાઓ નહિ સ્થાપી શકાય. બાકી ગાધીજીએ કેળવણીનું જે દર્શિબિંદુ ફેરવી દીધું છે, તેમાંથી કાળે કરીને હિન્દુસ્તાનને નવજીવન મળવાનું છે."

બાળસાહિત્યનાં મૂળ

સાહિત્ય અને જીવનનો સબંધ સર્જન અને સર્જક જેવો છે.

જીવન એ સર્જક છે ને સાહિત્ય એ સર્જન છે. સર્જકનાં મૂળ એટલે જીવનનાં પાણી સાચાં તો સાહિત્યસર્જન મોતી જેવું સ્વચ્છ થાય છે. ગિજુભાઇ બાળકોની દુનિયામાં જીવ્યા એટલે તેમની સર્જકભૂમિકા બાળકોની દુનિયા બની. તેમણે જીવનનાં દર્શન, સાહિત્યનાં દર્શન, દેશપ્રગતિનાં દર્શન, કળાવિકાસનાં દર્શન બાળકોની દુનિયામાં જોયાં ને તે તેઓએ ગુજરાતી બાળસાહિત્યના જનક બનીને સૌને કરાવ્યાં.

બાળકોની સાથે રહેતાં તેઓને લોકજીવનનાં કુદરતી આંદોલનોમાં જવાનું થયું. કારણ કે તેઓને લોકજીવન જ માનવતા દાખવતું લાગ્યું. આમ થતાં લોકવાર્તાઓ, લોકગીતો, કથાનકો, લોકનૃત્યો ને લોકસંગીતના રાહોના ઝૂમખાં ને ઝૂમખાં સાહિત્યના મરજીવા બનીને લઇ આવ્યા. આ કામમાં તેમના સાથી આજે મુંબઇના રેડિયો સ્ટેશને બોલે છે ત્યારે વિસરાતા લોકજીવનના કંઠના મધુર સૂર તેમની સાક્ષી પૂરે છે. બાળવાર્તાઓના પાંચે ભાગ લોકજીવનની રમૂજી વાતો માત્ર રજૂ કરતા નથી. પરંતુ કાકાસાહેબે પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ લોકપ્રાણુસંચય છે. જીવનમાં વણી ગયેલી સંસ્કારિતાના દર્શક ને દોરનાર છે. 'વાર્તાશાસ્ત્ર'નું પુસ્તક જ્યારે બહાર પડયું ત્યારે 'સાહિત્ય'ના તંત્રી શ્રી. મટુભાઇએ કહ્યું હતું, "દસપંદર વરસે આવું એક અભ્યાસ, ચિંતન અને શાસ્ત્રીયતા રજૂ કરતું પુસ્તક અવલોકન માટે આવે છે." પોતાના બાળક નરેન્દ્રની કેળવણીનો વિચાર કરતા આખીએ બાળશિક્ષાના શાસ્ત્રના આચારનો વિચાર તેમણે કર્યો ટીકુ, બાબી કે સુશિલાના જીવનવિકાસના સાથી બનતાં કેટલાંક પુસ્તકો બાળસાહિત્યમાં આપ્યાં. બાળમંદિરનાં બાળકોના કિલ્લોલની વચ્ચે બાળસાહિત્યને તેમણે રચ્યું છે. તેનાં પાત્રો, વાતચીતો, દશ્યો બધું યે

રોજ-બ-રોજના અનુભવો છે. માનસશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, કે બીજાં આનુસંગિક શાસ્ત્રોની કસોટીએ આ સાહિત્ય પાછળથી ચઢ્યું છે. તેમને તો રમતાં બાળકને જોતાં ઘડીક ખૂણે બેસી જતા આપણે જોઈએ છીએ બાળકોનાં ચિત્રો કાઢેલાં કાગળોમાં પેનસીલથી અમર વાતો તેમણે લખી છે. બાળકોનાં માનસને અનુરૂપ અને વિચાર તથા ભાષાને અનુરૂપ બાળસાહિત્ય કરેલું હોવાથી ગિજુભાઈ આજે ગૂજરાતી બાળસાહિત્યના 'પિતા' બન્યા છે. સાક્ષરો ને વિદ્વાનોને અન્યાય કરવા માટે નહિ, પણ તેઓની માફી ચાહીને કહું છું કે બાળસાહિત્યને પાંગરાવવું હોય તો ખુરશીટેબલથી જરા નીચે ઊતરો ને ગિજુભાઈની માફક બાળકો સાથે પહેલાં રમતાં શીખો. પાઠ્યપુસ્તકોને પણ બાળકોને પથ્ય બનાવવાં હોય તો તેના રચનારાઓએ બાળજગતનાં બાળકો બનવું પડશે તેઓની સાક્ષરતા આમ કરતા દીપી ઊઠશે ને બાળસાહિત્ય વિશાળ ને વિવિધતાભર્યું થશે. બાળસાહિત્યનાં મૂળ બાળદુનિયા છે એ ગિજુભાઈના જીવને સાબિત કર્યું છે.

**નમ્ર માનવ**

મોટા થવું સહેલ હશે પણ મોટા બન્યા પછી નમ્ર માનવપ્રેમી થવું ઘણું જ અઘરું છે. ગૂજરાતના સદ્દભાગ્યે થોડાંક આંગળીને વેઢે ગણી શકાય તેવા આવા નમ્ર માનવપ્રેમીનાં જીવતાં દર્શન આપણે કરી શકીએ છીએ. ગાંધીજીનો પહેલો નંબર ને બીજી હરોળમાં ઠક્કરબાપા, અમીનસાહેબ, રવિશંકર મહારાજ, ને આપણા ગિજુભાઈ સ્થાન લઈ શકે. બાળકોની સેવાનું ક્ષેત્ર ગિજુભાઈએ પસંદ કર્યું, અક્ષરજ્ઞાન ફેલાવી અંધાપો ટાળ્યો, માબાપોને સમાજ ને બાળકો પ્રત્યે નવી દૃષ્ટિ આપી, વિકાસ માગતા સેંકડો યુવકયુવતીઓને બાળસેવાનો મંત્ર આપ્યો, અને એવાં

અનેક કાર્ય કર્યાં. જેને પરિણામે આજે ગિજુભાઈ એટલે ' નમ્ર માનવતા ' એમ જ આપણે બોલી ઊઠીએ.

ગૂજરાતે આ નમ્ર માનવને સન્માનવા ત્રણ વર્ષ ઉપર જ્યારે ઠરાવ કર્યો ત્યારે અમારા વિદ્યાર્થીસમૂહમાં જરાક જેવડા મતભેદે મોટું રૂપ લીધું હતું. તે વેળા આપણને તેમણે પત્ર લખ્યો હતો:—

ભાવનગર, તા. ૧-૧૧-૩૭

પ્રિય ભાઈબહેનો,

તમે જેમ અત્યાર સુધી સુંદર કામ કર્યું એમ હવે થોડું બાકી છે તે પૂરું કરશો જ એવી મારી શ્રદ્ધા છે.

ગુજરાતના બાળકોનું આ સન્માન છે હું તો નિમિત્તમાત્ર છું એમ હું સમજું છું અને તમે પણ સમજજો

તમારી સૌની સહાય ન હોત તો આવું કામ આટલે સુધી ન પહોંચત.

આપણે સૌ રંગેમંગે કામ પાર પાડી ગૂજરાત આગળ ઊજળા મોઢે ઊભા રહીએ તો કેવું સારું !

અત્યારે કોઈ વ્યક્તિ કે સંસ્થા સામે જોવાનો વખત નથી. મારો કંઈ દોષ હોય તો તે માટે તમારી સૌની ક્ષમા માગી લઉં છું હું આ બાળસન્માનનું કામ શાંતિથી પાર પડે એમ માગું છું.

લિ. તમારો સૌનો ગિજુભાઈ

આથી વધારે નમ્ર માનવ પોતાના શિષ્યો સમક્ષ કોણ હશે ? તેમણે જે માગણી તે વેળાએ કરી તે આજે પણ આપણી સમક્ષ છે. બાળકેળવણીના ક્ષેત્રમાં તેમણે આદરેલાં બાળસન્માનનાં કાર્ય અધૂરાં છે. તે આપણે યથાશક્તિમતિ પૂરાં કરીએ તેમાં જ આ ' નમ્ર માનવ ' નું ઋણ અદા કરી શકાય.

ઇન્દુપ્રસાદ ભટ્ટ

# પ્રેરણામૂર્તિ ગિજુભાઈ

બાળઅધ્યાપનમંદિરમાં દાખલ થવા માટે એક સવારે હું શ્રી દક્ષિણામૂર્તિ બાળમંદિરના ચોગાનમાં જઈ પહોંચ્યો ત્યારે ભૂખરા ગરમ હાફકોટના ગજવામાં હાથ રાખી, કંઈક કામકાજ કરતા, ગિજુભાઈને મે પહેલવહેલા દીઠા.

ને તે જ પળથી ગિજુભાઈએ પોતાના કાર્યો કરતાં કરતાં અન્ય વિદ્યાર્થીઓ સાથે, મને પણ શિક્ષણ અને સાહિત્યની પ્રેરણા પ્રેરવા માંડી.

જેટલું તેમણે વ્યાખ્યાનોદ્વારા આપ્યું તે કરતાં ઘણું બધું વધારે પોતાના નિત્યના કામકાજદ્વારા આપ્યું.

ઘણીએ વાર પ્રાતઃકાળના ચાર વાગ્યે, તેમની આજ્ઞા મુજબ તેમના બારણાં પર હળવા બેત્રણ ટકોરા મારતાં ગિજુભાઈ જાગી જતા અને તરત જ લેખો લખાવવા બેસી જતા. કેટલાય જાણીતાં લખાણોની નકલ કરવાના એ સુભગ પ્રસંગો હજી યે, જાણે ગઈકાલની વાત હોય તેવી રીતે, યાદ આવી જાય.

બાળકો તરફ ને તેવી જ રીતે મોટા વિદ્યાર્થીઓ તરફ, સમદૃષ્ટિથી બાળમંદિરમાં પ્રેરણા પાતા ગિજુભાઈને હવે તો સંભારવાના જ રહ્યા.

ઘણીવાર ઘણાને કડક લાગતા ગિજુભાઇ, જો કોઈ તેમની પાસે નિખાલસપણે વાતચીત કરે તો, સાચા શુભેચ્છક વડીલ તરીકે મમતા દાખવતા એ જાણીતી વાત છે.

" ગિજુભાઇ, આ પ્રસંગ તો આપના સ્મરણોમાં કોઇવાર નોંધવા જેવો છે."

" અરે ભાઇ, હું જ તારાં સ્મરણો લખીશને ? "

એક વાર વાતચીતમાં, તેમણે પોતાના પુત્રની માંદગીના વિકટ પ્રસંગે એક શુભેચ્છકે મોકલેલી મદદ, અંગત મદદ ન લેવી તે દૃષ્ટિએ, સાભાર પાછી વાળેલી તે વિગત જાણતાં ઉપરનું વાક્ય કહેલું ને હસતાં ગિજુભાઇએ હસીને તેનો જવાબ આપેલો.

એના નિઃસ્વાર્થી ગિજુભાઇના જીવનના કેટલાય આવા પ્રસંગો આપણે જાણતા પણ નહિ હોઇએ

શિક્ષણસેવાની પેઠે જ બાળસાહિત્ય સેવાની પ્રેરણા પણ તેમણે અનેકને આપી છે અને તે નિઃસ્વાર્થે, બાળકોની ખાતર જ. એ સેવા કરવાની ભાવના પણ તેમણે પ્રેરી છે

પ્રેરણામૂર્તિ ગિજુભાઇ એક નાના તેજસ્વી દીવા જેવા હતા, જેમણે પોતાનામાથી અનેક નાનામોટા દીવા પ્રકટાવ્યા છે

આપણા બાળશિક્ષણ અને બાળસાહિત્યના ક્ષેત્રમાં ગિજુભાઇ કોઇ વિસરશે ?

ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ

# મૌનમિલન

મારા સંસ્મરણનું નામ હું 'મૌન મિલન' આપું છે કારણ કે તે સ્વ. ગિજુભાઇ સાથેનું એક વિચિત્ર અને વાતચીત વિનાનું મિલન હતું.

ત્યારે સ્વ ગિજુભાઇ દક્ષિણામૂર્તિમાં હતા. બાળમંદિરની લાંબી રજાઓ લગભગ પૂરી થવા આવી હતી ફરી ઊઘડવાને માત્ર એકબે દિવસો જ બાકી હતા હું મારા નાના ભાઇને દાખલ કરવા માટે ત્યાં ગયેલો. અતિથિવિભાગવાળા ભાઇએ મને પૂછ્યું, "તમે શ્રી. ગિજુભાઇને મળવા માગો છો?" મેં એમનું નામ અને કામ સાંભળેલું પણ દર્શનનો લાભ નહોતો મળ્યો. મેં સ્વીકૃતિ સૂચક માથું હલાવ્યું અમે બન્ને બાળમંદિર તરફ ઊપડ્યા. સાથે આવેલા ભાઇએ બહાર ઊભા રહી, મોટા ઓરડામાં કામ કરતા એક આધેડ વયના પુરુષ તરફ આંગળી ચીંધીને કહ્યું, 'એ બેઠા, ગિજુભાઈ રહ્યા. જાઓ મુલાકાત કરી લ્યો.' હું હર્ષથી અને ઉલ્લાસથી આગળ વધ્યો. સાથે મારા મસ્તિષ્કમાં અનેક પ્રશ્નો ઉભરાવા લાગ્યા. 'મારી મુલાકાતનો હેતુ શો?' 'શ્રી. ગિજુભાઇ મને આવકાર આપશે કે કેમ?' 'હું એમને શું પૂછીશ?' ત્યાં તો હું લગભગ દરવાજા પાસે જઈ પહોંચ્યો હતો હું એમને બોલાવું તે પહેલાં એમના તરફ એક દૃષ્ટિ નાખી. તેઓ બાળમંદિરનાં સાધનો સ્વયં

સાફ કરવામાં અને વ્યવસ્થિત રીતે ગોઠવવામાં એવા તો મશગૂલ હતા કે એમની તલ્લીનતા ભંગ કરવાનું મને ઉચિત ન લાગ્યું મને એમ થયું કે હું કોઈ કેળવણીની અથવા માનસશાસ્ત્રની ગૂંચ ઉકેલવા તો આવ્યો નથી માત્ર એમને મળવા માગું છું તેઓ મોટા માણસ છે એટલા માટે જ ના? તેમનાથી કંઈક પ્રેરણા મેળવી શકું એટલા માટે જ ના? તો આટલા માટે એમને કામ કરતા અટકાવવાની શું જરૂર છે? તેથી મને કે તેમને શું ફાયદો થવાનો છે? શું એમની આવી ગજબ ક્રિયાશક્તિ અને કામ કરવાની ઢબથી હું કંઈ પ્રેરણા ન મેળવી શકું? શું વાતચીત વિના મારી મુલાકાત વ્યર્થ જશે? મારા મને નિશ્ચયાત્મક જવાબ આપ્યો

'ના, તારી મુલાકાત સફળ થઈ છે'

મને કોઈ દિવ્ય વસ્તુ મળી હોય એવા આત્મસંતોષ સાથે હું પાછો ફર્યો મારી આ વર્તણૂકથી સાથે આવેલા ભાઈએ સાશ્ચર્ય પૂછ્યું, 'કેમ વાતચીત ન કરી?' મેં જવાબ આપ્યો, 'ખાસ જરૂર ન જણાઈ.' અને અમે બન્ને મૂગા મૂગા નિવાસમાં પાછા આવ્યા

સ્વ ગિજુભાઈએ તે દિવસે મને અવિશ્રાંત ક્રિયાશક્તિનો, સ્વાવલંબનનો, સ્વચ્છતાનો, વ્યવસ્થાનો, અને શાંતિનો મૌન-પાઠ શીખવ્યો

કાનજી મોરાર રાઠોડ

# પ્રથમ સ્વયંસ્ફૂરિત સર્જન

સંવત ૧૯૭૫ની સાલમાં બાળમંદિર ઊઘડ્યું એ વખતે નહોતું એને પોતાનું મકાન કે નહોતાં પૂરાં સાધનસામગ્રી હતાં થોડાંએક મોન્ટીસોરીસાધનો અને નીલમબાગ પેલેસમાંથી આવેલાં થોડાંએક રમકડાં અને ચિત્રો તે વખતે ન હતો બાળમંદિરને પૂરો સ્ટાફ કે ન હતી બાળશિક્ષણની કોઈને જાણ

પણ હતા એક ગિજુભાઈ જે પોતે તે વખતે મોન્ટીસોરી પદ્ધતિના અભ્યાસી છતાં પણ તેમણે તે વખતથી જ અધ્યાપન મંદિર્ન સ્થાપના કરી દીધેલી 'એ પોતે પુસ્તકો વાંચતા જાય પ્રયોગો કરતા જાય અને સાથેના શિક્ષકોને સમજાવતા જાય તે વખતની તેમની અપૂર્વ શ્રદ્ધા તો તેમની સાથે કામ કરનાર જ જાણે

એક બાળક હતું. તે બાળમંદિર સામે જોયા સિવાય તેના પગથિયા પર બેસી રહેતું. ગિજુભાઈ તેનું અવલોકન કર્યા કરતા અને અવલોકન કરતા મૂંઝવણ થતી કે આ બાળક કંઈ જ કરતું નથી, તો પછી તેને કંઈક કામ આપવું જોઈએ હું ગિજુભાઈ સાથે ચર્ચા કરું કે આનું શું કરશું ? ગિજુભાઈ કહે 'આ મોન્ટીસોરીપદ્ધતિમાં તો તમારે અને મારે ધીરજ રાખ્યે જ છૂટકો. અવલોકન કર્યા કરો' લગભગ ૭ માસથી બાળક આવે ખરું પણ એ જ પગથિયામાં બેસી રહે

છેવટ એક દિવસ એ બાળક ઓરડામાં આવ્યુ આવ્યુ તો આવ્યુ પણ એકદમ ચાક અને પાટિયુ લઇ તે લખવા જ માંડયુ. એક જ અક્ષર 'ભ' 'ભ' લખ્યા જ કરે, લખ્યા જ કરે.

તે દિવસે ગિજુભાઇના આનંદનો પાર ન હતો તેમણે તે પાટિયા ફોટોગ્રાફરને ત્યાં મોકલી તેના ફોટા લેવરાવ્યા અને મને કહેવા લાગ્યા, 'આજે મને મૉન્ટીસોરીપદ્ધતિની ચાવી હાથ લાગી છે' તે દિવસે તેમને જાણે આત્મદર્શન થયુ હોય તેટલો આનંદ થયો

ત્યાર પછી તેમણે આવા સ્વયસ્ફુરિત કામોના ઘણા ય દર્શનો મને કરાવ્યાં અને મને પણ અત્યાર સુધી નહોતુ સમજાયુ તે સમજાયુ કે મૉન્ટીસોરીપદ્ધતિ એટલે બાળકના સ્વતત્રપણે સ્વત-સ્ફુરિત સર્જનની પદ્ધતિ

ગિજુભાઇના સસ્મરણોનો કાઇ પાર આવે એમ નથી તેઓ બાળકોના બેલી તરીકે તો પ્રસિદ્ધ થયા છે, પણ તેઓ બીજી રીતે બહેનોના બેલી–સાચા વીર હતા ગમે તે બહેનો તેમની પાસે જાય જરા પણ ક્ષોભ વગર બહેનો તેમને ખરી વાત, મૂઝવણ કહે સલાહસૂચના માગે અને ગિજુભાઈ પણ તેમને સાચી સલાહ-સૂચના આપવામા સ્થળ કે સમયની દરકાર ન કરે ગમે તે વિષય-માં મૂઝાયેલી કેટલીએ બહેનોને ગિજુભાઇના તરફથી સાચુ દિશા-સૂચન મળ્યુ છે

બાળશિક્ષણની બાબતમા તેમણે અજબ કામ કર્યુ છે એ કહેવાની જરૂર જ નથી પણ જે કામ સહજાનદ સ્વામીએ સ્વામી-નારાયણપથનો પ્રચાર કરી કેટલાય અભણ અને જડ માણસોને સસ્કારી કર્યાં હતા, તેવુ જ કામ ગિજુભાઇએ બાળકશિક્ષણ માર્યુ

છે. કેટલાંય અભણ અને જડ જેવાં ભાઈબહેનોને સાચું બાળ-શિક્ષણનું જ્ઞાન આપી ઊંચે ચડાવ્યાં છે. અને આજે ગૂજરાત અને બૃહદ ગૂજરાતમાં જ્યાં જોશો ત્યાં નૂતન બાળશિક્ષણ અધ્યાપનમંદિરના શિક્ષકો નજરે પડે છે. લગભગ સાતસોથી આઠસો શિક્ષકો તેમણે તૈયાર કર્યા છે, એ નોંધ તો બીજા ઘણા અને ઘણી રીતે લેશે.

ગિજુભાઈનો દેહ તો ગયો છે પણ આત્મા અમર છે. જ્યાં તેમનો આત્મા હોય ત્યાં તેમને મારી સ્મરણાંજલિ છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

નર્મદાબહેન રાવળ

# એ સ્વપ્નાં

મુ ગિજુભાઈ બાળમંદિરની ઓસરીમાં આંટા મારી રહ્યા હતા. સંધ્યાકાળનો વખત હતો. સૂરજનારાયણ મોરતગાજ્ઞની ટેકરીઓ પાછળ અદ્દશ્ય થતા હતા. મારુ કામ પતાવીને હુ પણ મુ. ગિજુભાઈની સાથે આંટા મારવા લાગ્યો.

આંટા મારતા મારતા બાળમંદિરની જમણી બાજુની ખાલી જગ્યા તરફ આંગળી ચીંધીને મુ ગિજુભાઈ કહે, "જુઓ શંકરભાઈ, આપણે અહીંયા બાળકોની વિદ્યાપીઠ (Children's University) કરવી છે "

હુ તો આ સાંભળીને આભો જ બની ગયો. બાળકોની વિદ્યાપીઠ! ગૂજરાત વિદ્યાપીઠ, મુંબઇ યુનિવર્સિટી એવુ બધુ સાભળ્યું હતુ, મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માટેની વિદ્યાપીઠોની વાતો સાંભળી હતી, પરંતુ બાળકોની વિદ્યાપીઠની તો સ્વપ્નેય કલ્પના ન હતી.

એમણે તો આગળ ચલાવ્યુ, 'જુઓ, અહીંયા આપણે જુદી જુદી જાતનાં બાળકોનો અભ્યાસ કરવાનુ રાખીશુ. બાળમાનસના અભ્યાસ માટે આપણે જે અનેકવિધ અખતરાઓ કરવા છે તે આપણી આ વિદ્યાપીઠ મારફત કરીશુ આંધળા, લૂના, અપંગ એવાં બાળકોને રાખીશુ અને એમના માનસ ઉપર એમની શારીરિક ઊણપોની શી અસર થાય છે તે તપાસીશુ, એવી જ રીતે માનસિક ઊણપોનો પણ આપણે અભ્યાસ કરીશુ, જુદા વર્ગોમાંથી આવતા બાળકોની જુદી જુદી આસક્તિઓ અને ટેવોનો પણ અભ્યાસ થઇ શકશે

આ પ્રમાણે અડધા પોણા કલાક સુધી એમણે પોતાની

આખી યોજના કહી સંભળાવી. હું તો આશ્ચર્યચકિત થઈને સાંભળી રહ્યો હતો. સાચે જ એ એક અદ્ભુત કલ્પના હતી. આ ભવ્ય કલ્પના હજી સ્વપ્નવત જ રહી છે.

આવું જ એમનું બીજું સ્વપ્નું હતું બાળજ્ઞાનકોશનું. આ સ્વપ્નું તો ફળીભૂત થવાનાં પગરણ મંડાયાં પણ હતાં. બાળજ્ઞાનકોશની ઑફિસ પણ શરૂ થઈ ગઈ હતી. એની પ્રાથમિક તૈયારીઓ પણ થઈ ગઈ હતી પણ સંજોગવશાત એ બધું બંધ કરવું પડ્યું અને પૂ. ગિજુભાઈનું એ સ્વપ્નું પણ અધૂરું જ રહ્યું. ગુજરાતનાં બાળકોને એક સારા એવા બાળજ્ઞાનકોશની ભેટ ધરવાના એમને બહુ કોડ હતા. એને માટે તનતોડ મહેનત કરવાની એમની તૈયારી હતી. પણ આદર્શો અધૂરાં રહ્યાં.

છેવટ છેવટમાં પૂ ગિજુભાઈનું વલણ આધ્યાત્મિકતા તરફ ગયું હતું. આને અંગે એમણે સુંદર પુસ્તકાલય પણ વસાવ્યું હતું. એમની ઇચ્છા તો હતી હિમાલયમાં કોઈક જગ્યાએ એકાદ નાનકડો આશ્રમ ખોલીને રહેવાની. પણ ત્યાં પણ એ સેવા તો બાળકોની જ કરવા માગતા હતા. ત્યાં રહીને એમનો વિચાર તો આધ્યાત્મિક દૃષ્ટિએ બાળકેળવણીની અંદર શા શા ફેરફારો થઈ શકે એનો અભ્યાસ કરવાનો હતો.

આવાં તો પૂ. ગિજુભાઈનાં અનેક સ્વપ્નાં હતાં. આપણે એમાંથી કેટલાં ફળીભૂત કરી શકીશું? ફળીભૂત ન કરી શકીએ તો એ તરફ પગલાં તો જરૂર માંડીએ. તો જ આપણે એમનું ઋણ તર્પણ કર્યું ગણી શકાય.

• શંકર શાહ

# સાચો કર્મયોગી

માનવજીવનમાં એક જ ક્ષણ જીવનનું નાવ કઈ દિશાએ જશે તે નક્કી કરે છે. નીચેના એક જ દૃશ્યથી ગિજુભાઈએ જીવનક્ષેત્ર બદલ્યું એક દહાડો વઢવાણ શહેરની વકીલની ઑફિસની બારીએથી નીચેનું દૃશ્ય જોયું. કાખે બેસાડીને ચોટિયો ભરતા ભરતા પોતાના બાળકને "હા માગ.. ને ભણવું છે ક્યાં?" એવી ગાળો દેતાં એક વાણિયાને જ્યારે જોયો ત્યારે ગિજુભાઈનો આત્મા કકળી ઊઠ્યો અને બાળજીવનને ચરણે તેની સકળ શક્તિ ધરવાનો મહાન નિશ્ચય કર્યો. તે ભાવનગર આવ્યા નવીન દૃષ્ટિની પાંચ વરસ સુધી ઉપાસના કરી અને તેમણે સર્વવ્યાપી, સર્વદેશી એવા એક જીવનતત્ત્વનો પ્રત્યક્ષ અનુભવ કર્યો. તે દક્ષિણામૂર્તિના આજીવનસભ્ય બન્યા ગિજુભાઈ મોન્ટીસોરીપદ્ધતિ પાછળ ગાંડા ગાંડા થઈ ગયા તે વખતે ગૂજરાતમાં બે જ બાળમંદિર હતા ગિજુભાઈએ મોન્ટીસોરી પ્રબોધન સાધનો મેળવ્યા તે સાધનોએ તેમનામા ચેતનાસંચાર કર્યો ગિજુભાઈ દિવસે દિવસે બાળકોની નજીક આવવા લાગ્યા. ડૉ મોન્ટીસોરીના પુસ્તકો વાચ્યા, વિચાર્યા, તેમાથી પ્રેરણાપિયુષ પીધા તે અને બાળકેળવણી પાછળ ભેખ ધારણ કર્યો તેમણે ગૂજરાતના માબાપો, શિક્ષકોને પડકાર કર્યો 'બાળકને સન્માનો, સ્વાતંત્ર્ય આપો, ન ડરાવો, ન શિક્ષા કરો' ગૂજરાતે આ પડકાર ઝીલી લીધો ગૂજરાતમા બાળસ્વાતંત્ર્યનો નવો યુગ શરૂ થયો. પરિણામે ગિજુભાઈ બાળકોના મુક્તિદાતા તરીકે પ્રસિદ્ધિમા આવ્યા

આ નૂતન કેળવણીનો નવીન પ્રકાશ નવીન દૃષ્ટિ ઘેરઘેર ફેલાવવા માટે 'શિક્ષણ પત્રિકા' નામની માસિક પત્રિકા કાઢી બાળ-

પ્રવાહ વહ્યા કરતો. ભાષામાં કે વિચારમાં ક્યાંયે સુધારવા કે અટકવા તેમને રોકાવું પડ્યાનો મને અનુભવ નથી. અને થોડાં વર્ષોમાં બીજા અનેક વ્યવસાયો અને આખા દિવસના સતત કામને અંતે જે થોડી ક્ષણો મળતી તેમાં તેમણે ઢગલાબંધ સાહિત્ય આપ્યું છે. હું એમના સર્જનનો અનેક વખતનો સાક્ષી રહી શક્યો છું તે માટે મને ધન્ય માનું છું.

Stick to your guns એ એમનો આદેશ હતો. સોંપેલા કે સ્વીકારેલા કામને દૃઢતાથી વળગી રહેવું એ એમનું સૂત્ર હતું. આ જાતની ભાવના તેમના સંસર્ગમાં જે જે અનેક ભાઈબહેનો આવ્યાં છે તેમને તેમણે સતત આપ્યા કરી છે, અને પ્રાણવાન બનાવ્યા છે.

એમના જેવા કર્તવ્યપરાયણ બનવું એ એમના માટેની શ્રેષ્ઠ અંજલિ છે.

ગોપાળરાવ વિદ્વાંસ



સ્વ ગિજુભાઈની પ્રયોગભૂમિ શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર

શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિરમાં બાલનાટકો ભજવાતાં તેનો એક પ્રસંગ વચ્ચે ગિજુભાઈ રાજા તરીકે બેઠા છે

Lakshmi Art Bombay 8

# ઘી ખાયા ગુડ ખાયા ઔર ચલતે કયું નહિ?

એક વખત દક્ષિણામૂર્તિનાં બાળસંમેલનમાં બાળનાટકો ભજવાતાં હતાં. વાણિયાની જાન પરણીને પાછી વળતી હતી સાથે એક આરબ હતો. આરબનો વેશ શ્રી ગિજુભાઈએ લીધો હતો.

જાનના ગાડા જતાં હતા હાથમાં ઉઘાડી તરવારે આરબ તેની પાછળ ચાલતો હતો. જાનના ગાડાં ઉતાવળે ચાલે-દોડે, આરબ વધારે પાછળ પડે. વાણિયા તાણ કરીને કહે, 'ચાઉસ બેઠ જાઓ' આરબ કહે, 'નહિ, હમ તો ચલેગે' એમ વાણિયાતાણ અને આરબનું ઉંહું ચાલતુ હતુ પણ આરબ ધીમે ધીમે વધારે પાછળ પડતો જતો હતો, તેથી તે કંટાળતો હતો પગ થાકતા જતા હતા અને તે કળવા માંડ્યા હતા, તેથી આરબ વધારે ને વધારે ખીજાતો હતો. છેવટે આરબથી એ સહન થયુ નહિ એટલે પેની ઉઘાડી તરવાર જ પોતાના પગમાં ઘોંચીને કહેવા લાગ્યો, 'સાલે! ઘી ખાયા, ગુડ ખાયા ઔર ચલતે ક્યું નહિ?' એમ કહી પગને જખમી કર્યો. વાણિયાઓને આ ખબર પડી. તેમણે આરબને વધારે જખમી થતા અટકાવ્યો અને તેને ઉપાડીને પરાણે ગાડામાં નાખ્યો.



પૂ. શ્રી ગિજુભાઈએ દક્ષિણામૂર્તિના આજીવનસભ્યપદનું આરબપણું સ્વીકાર્યું હતું બાળમંદિર ઉપાડીને બાળશિક્ષણનો આદર્શ મેળવ્યો હતો. દક્ષિણામૂર્તિના એ જ આરબે છેવટ પોતાના દેહની આહુતિ આપીને બાળશિક્ષણની સાધનામાં પોતાનો પ્રાણ-આત્મા ઉમેર્યો છે.

પૂજ્ય ગિજુભાઈની સાધનામાં આપણે સર્વ બાળશિક્ષણમાં પ્રગતિકાર્ય કરતા રહીને જ તેમના આત્માને શાંતિ આપવાની પરમાત્માને પ્રાર્થના કરીએ. મનુભાઈ મોરારજી ભટ્ટ

# બાળકોના તારણહાર ગિજુભાઈ

ગિજુભાઈને આપણે હવે વધારે ને વધારે સંભારીશું, કારણ કે તેમની ખોટ કોઈથી પૂરી શકાય એમ નથી. એમણે પોતાની જીવન-ભાવના પાછળ બીજાં સર્વ સુખોનો ત્યાગ કર્યો હતો એમ કહું તો જરા ય ખોટું નથી. વકીલાત છોડી, વહેવાર તરછોડ્યો, આરામ ગુમાવ્યો, તબિયત ગુમાવી પણ કર્તવ્ય ઠેઠ લગી ન છોડ્યું. છેવટનાં બે વર્ષો તેમણે પૂર્ણ આરામ લીધો હોત તો આમ ન બનત એમ કહી શકીએ પણ ધ્યેય પાછળ ઝૂકી પડેલો જીવ કોઈનો રોક્યો રોકાય?

શિક્ષણમાં માનસશાસ્ત્રનું મહત્ત્વ અને પ્રભાવ કોણે સમજાવ્યાં? આપણા દેશના બાળજીવનની મારપીટ, કકળાટ, કચવાટ અને શેતલિયાપણાના દાવા માબાપો અને શિક્ષકો સામે નોંધાવી કોણે જીત મેળવી અને બાળજીવનમાં સ્વાતંત્ર્ય, આનંદ અને રંગના ફુવારા ઉડાવ્યા એ કોણે! એમણે શાસ્ત્રીયતાની ઓથ લીધી હતી ખરી પણ લાગણીનું દબાણ વધારે ઉપજાવ્યું અને બાળકો પર ઘા કરનારા, તેમનાં હૈયાં થથરાવનારા જાલીમ પંજાઓને થંભાવી દીધા છે.

હવે એમના જેવી ધગશભરી ઝુંબેશ કરનાર કોઈ નથી. બીજા બધા તો એમના પઢાવેલા છે. ગિજુભાઈનું કહેલું આચરશે પણ ગિજુભાઈનું ધારેલું વિચારશે થોડા. ગિજુભાઈએ સ્વતંત્ર માનવીઓની વાડીઓ તૈયાર કરી આપી છે. એનો પાક સચવાશે તો ગૂજરાત સ્વતંત્રતાને સ્વપ્ન નહિ રહેવા દે. ગિજુભાઈનો આત્મા ત્યારે જ પરમ શાંતિ અનુભવશે.



રવિશંકર મહાશંકર રાવળ

# પ્રેમાંજલિ

સુરબ્બી પ્રિય ગિજુભાઇ,

તમારે ગયે કેટલા દિવસ થયા તે ખબર છે? ત્યાં કેલેન્ડરો કે પંચાગ મળે છે કે નહિ? કે અહીંનાં વર્ષો વીતી જાય ત્યારે ત્યાં માત્ર એક ઘડી જ થાય છે? કોઇ દિ' કાગળ લખવાનું ય મન થાય છે કે નહિ? પત્રના જવાબો લખવામાં તો તમે એક્કા હતા. આજે કાગળ નાખ્યો હોય તો ત્રીજે દિવસે જવાબ હાથમાં આવીને ઊભો રહે, પણ આજકાલ કોણ જાણે કેમ આમ સાવ આળસુ થઇ ગયા છો? દૂર દૂરનાં ગામડાંમાં જ્યાં પોસ્ટ ઑફિસ પણ ન હોય, ત્યાંની મુસાફરીમાં પણ તમારો પત્રવ્યવહાર તો નિયમિત જ ચાલતો. તમે શું એથી ય ભૂંડા કોઇ ગામમાં ગયા છો, જ્યાં પોસ્ટ ઑફિસ તો શું પણ કાગળકલમ ને ટિકિટ કશું ન મળે? ના, ના. એ કેમ માનું? તમને એ બધાં વિના ચાલે કેમ? જરૂર આટલા દિવસોમાં તો તમે ગમે એવી જગ્યાએ હો પરંતુ લખવાનું સાધન શોધી કાઢયું જ હશે.

ત્યારે શું આ જગત આખાથી તમે રિસાઇ ગયા છો? એક તો જરા ય ખબર આપ્યા વગર, મળ્યા વગર, એકાએક ચાલ્યા જવું ને પાછો કાગળ પણ ન લખવો! યાદ રાખજોને જ્યારે મળીશ ત્યારે આ ગુના બદલ તમને એટલું મારીશ, કે તમે ત્રોબાહ પોકારી જશો. ફરી કોઈ દહાડો અમને છોડીને આમ જતા રહેવાની હિંમત પણ નહિ કરો.

તમને ખબર છે કંઇ તમારા મૂલ્યની ? ક્યાંથી હોય ? વગર અટક્યે જરા ય પાછળ જોયા વિના બસ જીવન આખુ જાણે દોડવાની શરતમા ઊતર્યા હો એમ ધસમસ્યા દોડયા જ કર્યું છે પાછળ કેટલા વૃક્ષો, કેટલા તરણાં, કેટલા પથ્થર, કેટલી રજકણો એકવારના સુખદ તમ ચરણસ્પર્શથી પાવન થયેલી ફરી ઊંચી ડોક કરી નીરખે છે તમારી વાટ, એની કોઇ દિ' પાછળ ડોક ફેરવી ઝંખના પણ કરી છે ?

ઓ પારસમણિ ! જ્યા જ્યા સ્પર્શ થયો તમારો ત્યા ત્યા તમે લોહનુ સુવર્ણ સર્જ્યું છે એની ખબર તમને ક્યાથી પડે ? એ તો ખબર હોય એ લોહને, કાં તો જગતની બજારના ચોકસી ઓને પારસમણિને એની પરવા પણ શાની હોય ?

કંઇ ભણવામા ચિત્ત ન ચોટયુ હોય, ફરમમાં ભમરો હોય, ધ્યેય ટકતુ તો હોય જ નહિ, એવા કેટકેટલા યુવાનો તમારે ઓથે આજે માનવ બની ગયા, જીવનના સાચે પન્થે પળ્યા, તમે એમને જીવન સમજાવ્યુ !

પતિ સાથે બનતુ ન હોય, રોજ માબાપને ઘેર રહી કંટાળી હોય, નોકરી કરાય એટલુ ભણતર ન હોય એવી કેટકેટલી બહેનોના તમે આંસુ લોયા ને યોગ્ય દોરવણી આપી સાચે રસ્તે ચડાવી ! મારકણા માસ્તરના ત્રાસે ત્રાસેલા અસંખ્ય બાળકોને તમે માસ્તરના અને ગોખણપટ્ટીના ત્રાસમાથી છોડાવ્યા

ભણ્યાગણ્યા હોય બહારથી ખૂબ સંસ્કારી ને સુધરેલા દેખાતા હોય, ગ્રેજ્યુએટ કે એમ. એ હોય છતાં જીવન શુ એ જેમને ખબર ન હોય, સાચા સંસ્કારની ઝાંખી પણ ન હોય એવા કેટકેટલાં ભાઇબહેનોને તમે સંસ્કારના સ્નેહજળ સીંચી સંજીવન કર્યાં !

આ બધાં ય આજે તમારી ઓથ વિના ઊભાં છે. જીવનની પળે પળે જેમને તમારી સલાહની–સૂચનાની જરૂર પડતી, તમારી આંખે જ આ બધાં દેખતાં ને સારુંનરસું પ્રીછતાં, તે બધાં આજે તમને સંભારે છે ને રડે છે; કોણ લૂછે એમનાં આંસુ ?

એક વાર આમ હું ય ગાંડી બની હતી. જોતી'તી વાટ માત્ર મૃત્યુની. આંખો આંસુથી છલકાઇ જતી હતી, ક્યાં ય ઊજાસ દેખાતો ન હતો, તે વેળા તેં પકડ્યો મુજ હાથ ને દાખવ્યો આ રસ્તો. બધાને મન ભલે તું દાદા હો–બાપ હો, પણ મારી તો તુ મૂછાળી મા જ ને ?

ઓ મા ! તારા વિના કોણ ફેરવે એ સ્નેહ નીતરતો હાથ મુજ શરીર પર ? મા તારા શબ્દે શબ્દે પોરસ ચડતું મા તું બરડો થાબડી કહે, "બેટા ભીમસેન !" ત્યારે જાણે જગત સામે બાથ ભીડવાની શક્તિ આવતી એ બધું આજે ક્યાં છે ?

ઓ મા ! વારંવાર સ્વપ્નમાં તું દેખાય છે પણ સાચેસાચ ક્યારે ફરી દેખાશે ? મારી મા ! મારા ગિજુભાઇ, મારા જીવનપથના માર્ગદર્શક ! વધારે શું લખુ ? તેં તો બે ચક્ષુ ખોઇ સહસ્ત્ર ચક્ષુ મેળવ્યાં છે, આજે અહીંની વાતો—મારા અન્તરની વાતો તું જાણી શકે છે, એ મારો વિશ્વાસ છે. આજ સુધી જેમ સાચે પન્થે દોરતો આવ્યો છે એમ દોરજે અને એટલા આશીર્વાદ આપજે મા ! કે તારી માફક જીવની છેલ્લી પળ સુધી, શરીરના છેલ્લા રક્તબિન્દુ સુધી હૃદયના છેલ્લા ધબકારા સુધી કર્તવ્ય ન ચૂકું. બસ ત્યારે.

તારી લાડકી જશુ

# સ્વર્ગસ્થ ગુરુ

ઈ સ ૧૯૩૦–૩૧ ના દક્ષિણામૂર્તિ બાળઅધ્યાપનમંદિરમા દાખલ થવાનુ મારે તો અકસ્માત એક વિરલ સન્મિત્ર દ્વારા જ બન્યુ. પણ એ અકસ્માત જ મારે તો ભાવિ જીવનના સુખદ પાયારૂપ બન્યો. બાળઅધ્યાપનમંદિરનુ વાતાવરણ ને પૂ ગિજુભાઈ, તારાબેનનુ વ્યક્તિત્વ જ કોઈ એવુ અજબ હતુ કે ત્યા એક વર્ષ ગાળનારમા ફેરફાર થઈ જ જાય. આંધળાને આંખ મળે તેમ જીવનદૃષ્ટિ પણ અધ્યાપનમંદિરમા જ મળી તેમ કહેવાય ત્યાની રહેણીકરણી, વાણી વિચાર, વર્તન, વાચન, વ્યવહાર વગેરે તમામ બાબતો કોઈ એવી ઉચ્ચ કક્ષાએ જોવા—અનુભવવા મળે કે વર્ષના વસવાટે તો આપણામા કોઈ જુદી જ ખુમારી આવી જાય. મારા જેવાને તો ત્યા સુધીના વિચાર આવે કે ‘ લગ્ન પહેલા બાળકેળવણીનુ અનિવાર્ય એવુ આ જ્ઞાન સૌને મળવુ જ જોઈએ પછી તે સ્વેચ્છાએ લેવાય કે ધાર્મિક અથવા સામાજિક બંધનથી ! ભાવિ પ્રજાના ઉદ્ધાર માટે તેટલુ આવશ્યક છે જ.

અધ્યાપનમંદિરના કોઈ વિદ્યાર્થી વિશે કે એકાદ બે બનાવો વિશે બિનજવાબદાર લોકો ગમે તેમ બોલ્યા હશે પણ ત્યાંનાં ભણતર વિશે કે મળેલ જીવનસંસ્કાર વિશે તો કોઈના બેમત ભાગ્યે

નથી ત્યાંના વિદ્યાર્થીજીવનનો આનંદ ને સંસ્કૃત વાતાવરણ તો કોઈ અલૌકિક જ હતુ !

હમેશને માટે એમ જ લાગે કે ક્યા ચોકઠાવાળુ ને ટૂંક દષ્ટિનું ટ્રેનીંગ કોલેજોનુ ભણતર ને ક્યાં દક્ષિણામૂર્તિ બાળઅધ્યાપન-મંદિરનુ સૌના વ્યક્તિત્વ ખીલવતુ, વિકાસક ને સ્વાતંત્ર્યપોષક એવુ ઉચ્ચ કોટીનુ અધ્યયન ! અન્યને ઈર્ષા ઉપજાવે એવુ એ સારુ ને સુખદ ભણતર ગિજુભાઈ ને તારાબેન સિવાય બીજુ કોણ બાળકેળવણીના ક્ષેત્રમા આપી શકે તેમ હતું ?

બાળમંદિરમાથી યોગ્ય કાળે બાળકોને મુક્ત થવાનું તો ન જ ગમતુ પણ મોટા વિદ્યાર્થીઓને ય વર્ષાન્તે છૂટા પડવાનુ ન રુચતુ એકબીજાની વિદાય સૌની આંખો ભીંજવતી એવુ તો ગિજુભાઈ ને તારાબેનનું સૌને મમત્વ ઊભુ થતુ એથી સારો કુટુંબભાવ આજ સુધી પણ અનેક વિદ્યાર્થીઓ જાળવી રહ્યા છે

ગિજુભાઈ સૌને પોતાના જ લાગે અને ખરેખર તેમ જ હતું ગિજુભાઈ સૌ સાથે જુદી જુદી રીતે પણ એવા તો સકળાયેલા રહેતા કે તેમના અવસાનથી બાળકેળવણીમા પડેલ જબરી ખોટ જેટલી જ સૌને પોતાના સ્વજન કે છત્રરૂપ પ્રિય સ્વજન ગયાની મોટી ખોટ દેખાઈ

ગિજુભાઈ ઘણાને જુદા જુદા પાસાવાળા દેખાયા હશે પણ મારે પોતાને માટે કહું તો તેઓ મારા એક ને અજોડ એવા પ્રિય સ્વજન હતા, આધારરૂપ વડીલ હતા મુરબ્બી મિત્રરૂપે રહેતા છતાં ગુરુ હતા ને આદર્શ શિક્ષક હતા

એમની શક્તિઓમાથી આપણને શીખવાનુ મળે સદ્‌ગુણો

જોઈ પૂજ્યભાવ પેદા થાય ને જ્ઞાન માટે માન પેદા થાય પણ અંધશ્રદ્ધા તો ક્યારે ય પેદા ન થાય તેવા તો તેઓ સરળ ને સાદા હતા.

તેમની કામ શીખવવાની ને શક્તિ ખીલે તેવું કામ આપવાની રીત કોઇ અજબ હતી. પોતાની જાતમાં વિશ્વાસ આવે અને ઉત્સાહપૂર્વક માણસ આગળ વધે તેવાં તો એમનાં વર્તન ને વ્યવહાર હતાં.

સદ્‌ગુણો લખતાં પાર ન આવે ને સંભારતાં સમયની મર્યાદા ન રહે તેટલું તો તેમની સાથેના પાંચસાત વર્ષના વસવાટે આપ્યું છે. છતાં મર્યાદામાં માન સમજી એ મારા સ્વ. પૂ. ગુરુ ગિજુભાઈને અનેકાનેક વંદન કરી વિરમું છું.

વિષ્ણુભાઈ જ. ભટ્ટ

# બાળશિક્ષણના ઝંડાધારી

આપણે ત્યાં અંગ્રેજી શિક્ષણના પ્રચાર પછી આપણા પ્રૌઢો માટેનું સાહિત્ય ઠીક ઠીક વિકાસ પામ્યે જતું, પણ બાળકો વિશેનું તેમ જ બાળકો માટેનું સાહિત્ય આપણે ત્યાં ખીલતું ન હતું.

એક માણસ જાગ્યો અને એ સ્થિતિને એણે પોતાના વીશ વર્ષના કાર્યસમયમાં છેક જ પલટાવી દીધી. એ માણસ તે સ્વર્ગસ્થ ગિજુભાઈ બધેકા.

ગિજુભાઈ સંજોગાનુસાર ઝાઝું ભણી ન શક્યા અને શરૂઆતમાં જે ધંધો સ્વીકારવો પડ્યો તે પણ તેમના સ્વભાવને બરાબર બંધ બેસતો ન હતો તો પણ એમનો વિદ્યાવ્યાસંગ તો ચાલુ જ રહ્યો. જાણીતા સાક્ષર શ્રી રામનારાયણ વિ. પાઠક એમના બાળસ્નેહી ભાવનગર હતા તે દરમિયાન તે દિવસોમાં લભ્ય એવું બધું ગુજરાતી શિષ્ટ સાહિત્ય એમણે વાંચી નાખેલું અને આફ્રિકામાં એ વાચન અંકુરિત થઈ કાવ્યલેખનરૂપે બહાર આવેલું અને તે પછી મુંબઈના ત્રણેક વર્ષના વસવાટ દરમિયાન શ્રી રામનારાયણ વિ. પાઠક, શ્રી મહાદેવ દેસાઈ અને એવા બીજા સાહિત્યરસિક દોસ્તોનો ગાઢ સહવાસ રહેલો, એટલે એમની સાહિત્યલેખનપ્રવૃત્તિ તો ચાલુ જ હતી.

તેઓ ડિસ્ટ્રિક્ટ પ્લીડર થયા અને વઢવાણ શહેરમાં વકીલાત

શરૂ કરી. બૅરીસ્ટર શ્રી. પોપટલાલ ચૂડગર, 'સૌરાષ્ટ્ર'વાળા શ્રી. અમૃતલાલ શેઠ અને સ્વ. દેશસેવક શ્રી. મણિલાલ કોઠારી એમના એ વેળાના સાથી. આ ઉપરથી જ સમજી શકાશે કે શરૂઆતથી જ ગિજુભાઈનું મિત્રમંડળ પણ કેવું પ્રાણવાન અને સાહિત્યરસિક હતું.

દરમિયાન એવા સંજોગો બન્યા કે એના જીવનની કાર્યદિશા પલટાઇ ગઇ અને ગુજરાતના સદ્‌ભાગ્યે ગુજરાતને એક બાળકેળવણીશાસ્ત્રી સાંપડ્યો.

શરૂઆતમાં દક્ષિણામૂર્તિ સંસ્થામાં ત્યાંના વિદ્યાર્થીઓના ગૃહપતિ અને બે એક વર્ષ ત્યાંની સ્કૂલના આચાર્ય બન્યા અને ૧૯૨૦ માં એ સંસ્થામાં ગુજરાતનું પહેલવહેલું મોન્ટીસોરી બાળમંદિર સ્થપાયું; તેના તેઓ આચાર્ય બન્યા. ત્યારથી તે છેલ્લી ઘડી સુધી તેમણે બાળશિક્ષણ અને બાળસાહિત્યની જ ઉપાસના અને સેવા કરી. પોતે બાળશિક્ષણ અને શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકો વાંચ્યાં, તેને પચાવ્યાં, તેના વિચારોને ચાલતા બાળમંદિરમાં વ્યવહારુ રીતે લગાડ્યા અને પાછળથી એ જ સંસ્થામાં અધ્યાપનમંદિર શરૂ કરી પોતે અનુભવેલા બાળશિક્ષણને ગુજરાતભરમાં પ્રસરાવ્યું. સાથોસાથ એમણે બાળશિક્ષણ ને સાહિત્ય વિષે લખવા માંડ્યું અને અત્યારે પણ એ જ ધોરણે ચાલતી 'શિક્ષણ પત્રિકા' એમના એ કાર્યના સ્મારકસ્તંભ તરીકે ઊભી છે. બાળકો વિશેનાં શિક્ષણસાહિત્ય ઉપરાંત એમણે ગુજરાતને થોકબંધ બાળસાહિત્ય આપ્યું. દક્ષિણામૂર્તિની બાળસાહિત્યમાળા, બાળસાહિત્યગુચ્છ અને બાળસાહિત્યવાટિકા એ એમના જ પરિશ્રમનાં ફળ છે.

પણ એમના એ પ્રયત્નો વડે આખા યે ગુજરાતની બાળકો સંબંધની હવા જ પલટાઈ ગઈ. ઠેર ઠેર બાળમંદિર સ્થપાયાં, એમની

સીધી કે આડકતરી પ્રેરણાથી બાળકો માટે સાહિત્ય લખાવા માડ્યુ, બાળમાસિકો શરૂ થયા અને જેમ જેમ આ પ્રવૃત્તિ વિકસતી ગઈ તેમ તેમ વિચારોની અને અનુભવોની આપલે માટે નાનીમોટી પરિષદો પણ મળવા માડી વધુમા ગિજુભાઈએ ગૂજરાત સમસ્તમા પ્રવાસો કરી પોતાની વાણીદ્વારા પણ આ બાળશિક્ષણપ્રવૃત્તિને અનેકગણુ જોર આપ્યુ

ગૂજરાતના નાનામોટા ગરીબતવગર, ગામડિયા ને શહેરી ગિજુભાઇના કામ અને નામથી એટલા બધાં પરિચિત થના છે કે ખૂણામાં ખૂણે પડેલા ગામમાં એમના નામથી જાણીતુ કોઇ ને કોઈ મળી આવે છે એમની કોઇને કોઇ પુસ્તિકા જડી આવે છે ગિજુભાઇનુ આ પ્રચારકામ બૃહદ ગૂજરાત અને ઠેઠ દરિયાપાર પણ પહોચેલુ

આમ આ એક નાનકડા માનવીએ માત્ર બે દસકામા જ ગૂજરાતની બાળશિક્ષણવિષયક સિકલ બદલાવી નાખી અને સૌને એક અવાજે કહેવુ પડે છે કે ગાધીજીને બાદ કરતા હમણાં હમણા ગૂજરાતે આવો બીજો ઝડપી ક્રાતિકાર કોઇપણ ક્ષેત્રમા કોઈએ જોયો નથી

ગિજુભાઇ બાળશિક્ષણના ઝડાધારી હતા ! ગિજુભાઇનુ નામ અને કામ અમર રહો !

કુ બાળાબેન ગિરીશભાઇ ભટ્ટ

# મહાન વિભૂતિ

મહાન વિભૂતિઓ જગતની અંદર કોઇ વિશિષ્ટ જીવનસંદેશ સાથે જન્મ ધરે છે. સ્વ. ગિજુભાઇનો જીવનસંદેશ બાળકેળવણીનો શાસ્ત્રીય સર્વાંગ સંપૂર્ણ વિકાસનો હતો. તેઓશ્રીના પરિચયમાં આવનાર સૌ જાણે છે કે તેમનો ધંધો શરૂઆતથી જ શિક્ષણનો ન હતો. જીવનમાં કોઇક ધન્ય ઘડીઓ એવી આવે છે કે જીવનનો રાહ પલટી નાખે છે. એ રીતે સ્વ. ગિજુભાઇના પ્રસંગમાં પણ બનેલું હતું. તે સર્વ કોઇને સુવિદિત છે. પોતાનાં પ્રિય બાળકોની કેળવણીના વિચારે તેમને અનોખો માર્ગ સૂચવ્યો. તેઓને સમસ્ત બાળજગતની સેવા કરવાના કોડ જાગ્યા. જીવનમાં આ રીતે અનોખો પલટો આવ્યો અને સ્વર્ગસ્થ એક આદર્શ કેળવણીકાર બની ગયા.

તેમના સંપર્કમાં આવનાર સૌ કોઇ તેમનામાં રહેલ વિશિષ્ટ ગુણોનો લાભ મેળવ્યા વગર નહિ જ રહ્યું હોય. તેઓ એક આદર્શ કેળવણીકાર જ ન હતા પરંતુ સહૃદય મિત્ર, સમાજસુધારક તથા બાળજગતના અમૂલ્ય ખજાનારૂપ હતા. તેમના જીવનની પ્રત્યેક ક્ષણ તેઓએ બાળકના સર્વાંગ સંપૂર્ણ વિકાસની સિદ્ધિ માટે ખર્ચી છે. તેઓશ્રીને પરિશ્રમનો ખ્યાલ પણ આવ્યો નથી. બાળકો માટે સાહિત્ય, રમવાનાં સ્થાન, સાધન અને રમકડાં, બાળકો

મારેના પ્રવાસો વગરે જુદાં જુદા ક્ષેત્રમાં તેમણે તેમનું જીવન ઓતપ્રોત કરી દીધેલ ઉમર વધતી જતી હતી તેમ તેમનું જોમ અને ધગશ વધતા જતા હતા તેઓ સદા યુવાનને શરમાવે એટલું કાર્ય કરતા એ વાત સિદ્ધ થઇ ચૂકેલી છે.

આટલો કામનો બોજો હોવા છતા તેઓએ તેમનો હસમુખો સ્વભાવ છોડ્યો નથી જ્યારે જુઓ ત્યારે તેમના મુખ ઉપર ફિરસ્તા સરખુ સાત્વિક હાસ્ય તરતુ જ હતુ તેમના ચહેરા ઉપર સદા પ્રસન્નતા અને પ્રફુલ્લતા જ પ્રકાશતા પરિશ્રમ લાગ્યો હોય એવું તેઓએ કદી વ્યકત કર્યું જ નથી, એટલુ જ નહિ પણ રાજકોટ બાળ-અધ્યાપનમંદિર શરૂ કર્યું ત્યારે તેઓશ્રીની તબિયત ખરેખર લથડી હતી છતા એવા જ અને એટલા જ જુસ્સાથી એ તેમને કામ કરતા નિહાળ્યા હતા એ વિદ્યાર્થીઓના હાથની ખુરસી બનાવી તેના ઉપર બેસી તેઓ પ્રવચન કરતા જતા તે વખતે ગુરુશિષ્યનો સબંધ યાદ આવતો તેમના શિષ્યો સદા તેમની સેવા કરવા તત્પર રહેતા અને તેમા તેમનુ સદ્‌ભાગ્ય સમજતા તેમના શિષ્યોમા આવી જાતની ભાવના જાગ્રત કરવા માટે તેમનો નિર્મળ પ્રેમ જ કારણ-ભૂત હતો તેઓ તેમના શિષ્યોના આગળ જીવનના ઉત્કર્ષ માટે સદા ઉત્સુક રહેતા અને જેઓ તેમની સલાહ માગતા તેમને તેમણે સાચી અને સોનેરી સલાહ આપી છે, એ મારા અનુભવથી સિદ્ધ થયેલ વાત છે તેમનુ શિષ્યો પ્રત્યેનુ પિતા સરખુ વાત્સલ્ય તેમની નજીક સર્વ શિષ્યોને દોરી જતુ

તેઓએ કેળવણીના અનિષ્ટ તત્ત્વોને જગત સમક્ષ સચોટ-રીતે રજૂ કરી તેમને દૂર કરવા માટે જે ભગીરથ પ્રયત્ન કર્યો છે તે અજોડ છે હાલની પરીક્ષાપદ્ધતિ તેમ જ પ્રાથમિક કેળવણીમાં

રહેલ સંસ્કારવિહોણાં તત્ત્વો દૂર કરવાને તેમણે જે પરિશ્રમ લીધો છે તે કોઈથી પણ અજાણ્યો નથી. તેમની પરીક્ષાપદ્ધતિ એટલી તો શાસ્ત્રીય હતી કે બાળક ગભરાયા વગર પ્રશ્નોના જવાબ આપતાં. બાળકોને ન આવડે એવું પૂછવું એ ખરી પરીક્ષા નથી પણ બાળકોને જે આવડતું હોય તેમાંથી તે કેવા જવાબ આપે છે તેની તપાસ કરવી એ જ ખરી બુદ્ધિચિકિત્સા છે, એમ તેઓનું માનવું હતું. અને તેમની પરીક્ષાપદ્ધતિમાં એ નવી દૃષ્ટિ સ્પષ્ટરીતે નજરે પડતી.

તેમનું વિવિધ વિષયોનું બહોળું જ્ઞાન માણસને મુગ્ધ કરી નાખે તેવું હતું. પક્ષીઓ સંબંધેનું જ્ઞાન, વનસ્પતિ સંબંધેનું જ્ઞાન, તારા અને ગ્રહો સંબંધેનું જ્ઞાન એટલું તો સુંદર અને તલસ્પર્શી હતું કે તેમની સાથે પરિચયમાં આવનાર મંત્રમુગ્ધ બની ગયા વિના રહેતા નહિ. તેઓ જે વિષયની વાત શરૂ કરતા એ વિષયનું અથથી ઇતિ સુધીનું શાસ્ત્રીય બયાન રજૂ કરતા. તેમની કહેવાની શૈલી એટલી સરળ હતી કે સાંભળનાર સહેલાઇથી દરેક વસ્તુ સમજી શકે જ.

તેઓ દંભમાં માનનાર ન હતા. જે સામાજિક સુધારાની આવશ્યકતા તેમને જણાતી તે સુધારા સમાજની ટીકાની દરકાર કર્યા વગર તેઓ અમલમાં મૂકી દેતા. અત્યારે ચાલી રહેલ આતિથ્ય-સત્કારની પ્રથા તેઓ પસંદ ન કરતા. એકાદ પ્રસંગે હું તેમની સાથે હતો ત્યારે તેમને મેં કહેતા સાંભળેલા કે આપણા સમાજમાં આ પ્રથા પણ ક્રાન્તિ માગે છે. હિંદની પરિસ્થિતિને અનુકૂળ થાય એવું આતિથ્ય કરવું જોઇએ. આંધળિયું આંગ્લ—અનુકરણ તેમને રુચતું જ નહિ.

તેઓનો હાસ્યવિનોદ ઘણો જ ઉચ્ચ કોટિનો અને માર્મિક

હતો. તેઓ જે વ્યક્તિ સાથે વાતો કરતા તેનું માનસ સમજી લઇ તેને અનુરૂપ વાર્તાલાપ કરતા, એને રુચિકર થાય એવો વિનોદ કરતા.

ટૂંકાણમાં તેમના પરિચયમાં આવનાર ઉપર તેઓ એટલી સુંદર અને સચોટ છાપ પાડતા કે આજે આપણને સૌને તેમની ઊણપ ડગલે અને પગલે લાગે છે. તેમનાં જતાં બાળજગત એક આદર્શ માતા ખોઈ બેઠું હોય એવું લાગે છે. બાળસાહિત્યનું ક્ષેત્ર તેજવિહોણું થઈ ગયું હોય એમ જણાય છે. તેમના મિત્રો, અને સ્નેહીઓ તેમના વગર આજે વિષાદ અનુભવતા જણાય છે. સદ્‌ગતની ખોટ આજે નહિ પણ ભવિષ્યમાં પણ જણાશે જ. ટૂંક સમયની વિદાય પણ માનવીને મૂંઝવનારી નીવડે છે તો આ તો અનંત કાળની વિદાય કેમ સાલ્યા વગર રહે ! પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પે, અને તેમણે આદરેલું ભગીરથ કામ પૂર્ણ કરવામાં સૌને સહાયરૂપ થાય.

દુષ્યંત ન. માંકડ

# બાળકોનો વકીલ

[ મુંબઈ ઈલાકાના માજી મુખ્ય પ્રધાન બાળાસાહેબ
ખેર મુબઈથી બ્રોડકાસ્ટ કરેલુ ભાષણ ]

કોઈ પણ પ્રજાનુ નસીબ તેનાં બાળકોની પીઠ પર સવારી કરે છે સૌ કોઈ આજે નવી દુનિયાની વાતો કરે છે, સૌ કોઈ નવી દુનિયા ઘડવાની વાતો કરે છે છતા યે જગતમા ઝઘડા છે, આખી દુનિયા યુદ્ધમા હોમાઈ ગઈ છે કોઈને ખબર નથી કે જગતને માટે કઈ વેદનાઓ હજુ બાકી હશે વ્યક્તિગત અથવા સામુદાયિક દ્વેષમાથી આ દુનિયાના તમામ ઝઘડાઓ જન્મ ધરે છે જગતના માનવીઓને વિશ્વપ્રેમના પાઠો શીખવાઈ ગયા છે પણ મૂળને કોરા રાખીને પાદડાને પાણી પાવાનો અર્થ તો મૂર્ખાઈ જ છે દુનિયાના વિકાસની અને જગતના સુખની ચાવી તો બાળકના હૃદયમા જ છુપાઈ રહી છે

બાળકનો વિકાસ કરો, તેમના આત્માને ઉન્નત કરો ને સુખી દુનિયાનુ સર્જન થશે.

બાળકના સાચા વિકાસ સિવાય કેળવણીનો મર્મ બીજો એક નથી આ મર્મની સાધના ખાતર બાળકની કેળવણી અને તેની રમતગમતનો પાયો બાળકોની નૈસર્ગિક બુદ્ધિને બરાબર પોષે એ રીતે ઘડવો ઘટે

બાળકોની કેળવણીના ચોક્કસ સિદ્ધાંત યોજવા જોઈએ અને તે સિદ્ધાંતોની સમજણ બાળકોના માબાપને બરાબર આપવી જોઈએ.

બાળકને સાચી કેળવણી આપવાનું પહેલું પગલું માબાપોની સાચી કેળવણી દ્વારા જ ભરાવું ઘટે અને બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપે એવા શિક્ષકો તૈયાર કરવા જોઈએ

સાચા શિક્ષકો સિવાય કેળવણીની કોઈપણ સંસ્થાને સાચો વિકાસ મળતો નથી

બાળકોનાં કુમળાં અને વિકસતા હૃદયમાં જે અનેકવિધ ભાવનાઓ ઊગી રહી છે એ ભાવનાઓને યથાયોગ્ય વેગ આપવાનો સદ્‌ગુણ જેનામાં જડતો નથી એ માનવી સાચો શિક્ષક નથી

ગિજુભાઈ બાળકોના પરમ ચાહક હતા ગિજુભાઈ કહેતા, 'પગે પગે નાના બાળકોમાં વસતા મોટા આત્માનું હું દર્શન કરું છું. એ દર્શન મારામાં એ પ્રેરણા ઉપજાવી ગયું છે કે બાળકોના અધિકારોની સ્થાપના કરવાને જ હું જીવતો રહું અને એ કામ કરતાં જ હું મરી ખૂટું'

આ પ્રેરણાને પરિણામે ગિજુભાઈએ બાળકેળવણીની ફકીરી ધારણ કરી બાળકોના જીવનનો ગિજુભાઈએ અભ્યાસ કર્યો. ભાવનગરના બાળમંદિરમાં ગિજુભાઈએ અનેક પ્રયોગો કર્યા બાળકોને ઉત્સાહિત કરનારી વાર્તાઓ ગિજુભાઈએ તૈયાર કરી બાળકોને માટે ગિજુભાઈએ નાટકો લખ્યા, પરીઓની વાર્તાઓ લખી, પ્રવાસનાં વર્ણન લખ્યા અને મહાપુરુષોના જીવન લખ્યાં, કહેવતો લખી અને ગીતો લખ્યા

'શિક્ષણ પત્રિકા' નામની પોતાની માસિક પત્રિકાદ્વારા ગિજુભાઈએ કેળવણીને લગતું ખરું જ્ઞાન દેખાવાની તજવીજ કરી.

શિક્ષકોના વર્ગો ઊભા કરીને ગિજુભાઈએ લગભગ ૫૦૦ શિક્ષકો તૈયાર કર્યા. આ શિક્ષકોને ગિજુભાઈએ નવી દૃષ્ટિની બક્ષિસ કરી. શિક્ષકવર્ગની નવી પ્રતિષ્ઠા જમાવવાને ગિજુભાઈએ તજવીજ કરી. શિક્ષકના કાર્યને વેઠની કક્ષામાંથી કાઢીને ગિજુભાઈએ શિક્ષકના ધંધાને ઉન્નત કર્યો.

આખા દેશ પર અને ખાસ કરીને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત પર ગિજુભાઈએ ભારે ઉપકાર કર્યો.

આવા પુરુષની યાદ કાયમ રાખવા માટે સ્વાભાવિક રીતે જ ઇચ્છા જાગ્રત થઈ છે. સ્મારક તરીકે બાળકેળવણીનું સુંદર કેન્દ્ર ઊભું કરવાને એક વગદાર સમિતિની સ્થાપના થઈ છે.

ગિજુભાઈ મહાન કેળવણીકાર હતા. ગિજુભાઈનો આદર્શ ગુજરાત મૂર્તિમંત કરે અને બાળકેળવણીનાં ગિજુભાઈનાં અનેકવિધ સ્વપ્નાંઓ ફળીભૂત કરે.

# ગિજુભાઈને

ઉછેર મનુબાળના અટપટા અને આકરા.
શરીર મન ઇન્દ્રિયો હૃદય બુદ્ધિ આત્મા ધરી,
અહીં મનુજ–બાળકો પૃથિવી–પાટલે ઊતરે,
વિકાસ–પથચે પ્રવૃત્ત, પણ ઓશિયાળી દશા;
ચહે સતત સ્નેહ સખ્ય સુસહાય આત્મીયની.

અહીં નસીબવંત કો'ક અનુકૂળતાને વરે,
અસંખ્ય અસહાય હ્યાં, અનુભવે અકારી સ્થિતિ.
વિરૂપ, વિણુ રંગ ઢંગ, જ્યમ જંગલી ઝાંખરાં,
વિના સજગ દેખભાળ ત્યમ ઊછરે બાલુડાં.
અકાળ જનનીત્વ હ્યાં,
અજાણુ જનકત્વ હ્યાં,
અયોગ્ય સમયાંતરાલ પ્રભવે પ્રસૂતિ ચડ્યાં,
વિના સમજશક્તિ કોડ જનકત્વ દામ્પત્યના.
ન સાનયુત ચાહ હ્યાં,
ન ભાનયુત ભાવ હ્યાં,
ન માનયુત સ્થાન હ્યાં,
ન બાલહિત ધ્યાન હ્યાં;

અહીં અધિક લાડ વા અપદશા ઉપેક્ષા યદ્હાં.

ત્યહીં તું સમ કો'ક બાલપ્રભુ પૂજકો જાગતા–
રચી રુચિર ટેકરી શિખર બાલમંદિર તેં
કરી અચલ એકનિષ્ઠ અવિરામ આરાધના.
નવા અખતરા, નવાં દરશનો, નવી સાધના,
વહી સરલ સૂત્રમંત્ર શિશુભાળ સંવર્ધને
રચી વિશદ દર્શને શિશુવિકાસ ગ્રંથાવલિ,
ધરી વિમલ દિવ્ય જ્યોત શિશુ રક્ષણે શિક્ષણે.

(અનુષ્ટુપ)

પ્રબોધ્યા શિક્ષકો શિષ્યો, પ્રબોધ્યાં માતતાતને,
ગુર્જરીમંદિરે કીધી પ્રતિષ્ઠા બાળકૃષ્ણની.
બાલવાત્સલ્યની જેણે સમર્પી શુભ સાધના,
ગુર્જરીગૌરવે એવા ગિજુભાઈ! નમો નમઃ

લાભશંકર પાઠક

# મારાં સંસ્મરણો

વ્યાપક અર્થમાં જોવા લાગીએ તો દરેક પ્રકારના સાહિત્યનું સર્જન આપણાં સ્મરણોમાંથી થાય છે તેમ નથી લાગતું? આપણાં સંસ્મરણોનું સામાજીકરણ સાહિત્યમાં જ્યાં ત્યાં દેખાય છે. આપણી આજુબાજુની સૃષ્ટિમાંથી દિનપ્રતિદિન અનેક જાતની ક્રિયાપ્રક્રિયાઓ થતી હોય છે. તે બધીમાંથી શક્ય તેટલો અનુભવ આપણે કરીએ છીએ પણ આપણા એ અનુભવો વિસ્મૃતિના પ્રચંડ ધોધમાં અદૃશ્ય થાય છે, અને તેમાંથી જે ખરેખર વજનદાર હોય તે જ વિસ્મૃતિના પ્રવાહનો સામનો કરી રત્નવત્ સ્મૃતિના તળિયે જઈ બેસે છે સ્મૃતિને તળિયે જઈ બેઠેલા આ અનુભવો એટલે જ સ્મરણો. સ્વ ગિજુભાઈનું સ્મરણ થતાં જ્યારે વિસ્મૃતિના પ્રવાહમાં હું જોઉં છું ત્યારે તે પ્રવાહને તળિયે સ્થિર થઈ બેઠેલાં કેટલાંય સંસ્મરણો મારી નજરે ચડે છે અને એમાંથી શબ્દોનું રૂપ આપવા માટે ક્યાં વીણી લઉં ને ક્યાં નહિ તેની સમજણ પડતી નથી

દક્ષિણામૂર્તિ માટેનું મારું પહેલું અઠવાડિયું મને અનેક રીતે સ્મરણીય લાગે છે હું નાગપુર તરફથી આવેલો પહેલા અઠવાડિયામાં જોયેલું દક્ષિણામૂર્તિનું ભવ્ય વાતાવરણ ત્યાંના કાર્યકર્તાઓનો અવિરત ઉદ્યમ, તેમના જીવનનું સાદાપણું આદર્શ-

જીવન જીવવાની તેમની મહત્ત્વાકાક્ષા, તેની સાથોસાથ સયમ અને સહૃદયતા વગેરેની પ્રતીતિ થતા મારા મનમાં મારી જૂની સૃષ્ટિ સબધી જે તુલના શરૂ થઇ તે મારુ પરિવર્તન કરાવવામા મગ્ગભૂત થઈ. દક્ષિણામૂર્તિમા આવ્યો ત્યારે કાઠિયાવાડી ગૂજરાતીનો એકે શબ્દ નહોતો આવડતો પાસે એકે પૈસો નહોતો. મનમા અત્યત અસ્વસ્થ થયેલો છતા ગિજુભાઇને હુ કઇ જણાવા દેતો નહોતો રોજ સવારે ૭-૭ાા ના સુમારે ગિજુભાઈ સૌ વિદ્યાર્થીઓના સમાચારે આવે ખોલી સાફસૂફ કરીને સ્નાન વગેરે પતાવી હુ પણ ત્યારે તૈયાર થઈ જતો મારી ખરી સ્થિતિ ગિજુભાઇને જણાવી દઉ ? એમ વારવાર વિચાર કરતો એટલામા એક દિવસ, "ગુડ મોર્નિંગ મિ. નામલે ! काय बरा आहेना ?" ગિજુભાઇનો સ્વર આવ્યો "ગુડ મોર્નિંગ." મારો સ્વર જરા ચિંતાર્દ્ર હતો "શાની ચિંતા તમે કરો છો ?" તેઓ બોલ્યા "ચિંતા ! ના ના અહીં શાની ચિંતા હોય ?" લાગેલો ધક્કો છુપાવતો હુ બોલ્યો સારુ, તમારા પણ રૂપિયા સત્ર ફીના કાલે ભરાઈ જશે વાચવા લાગો, નિશ્ચિત થઇ કામે લાગો" આશ્ચર્યનો આવો ધક્કો આપી ગિજુભાઇ બીજી ઓરડીઓ તરફ વળ્યા હું વિચારમા પડ્યો આ માણસને ચિંતાનુ કારણ કઇ રીતે સમજાયુ ? ગિજુભાઇ જે તત્પરતાથી એમના કુશળ પૂછી બીજા વિદ્યાર્થી તરફ વળતા હતા તે અલ્પાવકાશમાં તેમની પાસેથી ખુલાસો મેળવી ન શક્યો તે આખો દિવસ મારા આશ્ચર્યનો નિવેડો ન આવ્યો કેમ ઓળખ્યુ હશે મારુ મનોગત ગિજુભાઇએ ? સાજ થઇ "ચાલો નામલે ફરવા આવશો ?"

ઝટપટ તૈયાર થઇને હું એમની સાથે થયો "કેમ બરોબર ઓળખીને તમારા મનની વાત ?" ચાલતા ચાલતા ગિજુભાઇ

બોલ્યા. "કેમ જાણ્યું? મને હજુએ આશ્ચર્ય થાય છે." મેં કહ્યું. તે જ દિવસે બપોરે મારા મિત્ર તરફથી મળેલ પોસ્ટકાર્ડની મને યાદ આવી. તેમાં તેણે પોતાની આર્થિક મદદ કરવાની અશક્તિ મને જણાવેલી. શું તે ગિજુભાઈ વાંચી ગયા હશે? મને શંકા પડી. પણ મેં તે દર્શાવી નહિ. મેં કહ્યું, "ગિજુભાઈ, છેલ્લા બે ચાર દિવસ હું ખરેખર બહુ અસ્થિર થઈ ગયો હતો. આપનો ઉપકાર હું ખરેખર ભૂલીશ નહિ."

"ઉપકાર કોણ કોના પર કરે છે? બધું ઇશ્વરની કૃપાથી થાય છે. હવે ચલાવો તમારો અભ્યાસ નિશ્ચિંત મને."

શરદપૂર્ણિમાનો ઉત્સવ હતો. "મિ. નામલે, ઉત્સવ જેટલો ભવ્ય રીતે ઊજવી શકાય તેટલો ઊજવો. જે જે જોઈએ તે મારી પાસે માગજો. પણ ઉત્સવ નમૂનેદાર થવો જોઈએ." વિદ્યાર્થીઓની બુદ્ધિને, કલ્પનાનો સર્વાવકાશ નિર્માણ કરી દઈ તેઓમાં આત્મવિશ્વાસ પેદા કરવો એ ગિજુભાઈના શિક્ષણની ચાવી હતી. મારી કલ્પનાને સ્વૈરવિહારી છોડી મેં એક ભવ્ય દેખાવ ઉત્પન્ન કરવાનું ઠરાવ્યું. કલામંદિરની આજુબાજુની ઈમારતો તાજેતરમાં જ તૈયાર થયેલી. આવડું મોટું ચોરસ પટાંગણ, પણ ઊંચું, ખાડા ટેકરાવાળું અને ગોખરુ અને ઘાસથી ભરેલું. તેને સ્વચ્છ કરી તે પર શુભ્ર બિછાયત, મધ્યવર્તી મોટો શ્વેત ચબૂતરો, તેના પર મનોરંજક કાર્યક્રમ નાટકો વગેરે. આંગણાની ચારે બાજુ સફેદ ધ્વજોથી શોભિત કરવાની અને વચ્ચે વચ્ચે ભાલા જેવા સ્તંભો ખોસવાના. બધાનો શુભ્ર ખાદીનો પોશાક. નાટ્યપ્રયોગો પણ એવાં જ કપડાંમાં કરવાના. કલામંદિર પણ શુભ્ર કાચના પ્યાલામાં દીવોત સળગાવી ગખવાનું અને તેમાં હાંડી ને ઝુમરો

પણ સરેદ. ચાંદનીમાંના આ બધા એકરંગી ભવ્ય દેખાવના વર્ણનથી ખુશ થઈ ગિજુભાઈ બોલ્યા, " બોલો ત્યારે હવે તમારે શું જોઈએ ? " મેં કહ્યું: " કાચના પ્યાલા અમુક, ઝૂમર અમુક." પણ ભાવનગરમાં આ વસ્તુઓ સ્વદેશી ન મળે, ત્યારે મળતી વિદેશી વસ્તુઓ આ ઉત્સવમાં વપરાય કે ,નહિ તે પર મોટી ગડમથલ ચાલી. કલોપાસક વિદ્યાર્થીઓ કહેતા કે કલા એ ભૌગોલિક વા રાજકીય બંધનોથી પર છે. બીજાઓ કહે: " કલામાં સ્વદેશીયતા ન હોય તો તે આદર્શ કલા ન કહેવાય." પેલાઓ કહે: " કલા, કલા માટે જ રાખીએ તો જ કલા અંતીમ ઉત્કર્ષ સાધી શકે. બહુરત્ના વસુંધરા છે. તેના સૃષ્ટ પદાર્થોને સ્વદેશીવિદેશીના કૃત્રિમ વર્ગીકરણથી વિભાગીને કલાનો અત્યુચ્ચ ઉત્કર્ષ સાધવામાં અડચણ ન જોઈએ. કલા વ્યક્તિનિષ્ઠ હોય છે, પણ સારાં સાધનો વગર તે ખીલે નહિ. " બીજાઓ કહે: " કલામાં સ્વદેશીયતા ન લાવો તો જીવનમાં તે ન ઊતરે. આખરે કલા તો આપણા લોકજીવન માટે છે ને ! દેશપરદેશની ભારે ભારે વસ્તુઓ સંગ્રહિત કરવી તે કલા નથી. કલાના માધ્યમો પર નિયંત્રણ જરૂર જોઈએ. કારણ સ્વદેશીમાં જ સ્વમાન જળવાય. જીવવા મરવાનો જ્યાં પ્રશ્ન ઊભો થયો હોય ત્યાં સ્વદેશીવ્રતનું કડક પાલન કરી સમાજમાં આદર્શ ઊભો કરવો જોઈએ. આપણા ઉત્સવો જો વિલાસની વસ્તુઓ દ્વારા ઉજવવામાં આવે તો પ્રજાને ઊંધો દાખલો બેસે છે."

આમ બન્ને પક્ષોના સામસામા વિચારો શ્રી ગિજુભાઈએ સાંભળી લીધા. થોડીવાર મૂગા રહ્યા પછી ધીમા અને નિશ્ચિત અવાજમાં તેઓ બોલવા માંડ્યા-

" આ દેવમંદિરો બંધાયાં છે તે આજુબાજુના પથ્થરોનાં જ

બંધાયાં છે તેવું લાગતું નથી. દેશદેશના પથ્થરો તેના કલાવિધાન માટે યોજાયેલ આપણે આપણી નજરે જોઇએ છીએ. દેવમંદિરો એ આપણું સામાજિક સર્જન છે. પણ આપણા વૈયક્તિક જીવનમાં સ્વદેશીયતા પ્રધાન સ્થાને હોવી જોઈએ. કલાવિકાસને આપણે અટકાવવા માગતા નથી અને છતાં જીવવા માગીએ છીએ. કલા માટે કલા હોઇ શકે અને જીવન માટે પણ કલા હોઇ શકે. એમાંના શુદ્ધ ભેદો આપણે પારખવા જોઇએ. પણ એ ઊંડા પાણીમાં તમને ઉતારવા કરતાં મને લાગે છે કે આજની ઉત્સવયોજના આપણે તોડી ન પાડીએ. એમની કલ્પનાશક્તિ ખીલવા દઇએ. એક અભ્યાસ કરવાના પ્રસંગ તરીકે એને લઈએ, અને તેના પરથી જેને જેમ યોગ્ય લાગે તેમ કરવા દઇએ." આ પ્રસંગ થી. ગિજુભાઇના લાક્ષણિક વ્યક્તિત્વ માટે મને હજી યે સાંભરે છે.

શ્રી. ના. નામલે

# પહેલું અને છેલ્લું દર્શન

મૃત્યુ પહેલાં લગભગ એક વર્ષે, ભાવનગર બાળમંદિરના એમના મકાનમાં કૃષ શરીરે તેઓ દમની બિમારી ભોગવતા હતા. એ પછી તો ફરી એક વર્ષ માટે અધ્યાપનમંદિરનો વર્ગ ચલાવવાનો એમણે નિર્ણય કરેલ અને એ રાજકોટમાં પૂરો પણ કર્યો.

એક રાત્રે હું તેમની પાસે ગયેલો. કષ્ટસાધ્ય વ્યાધિથી હું પણ ઘેરાયેલો હતો. ઘણી વાતોને અંતે, પથારીમાંથી ઊઠી મને બહાર વળાવવા આવતાં પગથિયાં પરથી ઊતરતાં ઊતરતાં તેઓ બોલ્યા, 'જા, તું તારી બિમારીમાંથી તદ્દન મુક્ત થઇ જઇશ.' મને એ વખતે મારી સ્થિતિ જોતાં સાવ તંદુરસ્ત થવાની આશા બહુ ન હતી એટલે હું હસ્યો. તેમણે વધુ આગળ વધી એક મોગરા પાસે જઇ, તેનું એક ફૂલ તોડયું અને મારા હાથમાં આપ્યું અને બોલ્યા, 'હું જે કહું છું તે બરાબર કહું છું. મારા કહેવાની સાક્ષી તરીકે જો આ ફૂલ તને આપું છું.'

અને આજે એ વાતને ત્રણ વર્ષ વીતી ગયાં છે અને ઘણા લોકોને આશ્ચર્ય થાય એ રીતે બિમારીમાંથી મુક્ત થઇ ફરી મેં નવજીવન પ્રાપ્ત કર્યું છે.

આ મુલાકાત પહેલાં પણ જ્યારે પહેલીવાર હું ગંભીર

ઓપરેશન માટે મુબઇ જવાના થતો હતો ત્યારે ભાવનગરથી વઢવાણ સુધી તેઓ ટ્રેનમા સાથે હતા ત્યારે પણ હું નિરાશાપૂર્ણ હતો, જ્યારે તેઓએ પૂરી રીતે આશાપૂર્ણ બની મને કહેલુ, "મોટા મોટા ઝઝાવાતો જીવનમા આવી જવા સ્વાભાવિક છે જ્યારે મોટા વા-વટોળ પસાર થાય છે ત્યારે ઘાસ નીચુ નમી જાય છે એ પસાર થઇ જતાં ફરી પાછુ પોતાની સ્થિતિ પ્રાપ્ત કરે છે એ નિર્મૂળ નહિ થાય. તારા ઉપર એવા આ ઝંઝાવાત છે એ પસાર થતા તુ પાછો ઊભો થઇશ "

કેટલો મમતાપૂર્ણ આશાવાદ અને દઢતા તેઓને મારા માટે હતા ? મારા જીવનમા મે માનેલા થોડા નજીકના સાચા મુરબ્બીઓ. માથી આમણે એક જ મારા દેહના ટકવા વિશે આશાવાદ સેવેલ



આજથી લગભગ ૨૫ વર્ષ પહેલા દક્ષિણામૂર્તિ સસ્થામા હુ વિદ્યાર્થી તરીકે દાખલ થયેલો નાનાભાઈ અને ગિજુભાઇની જોડી જ અમારા મુરબ્બીઓ તરીકેની હતી

ગિજુભાઈ અમારા વિનયમદિરના આચાર્ય હતા લાંબુ ધોતિયુ, લાંબો કોટ માથે કાઠિયાવાડી ફેટો અને આંખે ચશ્મા એ વખતે વિનયમદિરોમા કેવી રીતે શિક્ષણ આપવાનો પ્રબંધ હશે તે તો કોણ જાણે, પણ અમને પહેલી અગ્રેજીવાળાઓને કાંઇક વધારે પ્રેમળ રીતે અને સારી રીતે શીખવવાના તેઓ યત્ન કરતા હતા એવુ યાદ છે અમોને તેઓ અગ્રેજી પરિચય-પદ્ધતિ ( Direct method )થી શીખવતા અને ત્યારે તેમને અમારા વર્ગમાથી એક છોકરાએ સવાલજવાબમાં કહેલુ, "Throw your turb n outside " આવા સવાલને પણ તેઓ

ગણી ખાતા, અને એ પ્રયત્નપૂર્વક, કારણ એમની પ્રકૃતિ બહુ તેજ હતી. મારા બીજા એક સગા ભાઇને 'તને ઝાડે ઊંધે માથે બાંધી નીચે તાપ કરવો જોઇએ.' એવું પણ એમણે કહેલું એવી એક માનસિક સ્થિતિમાંથી તેઓ પસાર થયેલા.

અમારા તમામ જાતના તોફાનોને પરિણામે તેઓ જ વધુ દુઃખિત થતા એવું મને આજે યાદ આવે છે અમારા વર્ગના અંદર અંદરના બે છોકરાઓ વચ્ચેની દુશ્મનાવટ ઘણી વધેલી તેને પણ તેઓ અંદર અંદરની સમજાવટ પછી, બહાર એક ખાડો હતો અને તેમાં રેતી હતી તેની અંદર રીતસર સૌને એકઠાં બેસાડી વચ્ચે દટાવી દેવાનો એમણે પ્રયોગ કરેલો.

છોકરાઓ જ્યારે મસ્તી કરે ત્યારે શિક્ષાનો ઓછામાં ઓછો પ્રયોગ કેમ કરવો તે તરફ તેમનો બહુ સમજણપૂર્વકનો પ્રયાસ હતો, એ મને આજે બહુ સ્પષ્ટ દેખાય છે.



અમને બીજું બધું શીખવતા પણ ધર્મશિક્ષણમાં ધર્માત્માઓનાં જીવનચરિતો કહેવાની તેમની રીતે અમારા સૌના પર અનહદ છાપ પાડી છે. જ્ઞાનેશ્વર, રામકૃષ્ણ પરમહંસ અને ઉપરે ચૈતન્યપ્રભુની વાતોમાં તેઓ એટલા તન્મય બનતા અને અમને બનાવતા કે આખા વર્ગને તેઓ ચોધાર આંસુઓએ રડાવતા. જેને અમે કઠોર વિદ્યાર્થી ગણી શકીએ એવા વિદ્યાર્થીને પણ રડતો અમે જોતા. બુદ્ધ અને ચૈતન્યનાં એ ચરિતો વખતે તેઓ પોતે પોતાની જાત પરથી કાબૂ ગુમાવી રડતા રડતા વર્ગમાંથી પસાર થઇ જતા આજે આટલાં વર્ષે ય મને દેખાય છે.



અને પછી તો બાળકેળવણીના ક્ષેત્રમાં તેઓ આવ્યા. નાનાં બાળકો વચ્ચે તેઓને કામ કરતા જોવા માટે અમો વિદ્યાર્થીઓ બહુ આતુરતાથી જતા. ટોળાબંધ બાળકોને વિવિધ પ્રવૃત્તિઓ આપવી અને તેઓની આગળ વાર્તાઓ કહેવી એ બધું એમણે સ્વેચ્છાયે સ્વીકારેલું. આ કામ બીજાઓને આશ્ચર્ય કરાવતું છતાં તેઓને મન યોગ્ય કાર્ય મળ્યું હતું એમ આજે સમજાય છે.

અને પછી તો ટેકરી પરનું બાળમંદિર બન્યું.



જે કામ પોતે ઉઠાવે તેમા તેઓ એટલા ઓતપ્રોત બની રહેતા કે પછી તેને અંગે જ જેઓ સાથે કામ પડે તેમની સાથે તેઓ પરિચય પાડતા અને તેઓને વખત આપતા. એને અંગે તેઓ ઘણી વખત મારી નજરે ભુક્કા અને અભિમાની પણ જણાયા હતા. પછીથી વિનયમંદિર તેમનુ ઓરમાયું છોકરું હોય એમ તેઓ વર્તતા હોય એમ મને લાગતું, અને એ વાત મેં એમને કહેલી પણ ખરી. તેઓ તે વખતે માત્ર હસેલા જ.



વિદ્યાપીઠ છોડી હું ભાવનગર ગયો અને તુક્કો આવ્યો કે ચાલો અધ્યાપનમંદિરમાં ભણવા. એ દરમિયાન તેમણે બાળશિક્ષકો તૈયાર કરવાનુ અધ્યાપનમંદિર શરૂ કરી દીધેલું. રસોડામાં જમતાં જમતાં મને કહ્યું, "ચાલ ભણવા" મેં કહ્યું, "હું આવીશ." "જરૂર આવ, તને સરસ પગાર અપાવીશ!"

અને હું એક વર્ષ માટે તેમાં જોડાયો. વિનયમંદિરમાં રહ્યાં બાળમંદિર છોકરાં રમાડવાની એક નિશાળ માત્ર દેખાયેલી, વિદ્યાપીઠમાં જગ્ન પછી પણ બાળમંદિર વિશે વધુ સ્પષ્ટ કલ્પના જ

નહિ આવેલી અને જ્યારે તેના અધ્યાપનમંદિરમાં જોડાયો ત્યારે પણ બાળમંદિરની સમજણ જ ન હતી. આજે એમ લાગે છે કે માણસજાતને સાચા સ્વરૂપે સમજવાની અને કેળવણીને નામે જે કંઇ ચાલે છે તેને બદલે શું હોઇ શકે તે સમજવા માટે જીવનની નિશાળમાં હું ગયેલો. શિક્ષણના ક્ષેત્રમાં સ્પષ્ટ અજવાળું આપનાર મારે માટેની શરૂઆતની તે જ નિશાળ બની હતી.



અધ્યાપનમંદિરમાં દાખલ થતાં અમારે એક ફોર્મ ભરવાનું હતું. જુદા જુદા સવાલો એમાં પૂછવામાં આવતા. એક સવાલ હતો: "તમને ગાતા આવડે છે ?" મેં લખેલું: "ના." એકવાર મનેગાવા બેસાડ્યો. મેં એક ભજન ગાયું. ગિજુભાઇને એ ગમ્યું. ગિજુભાઇએ બહાર નીકળી કહ્યું: "તેં તારા જવાબમાં જૂઠું statement કેમ કર્યું" કે ગાતા નથી આવડતું ?" મેં કહ્યું: "હજી હું એમ જ કહું છું, મને ગાતા નથી આવડતું. ગાતા આવડવાનો મારો વિવેક મને કહે છે કે તને ગાતા નથી આવડતું. અને એ દૃષ્ટિએ હું સાચો છું."



એક વાર બાળકોને પત્રો નાખવાની એક ટપાલપેટી મને રિપેર કરવા આપી. ઉપર કાગળ ચોંટાડવાના હતા. હું ચોંટાડી લાવ્યો. તેમને તે પસંદ ન પડ્યું. એટલે ઊભી ટેકરી પરથી તે પેટીનો ઘા કરી દીધો અને પસાર થઇ ગયા. એ પ્રસંગ પરથી જ સાંધો અભ્યાસ છોડી દઈને ભાગવાનો વિચાર કરેલો. "આ ફેંકી દેવાની રીત તે કઈ જાતની ! તમારું ભણતર તમારી પાસે રાખો. હું જાઉં છું." "અરે બધા, ગાંડા છો ! ત્યારે સારું કેમ ન કરી લાવ્યો ? હું મારી પ તેથી ક્યાં જતો હતો ?" અને

એવી પ્રેમળ રીતે તેમના સકંજામાં હું આવ્યો કે મારો નિર્ણય મારે છોડવો પડ્યો.

જૂના જમાનાના ગુરુઓ જે રીતે શિષ્યોને તંગ કરતા અને છતાં શિષ્યો વિદ્યાસંપાદનને માટે ગુરુના કડક વ્યવહારો નિભાવતા એવું એમના પરત્વે મને લાગતું હતું. પણ એ બધું ય ત્યારે જ સંભવે જ્યારે અરસ્પરસ પ્રેમળ લાગણીઓના વહેતા પ્રવાહો એક બીજાનાં અંતરોએ ઓળખ્યા હોય.



અધ્યાપનમંદિરનાં જેટલાં ભાઇબહેનો તેમના હાથ નીચે પસાર થઇ જતાં તે સૌની પાસેથી તેઓ જીવનના નાનાંમોટાં તમામ કામો કરવાની શક્તિ અને હોશિયારી મેળવીને જાય તેવી અપેક્ષા રાખતા. એ બધા જ ભાઇબહેનો પોતા પાસેથી ગયાં પછી સૌ સાથે તેઓ જીવન્ત સંબંધ રાખવાની પૂરી જાગૃતિ રાખતા. વિદ્યાર્થીઓની શક્તિઅશક્તિને તેઓ પોતાની જ શક્તિઅશક્તિ માનતા અને કામ કરનાર તમામને પોતપોતાને સ્થાને અતિઉત્સાહથી ... રહ્યા પ્રેરણા આપ્યે જ જતા. 'શિક્ષણ પત્રિકા'ની હિન્દી પ્રકાશનની જવાબદારી મારે માથે ઇંદોરમાં આવી. નાનામાં નાની સૂચનાઓ તેઓ હંમેશ ટપાલથી આપતા અને છતાં તેને માટેની બધી જ જવાબદારી, પૂરી શ્રદ્ધાથી તેઓએ મારા પર મૂકી દીધેલી. "હિંદી જગતમાં જે સફળતા મળશે તેની વિજયમાળા તારા ગળામાં હું પહેરાવીશ." એવું લખીને પણ મારે માથેની જવાબદારી અને ઉત્સાહ તેમણે વધાર્યો જ હતો.



દૃઢતા અને કાર્યપરાયણતા તેમને હાડોહાડ વ્યાપી ગઇ હતી.

તેમના એકેએક કાર્યમાં અને એકેએક પગલામાં એટલું જોર રહેતું કે એને એમાંથી પાછા હટાવવું અશક્ય જ રહેતું. પોતાને લાગતી સાચી વાત કોઈને દુઃખ લાગે તો યે કહેવામાં તેઓ અચકાતા નહિ. પૂ. ગાંધીજીએ લખેલી પહેલી બાળપોથી એમના પાસે પંદરેક વર્ષ પહેલાં આવેલી ત્યારે તેની ઉપર સોએક પાના જેટલી કડક ટીકા લખેલી મેં વાંચી હતી. એ વખતે એમની જે વિચારસરણી હતી તે પ્રમાણે એ ઉપર સખ્ત, કહેવાનું કહી નાખ્યું હતું. કદાચને આજે એ લખાણમાં ફેરફાર પણ એમણે કર્યો હોત એવું ય મને દેખાય છે.



મુસીબતો, દુઃખ, ક્લેશ તમામનો ઘણો ય સામનો એમના જીવનમાં એમને કરવો પડ્યો હતો. પણ જીવનની અને જીવનના વ્યવહારોની એ નક્કર હકીકતો જ એમણે સમજી એ બધાનો સ્થિર ચિત્તે તેઓ સામનો કરતા. એ બધામાં પોતે મનથી ઘણીવાર દુઃખી થતા, ક્લેશ પણ અનુભવતા અને પરિણામે આ જીવનના વ્યવહારથી પર થતા અને અંતર્મુખ બની, મનની શાંતિ મેળવતા. તેઓ કાર્યમાં જ લીન રહેતા. કામ સિવાય આરામથી અને વાતો કરતા બેસવાની એમના વિશેની મને કલ્પના જ નથી આવી શકતી. અને એમના છેવટના અંત સુધી, એ જ દૃઢતાથી શ્રદ્ધાથી જોરથી પોતાના શરીરના ભોગે તેઓએ પોતાનું જીવનકાર્ય કર્યાં કર્યું. કોણ માણસ શું અને કઈ જાતનું કાર્ય કરે છે એ વિશે એમને ઓછી પરવા હતી. કાર્ય કરનાર કેટલી ચીવટથી, શ્રદ્ધાથી બારીકાઈથી અને છેવટ સુધી પોતાના કાર્યને પાર પાડવા ચોંટી રહે છે એમાં જ તેના જીવનનું સાફલ્ય ગણાય તેમ તેઓનું દૃઢ માનવું હતું. એમના સ્વભાવની આ ખાસિયત એમના મૃત્યુ સુધી દેખાઈ



જે વાતચીત વખતે મારી તબિયત વિશે એમણે શુભ પ્રશ્ન પૂછેલું તે જ વખતે પોતાને વિશે વાતચીતમાં એમણે મને જણાવ્યું, 'હવે મારામાં દેહતત્ત્વ ઓછું જ છે. પ્રાણતત્ત્વને આધારે ટકું છું.' અને છતાં, એ પછી તો એમણે રાજકોટમાં અધ્યાપનમંદિર ચલાવ્યું. મિત્રોએ એમને કામથી નિવૃત્ત થવાને વીનવેલા., પણ ગમે તે કારણે મનથી અસ્વસ્થ ગિજુભાઈ કામમાંથી જ શાંતિ મેળવવાનો પ્રયાસ કરતા હોય એવું મને લાગ્યા કરેલું. દુઃખ એ એક એવી શક્તિ છે કે એને જો કામમાં વાળવામાં આવે તો એ એક મોટી શક્તિ બને છે એ એમની માન્યતા એમણે પ્રત્યક્ષ જીવનમાં ઉતારેલ. છેવટ છેવટ શરીરની અસુખાકારી, કૌટુમ્બિક જીવનની અડચણો, મિત્રો સાથેના કાર્યનિમિત્તેના ઘર્ષણો, માનસિક મૂંઝવણો વગેરેનો સામનો એમણે કેટલી સ્થિર રીતે ને બહાદુરીથી કર્યો એ અમે એમની નજીક રહેનારાઓએ જાણ્યું છે. એમનું મનોબળ એટલું જબરું હતું અને એમની કલ્પનાઓ એટલી સ્થૂળ જીવનની સલના પર અવલંબેલી હતી કે નાનીમોટી તમામ યોજનાઓમાંથી તેઓ આબાદ પાર ઊતરતા

એમના જીવનના છેલ્લા પંદર દિવસ એમની પાસે રહેવાનું ને એમની સેવા કરવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું.

મૃત્યુ પહેલાં બરાબર એક મહિને, રાજકોટથી એક એરોપ્લેન મુંબઈ ઊતર્યું. એમાંથી એમના ભક્તમિત્ર બૅરીસ્ટર પોપટલાલ ચુડગર સાથે તેઓ ઊતર્યા અમે તેમને લેવા ગયેલા. શરીરને ટેકે ટેકે તેઓને મોટર પાસે લાવ્યા ને ખુરશી પર બેસાર્યા સૌની સાથે હસ્તધૂનન કરી ખબરો પૂછ્યા ને હસતા હસતા રવાના થયા.

બૅરીસ્ટર ચુડગરે એમને વિનવ્યા: 'મુંબઈમાં આપણે તમારી

તબિયત બરાબર તપાસાવી લઇએ ' એમનુ કહેવુ હતુ 'મારુ શરીર માત્ર હવાફેરથી ઉપયોગી હશે તો સારુ થઇ જ જશે ' અને સાંજે દેવલાલી જતી ટ્રેનમાં તેઓ બેઠા કોઇ પરાક્રમી જુવાન પોતાના પરાક્રમની વાતો કરે એ રીતે જીવનની ચોપન વર્ષની ઉમરે હવાઇ વિમાનમા પોતે કરેલ મુસાફરીનુ વર્ણન તેઓ આપતા હતા.

દેવલાલી જવાનુ મને ભાગ્ય પ્રાપ્ત ન થયુ પરતુ ત્યાંથી ચારેક દિવસે એમનુ ટેમ્પરેચર ઠીક ન થયુ એટલે તેઓ પંચગની પહોંચ્યા

પંચગની ગયા પછી તબિયત ઠીક હતી એટલે એમના મિત્ર શ્રી. સુડગર કેસની મુદત હતી એટલે કાઠિયાવાડ ગયા. તેમણે શ્રી સુડગરને ગજા પણ આપેલી દરમિયાનમાં એમની તબિયત ભયકર રીતે બગડવાના તાર અમને મુંબઇમા પહોંચતા, પહેલાં તેમના ભાઇ હાસુભાઇ તથા મારાભાઇ શાંતિભાઇ ત્યાં પહોંચ્યા પછીથી તેમના ચિર જીવી નરેન્દ્ર બધેકા કાઠિયાવાડથી આવતા હું તેમની સાથે પંચગની પહોંચેલ. લાંબા સમયથી દમની અસર તથા કામના અતિશય થાકને લીધે આવેલી અતિશય અશક્તિ અને એ ઉપરાંત મુસાફરીના પોઢ શ્રમને પરિણામે છેવટે પક્ષઘાતનો હુમલો એમને થયો. કુદરતની પણ બલિહારી જ [illegible] ને કે એમનુ આવુ જબરુ મિત્રમડળ હોવા છતાં એમના અતિશય દુખના હુમલા વખતે માત્ર એમના એક જ વિદ્યાર્થી શ્રી. પી ડી. અને એમના પત્ની શાંતાબહેન જ એમની પાસે હતાં! પંચગનીના ડોક્ટર અને આરોગ્યગૃહના વ્યવસ્થાપકની મદદને પરિણામે અમે સૌ પહોંચ્યાં ત્યા સુધીમાં શાંતિ રહી. તબિયત ફરી ઠીક બનતી ચાલી ડાબુ અગ જરુ પડયુ હતુ અને વાચા પણ સમ્ભગ બંધ પડી હતી એટલે જમણો હાથ ને પેન કામ કરતાં

હતાં. આવી અતિશય નબળી ને અશક્ત હાલતમાં કેટલા દઢ મને ને કેટલી સ્થિરતાથી, બધી વાતો ને સૂચનાઓ તેઓ આપતા હતા! અમારા સૌની ખાવાપીવાની ચિન્તા, પત્રવ્યવહાર તથા પત્રોની હકીકતોથી માહિતગીરી ને તેને અંગેની સૂચનાઓ, પોતાને દવાથી થતી અસરો વગેરે બહુ જ શાંત રીતે બધું અમને તેઓ લખીને આપતા ને સમજાવતા

વહેલી સવારમાં પંચગનીની ખીણોમાં whisling birds વગેરે જ્યારે બોલતાં ત્યારે કાગળ પર તેઓ એના નામ લખી આપતાં!

અમને આપેલ સૂચનાઓ તથા વાક્યોમાંથી કોઇ કોઇ તો સાચે જ નોંધવા જેવા છે.

"મને જ્યારે તમે પથારીમાં ફેરવો ત્યારે રેલ્વેના થાકેલા મજૂરો કોથળા ફેરવે એની જેમ ન ફેરવો"

× × ×

"તમે બન્ને મને માલિશ કરો ને એ રીતે મારી શક્તિ બનો. બર્નાડ શૉએ એના નાટકમાં જેમ Two officersને અમર કર્યા તેમ હું તમને મારા નાટકમાં અમર કરીશ."

તેઓ જ્યારે નારાજ થતા ત્યારે હું કહેતો 'તમે શું ઢીલા પડો છો?' જવાબમાં એ કહેતા 'મારું કાળજું તો કઠણ છે તમે જ મને ઉશ્કેરવાના પ્રસંગો ઉપસ્થિત કરો છો'

છેલ્લે છેલ્લે જ્યારે બેરીસ્ટર મુનશી વગેરે સૌ એકઠા થઇ ગયા ને પંચગની છોડી એમને મુંબઇ સારવાર માટે લાવવાનું ઠરાવ્યું ત્યારે એમણે કહેલું "ખુદાનો હુકમ થવા દો" અને પછીના બે દિવસ એમના બહુ દર્દમય ગયા એમ કહેવાય.

"મુંબઈ સમાચાર" દૈનિકમાં બંગાળના પાગલ હરનાથની વાત પ્રસિદ્ધ થતી. એમના ભાઈ દામુભાઈને એ વાચના કર્યું. દામુભાઈએ એ કામ મને સોંપ્યું. વીશ વર્ષ પહેલા હું જ્યારે દક્ષિણામૂર્તિમાં પહેલી અંગ્રેજી ભણતો ત્યારે આગળ જણાવ્યું તેમ અમને તેઓ ધર્માત્માનાં ચરિતો કહેતા તેમાં પાગલ હરનાથની વાત કહેલી ત્યારે પણ તેઓ રડેલા. મને એ વાચતા જ એ પ્રસંગ યાદ આવ્યો ને મેં એ સ્વ. ગિજુભાઈને કહ્યું. સાંભળતાવેંત જ તેઓ બાળકની જેમ રડવા લાગ્યા. મને ઓરડામાંથી ચાલ્યા જવા નિશાની કરી. હું ગયો.

તરત જ પછી એમના ભત્રીજી મોઘીબેનને બોલાવી એમની પાસે ભજન ગવરાવ્યા. જેમાં બીજી પ્રવૃત્તિઓ કરતાં રામનામ લેતાં ઘણું મોડું થયું એવો કંઈક ભાવ હતો. એ સાંભળ્યા પછી પણ તેઓ ખૂબ રોયા. આખું વાતાવરણ દુઃખમય થયું ને છેવટે એમણે પોતે જ સ્થિર થઈને ચિઠ્ઠીથી લખી જણાવ્યું 'મારી આત્મદર્શન કરવાની ઝંખના અધૂરી જ રહી. હરિધ્યાન ને ભક્તિ અધૂરી જ રહી. હું મારી વાત કોને સમજાવું ?" આ જ જગ્યાએ કહેવું જોઈએ કે એમની છેલ્લી ઊંડેલી કલ્પનાઓ હિમાલયમાં જઈ આશ્રમ કાઢી રહેવાની હતી.

છેવટે જ્યારે એમની ડૉકટરી પૂરી વ્યવસ્થિત સારવાર થઈ શકે એ માટે પંચગીનીથી મુંબઈ લાવવાનું ઠર્યું ત્યારે એમની તબિયત-હૃદયની હાલત બહુ ગંભીર હતી. છતાં હું આગળથી વ્યવસ્થા કરવા મુંબઈ ઊપડ્યો ત્યારે લખી આપ્યું "I fear no consequences We go to-morrow શુભ કરોતુ"

અને પછી તો મુંબઈ પહોંચ્યા જ.

હમેશની સારવાર ચાલી મિત્રો તથા સબધીઓનો સાગર ઊમટયો હતો ઉંઅને ઉં ને હમેશ તેઓ ફૂલો મગાવતા ને જે આવે તેના પગ ફેરતા ને ચારે તરફ વેરવા આપતા

આખરી બે દિવસોથી તેઓએ શરીર નહિ ટકે એવુ જાણી લીધુ ને બે વાર એમના દીકરાને લખી આપ્યુ

"Life is not eternal I am closing my accounts'

× × ×

"મારા મૃત્યુ પછી કોઇ રડશો નહિ"

અને એ ઉંડના કનારા ને છેલ્લી ક્ષણો બેભાન જેવી હાલતમા છતા કેટલી શુદ્ધિથી બધુ સમજતા! ! ન ઉશ્કેરાટ કે ન ગભરાટ કેટલી શાન્તિ હતી! ઉં ના છેલ્લા લેવાતા શ્વાસો કેટલી નિર્ભયતાથી ને ધીમેથી સમજણપૂર્વક લેવાતા હતા! સ્વજનોનુ ટોળુ આસપાસ ઊભુ જ હતુ ડૉક્ટરો પણ હતા ઊઘડી ગયેલી આખો છેવટે લાબો દીર્ઘશ્વાસ લેવાઇને અનતકાળ માટે બધ થઇ ગઇ મૃત્યુ સમયે પણ જીવનમા વણાયેલી મૂર્તિમત દઢતા જ દેખાઇ

ચદુલાલ વ. ભટ્ટ

# ગિજુ ગુનવાન

કવિત

નિયામક નિરાલો ભટ્ટ નાનો ઉદાર બોલ્યો,<br>
આજીવનસભ્ય એક આજ યહાં આયો હૈ;<br>
વિઠ્ઠલ વિચાર કીનો વકીલાતવર્ગ ગિજુ,<br>
શિક્ષક સમાજ કૈસેં સ્નેહ—ગુંજ પાયો હૈ;<br>
ગિજુસેં કહાયો જાઈ આવસ્થી ઉદાર-ચિત્ત,<br>
શંકા સમૃદ્ધ શુદ્ધ એક અંતર સમાયો હૈ;<br>
પૂર્ણ મૈં પૂજારી સુસ્ત, સ્વાતંત્ર્ય હૈ મંત્ર મેરા,<br>
ગિજુ ગુનવાન ગોલી 'જશુ' એ સુનાયો હૈ.



## ગિજુ જ્ઞાન–પરીક્ષા

કવિત

હરકો ગોવિન્દદાસ મોટો મલકાઈ બોલ્યો,<br>
વિનય-મંદિર સ્થાન સ્થાપન કરવાયો હૈ;<br>
આદર્શ ઉદાર દિલ નિયામકસેં જાઈ કહ્યો,<br>
આજ મૂં વિચાર બાળમંદિર સ્ફુરાયો હૈ;<br>
ગિજુ બાળમાનસકી પરીક્ષા કરીજેં આપ,<br>
બાળકઉદ્ધાર કાજ કૈસો ચિત્ત ધાયો હૈ;<br>
નિયામક નિરાલી છાપ, નાનો નકલંક બોલ્યો,<br>
મૈં હૂં સ્થૂલ સ્થાપક, પ્રાણ ગિજુ પ્રેરનાકો હૈ.

દોહા

શંકા ગેલી સ્નેહસું, બંકા દિલ બહલાય;
શુદ્ધ પરીક્ષા સ્થાનમેં, પ્રીત ગિજુ પરખાય.

કવિત

અપને આલમંદિરકો બગીચો બનાયો નીકો,
માલી બની વારીકો સીંચન કરાયો હૈ;
અવસ્ય કુમાર કલી ખીલી અદ્‌ભૂત ઐસી,
મોગરો ચમેલી પારીજાતક કહાયો હૈ;
હમારે બાલમંદિરમેં નુતન સુપુષ્પ ખીલે,
અનોઠી સુવાસ કંઠ કોકિલ કહાયો હૈ;
કોઉ ફૂલ મંદગતિ હલનચલન દેખી,
કોઈ પુષ્પ દૌડ દૌડ વિદ્યા શુભ પાયો હૈ.

પૂર્વકી પ્રથા જો આજ ભારત પ્રચાર કીનો,
માનસ હૃદય ધ્યેય પૃથક્કરણુ ધાયો હૈ;
પૂજ્ય હૈ પ્રભાવ તેરો ગરવી ગૂજરાત મધ્ય,
ગંગકો પ્રવાહ શબ્દ સાક્ષર કહાયો હૈ.

દિલકો ઉદાર ગ્રામ ગુનકો નિધાન જૈસો,
ગિજુ ગુનવાન બાળમાનસ ઘડાયો હૈ;
કવિ યશકર્ણ કહે દિલમેં અફસોસ એક,
ગરવી ગૂજરાત પ્રિય પુત્ર ગિજુ ગુમાયો હૈ.

કવિત

કાંન્તિ કે યુગકો પ્રબલ વિધાતા જૈસો,
રાજદ્વારી વિષયમેં ગાંધી—જ્ઞાન પાયો હૈ;
ભારત ઉદ્ધાર બાળશિક્ષણ બઢાનવાલો,
અદ્ભુત અનેરું સર્વોચ્ચ સ્થાન પાયો હૈ;
ગિજુ ગુનવાન ચિત્ત–ચતુર સુજાન–વાલો,
ભારતી સપુત ગિજુ ગોદસેં ગિરાયો હૈ;
શિક્ષણ સમાજ શુભ જનક ગુમાયો જૈસો,
નિર્મલ સુકુમાર હાસ્ય જશુ બાળક ગુમાયો હૈ.

જશકરણકે પૂજ્ય પિતા નારાયણભાઇકે સ્મરણાંજલિ

નારાયણ સ્વરૂપ નિજ–પિતાકો પ્રમાન ચીન્યો,
ભાષા કો બનાયો વેદ–વંદન કરવાયો હૈ;
પાલક હમારે પિતા પૂજ્ય શ્રી પિતાકે પ્રાન,
અંજલિ ઉદાર તીન–વારહી ચઢાયો હૈ;
રવિદાન રાજ–કવિ શમ કે જો રાજ–મધ્ય,
ઘેલી–ગતરાડ ગૂઢ–રહસ્ય ગણાયો હૈ;
કોટડા નરેન્દ્ર–કવિ સુબરાજ કો પ્રતાપ એક,
હિમ્મત કુમાર ‘જશુ’ જગતમેં જગાયો હૈ.

દોહા

દક્ષિણામૂર્તિ દેવને, વંદન વાર હજાર;
ગિજુ ગ્રન્થ અર્પણ કીયો, સ્નેહ અંજલિ સાર.

ગઢવી જશકરણ નારાયણભાઈ સીંધાવદરવાળા